**शोकावेगात्** = પ્રિયવિયોગની કલ્પનાથી જન્મેલા સંતાપના વેગથી **कर्तव्यभ्रेष:** = કાર્યરૂપી ધર્મનો **भ्रेष:** = ચ્યુતિ–એવો અર્થ થયો.

**ભાષ્ય**—શાણો છતાં ભલા ! શાને ફોગટ ભ્રમિત થાય છે ? અહીં સ્વજન-વધનું વિધાન નથી પણ મોહનાં મારણનું વિધાન છે. મોહનું આવરણ શોક જન્માવતું હોઈને કર્તવ્યમાંથી ભ્રષ્ટ કરનારું બને. તે જ છે સ્વજન વિષયક મોહ. સૌ પુત્ર પર સ્નેહ કરે, તેના દૂષણ પર નહીં.

અને વળી સત્ય અને અસત્યમાંથી સત્યજ સ્વીકાર્ય છે. અસત્ય નહીં. લોકની સ્થિતિ અને શ્રેય:પ્રાપ્તિ સત્યમાં પ્રતિષ્ઠિત છે. સત્યની સમૃદ્ધિ કરનારો સ્વજનસ્નેહ હોય તો તે સ્વીકારવા યોગ્ય છે, સત્યનો નાશ કરનારો, મોહમૂલક, નહીં. ॥ ૫ ॥

અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છે :—

**विषादबीजा प्रसादफला हि गीताकल्पलतेति ॥ ६ ॥**

**સૂત્રાર્થ :—विषादबीजा** = સત્વની ક્ષીણતા રૂપી વિષાદ જેનું મૂળ છે એવી પરંતુ **प्रसादफला** = પ્રસન્ન તત્ત્વજ્ઞાનમાં પરિણમનારી **हि** = હોઈને **गीताकल्पलता** = ગીતા-ઉપનિષદ્ રૂપ આ કલ્પલતા–ચારે પ્રકારના પુરુષાર્થને દોહેનારી આ વાસ્તવિક કલ્પલતા, પ્રૌઢબુદ્ધિવાળાઓએ નિરંતર સેવવા યોગ્ય છે.

**ભાષ્ય**—કલ્પલતા કપોલકલ્પિત છે. જ્યારે આ ગીતા તો વાસ્તવ કલ્પલતા છે કારણ કે ચાર પ્રકારનો પુરુષાર્થ એ એનું ફળ છે. એવો કયો પુરુષાર્થ છે જે ભગવતી ગીતા ન સાધે ? સર્વપુરુષાર્થ સાધનારી આ વિષાદમાંથી ઉત્પન્ન થઈ, પ્રસાદમાં પરિણમતી હોઈને, પ્રૌઢ પ્રજ્ઞાવાળા સૌએ નિરંતર સેવવી જોઈએ એવો છે અનુનય શાસ્ત્રકારનો. ॥ ૬ ॥

**॥ इति विषादयोगः ॥**

---

## ॥ अथ सांख्ययोग: ॥

આમ પ્રથમ અધ્યાયમાં મોહમાંથી ઉત્પન્ન થએલી, અર્જુનને શોકગ્રસ્ત કરનારી, શસ્ત્રત્યાગ કરાવતી, રથમાં બેસાડી દેતી, ધૈર્ય અને વીર્યમૂર્તિ ગાંડીવ ધનુર્ધારીને રોવડાવનારી, આત્માને છેતરનારી ચાતુરી જોઈ. બીજા સૂક્ષ્મદર્શીથી પણ ન પકડાનારી આ આત્મવંચના, સર્વસાક્ષીભૂત સર્વાન્તર્યામી ભગવાને જોઈ અને તેને સમૂળ પકડી. આથી મોહની છાયાથી જેનું પરાક્રમ પાંગળું બન્યું છે

એવા પોતાના મિત્રનું અધઃપતન સહી ન શકતા ભગવાન યદુનંદને જે કહ્યું તેનું રહસ્ય સ્પષ્ટ કરતાં કહે છેઃ—

**स्वभावोत्तेजनार्था भगवदुक्तिः ॥ १ ॥**

**સૂત્રાર્થ—स्वभावोत्तेजनार्था** = સ્વનો ભાવ તે સ્વભાવ – સહજ ભાવ – જન્મ સાથે મળેલો ભાવ–ક્ષત્રિય ધર્મ–તેને **उत्तेजनार्था** = ઉત્તેજિત કરવા માટે **भगवदुक्तिः** = ભગવાનનું વચન છે " कुतस्त्वा " વગેરેથી માંડી " परंतप " સુધીનું એમ જાણવું.

**ભાષ્ય**—બીજી વધારે પ્રબળ વૃત્તિનું સ્વભાવ પર આક્રમણ થતાં આવા કોમળ પ્રસંગે માણસનું તેજ લુપ્ત થાય અને ભસ્મથી છવાએલો અગ્નિ જેમ પવનથી, તેમ આપ્તવચનથી હલાવાતાં તેનું તેજ ફરી સમિદ્ધ થાય છે. તેથી મોહથી આવૃત બનેલા અર્જુનના સ્વભાવને ઉત્તેજિત કરવા માટેના ભગવાનના વચન હતાં એમ સમજવું.

ક્યાં એ વચન ? તો આ રહ્યાં—

" કટાણે મોહ આ, ક્યાંથી તને અર્જુન ! નીપજ્યો ?<br>
આર્યે જે ના કદી સેવ્યો, ન કીર્તિ–સ્વર્ગ આપતો !<br>
ન છાજે આ તને પાર્થ ! નપુંસક રખે થતો !<br>
મનો નિર્બલતા તુચ્છ, છાંડી, ઊઠ પરંતપ ! " (અ. ૨. શ્લો. ૨–૩)

આ છે એનો અર્થ. મૂર્તિમન્ત ક્ષાત્રધર્મસમા આર્યશ્રેષ્ઠ, સદેહે સ્વર્ગને મેળવનાર, યશોજ્જ્વલ તને–અર્જુનને અકાળે આ કશ્મલ ક્યાંથી ભરખી રહ્યું છે એ સમજાતું નથી–એ વિસ્મયજનક છે. પૃથાપુત્ર ! નપુંસક ન બન. વીર-શિરોમણિ એવા તને એ છાજતું નથી. તો તુચ્છ એવી મનની નિર્બળતાને છાંડી ઊઠ. તું તો પરંતપ છે, પરતપ્ય નથી ! ॥ ૧ ॥

પરંતુ પરમશ્રધ્ધેય ભગવાને ઉદ્બોધન કર્યું તોય અર્જુન કથંકાર છોડતો નથી. એ કથંકારનું મૂળ શું છે જે ભગવાનના વચનથી પણ ઉખેડાતું નથી ? આ શંકાનું સમાધાન કરતાં કહે છે :—

**पूज्यपूजाव्यतिक्रमात् रुधिराक्तभोगापेक्षया भैक्ष्यस्य प्रशस्यत्वाभासात् अर्जुनस्य कथंकारः ॥ २ ॥**

**સૂત્રાર્થ—पूज्य०** = પૂજાને યોગ્ય ભીષ્મ દ્રોણ વગેરે, તેમની પૂજા–અર્ચાનું **व्यतिक्रमात्** = ઉલ્લંઘન અશાસ્ત્રીય હોઈને **च** = તથા **रुधिराक्त०** = લોહી ખરડ્યા સુખ અને તેના સાધનની તુલનાએ **भैक्ष्य** = ભીખ માંગી મેળવેલું અન્ન વધુ

શાસ્ત્રીય ( અને ) **प्रशस्यत्वाभासात्** = પ્રશંસનીય પ્રતીત થતું હોવાને લીધે = **अर्जुनस्य** = પાર્થનો **कथंकारः** = સ્વપક્ષનું પ્રસ્થાપન કરવાને ઉત્સુક અને પરપક્ષના ઉચ્છેદ સ્વરૂપી વિરોધપૂર્વકનો પ્રશ્ન છે.

**ભાષ્ય**—આપ્તવચનના શ્રવણમાત્રથી મોહ સ્થાનભ્રષ્ટ થતો નથી; તેથી તો શ્રવણ બાદ મનન વગેરેનું પણ વિધાન છે. સાક્ષાત્કારાત્મક પ્રબોધથી મોહ દૂર થાય, પ્રબોધના આભાસથી નહીં; કારણ (તેનો મોહ સાથે) વિરોધ નથી. ભગવાનની ઉક્તિ દ્વારા અહીં સ્વભાવનું ઉત્તેજન માત્ર વિહિત છે, મોહનો નાશ નહીં. આથી ઉદ્બોધિત કરવા છતાં જો અર્જુન મોહ ન છોડે તો તે ઇશ્વરનો દોષ નથી. અર્જુનના મોહનું કારણ હતું પૂજ્યના પૂજનનાં ઉલ્લંઘનની કલ્પના અને લોહી ખરડ્યા ભોગ કરતાં ભિક્ષાથી મેળવેલું અન્ન પ્રશંસનીય છે એવો આભાસ. પૂજ્યની પૂજાના વ્યુતિક્રમથી શાસ્ત્રનું ઉલ્લંઘન થાય એવે પ્રસંગે ભિક્ષાચર્યા પણ શાસ્ત્રસંમત ભાસે-કારણ કે હિંસા અને અહિંસા એ બેમાં અહિંસા પ્રતિષ્ઠિત છે. આથી શાસ્ત્રીય આચારને બહાને અર્જુનનો કથંકાર મોહદૂષિત હોવા છતાં પણ સાચો જ ભાસે, જ્ઞાનશોભન પ્રતીત થાય. છતાં પણ જે ભાસે તે હોય જ—જે પ્રતીત થાય તે પ્રમાણથી પ્રસ્થાપિત થઈ શકે એવું તો નથી જ ! ॥ ૨ ॥

અને વળી કથંકાર કરીને ય અર્જુન નિશ્ચય કરવા સમર્થ થતો નથી. એનો કથંકાર જો સત્યખચિત હોત તો તેની ચિત્તવૃત્તિ આવી દોલાયમાન ન હોત; પણ છે. આથી એના કથંકારની અનુચિતતા સૂચવતાં કહે છે :—

**शोकसंतप्तत्वात् कर्तव्यानवधारणमपि ॥ ३ ॥**

**સૂત્રાર્થ—शोक०**—શોકથી-પ્રિયવિયોગની કલ્પનાથી ઉત્પન્ન થએલા સંતાપથી સંતપ્ત થએલો હોઈને **कर्तव्या०** = કર્તવ્ય—તે ક્ષણે પ્રાપ્ત થએલા કાર્યનું—સ્વધર્મનું અગ્રહણ **अपि** = પણ કથંકારની અનુચિતતા સૂચવે છે.

**ભાષ્ય**—કથંકાર એની નપુંસકતા પ્રકટ કરે છે. કેવી રીતે ? શોકસંતાપ હોવાને લીધે અને તેથી કર્તવ્યનો નિશ્ચય ન હોવાને લીધે. કથંકાર કરનાર જો પોતાના પ્રશ્નની બાબતમાં ભ્રમરહિત હોત તો તે શોક ન કરત. શોક કરતો છતાં કર્તવ્યના નિર્ણયમાં શિથિલતા ન સેવત. પણ અર્જુન તો શોક પણ કરે છે અને કર્તવ્ય નિર્ણયમાં શૈથિલ્ય પણ સેવે છે. શાસ્ત્રીયતાનો ભ્રમ પેદા કરતો હોવા છતાં તેનો પ્રશ્ન અનુચિત છે. ॥ ૩ ॥

ફરીથી પ્રશ્નની મોહવિદ્ધતા સિદ્ધ કરતાં કહે છે—

**कार्पण्यात् भगवत्प्रपत्तिश्च ॥ ४ ॥**

**સૂત્રાર્થ**—**च** = તથા **कार्पण्यात्** = કૃપણનો ભાવ તે કાર્પણ્ય, તેને લીધે, કાર્પણ્યને લીધે **भगवत्प्रपत्तिः** = ૭ પ્રકારના ઐશ્વર્યથી સંપન્ન ભગવાનની **प्रपत्तिः** = સર્વ ભાવે શરણાગતિ–એને લીધે પણ પ્રશ્ન મોહવિદ્ધ સિદ્ધ થાય છે.

**ભાષ્ય**— દ્રવ્ય હોય તોય, પોતાના સુખ માટે પણ, કોડી એ ખર્ચવા તૈયાર ન હોય, તે કંજૂસ કહેવાય. આત્મસુખના લાભ માટે, તેનું સાધક વિવેકરૂપી સાધન હોવા છતાં પણ, તેનો ખર્ચ ન કરનારો અધ્યાત્મકૃપણ છે. એ કૃપણનો ભાવ તે કાર્પણ્ય. એ મોહનું જ બીજું નામ છે. એ કાર્પણ્યથી આક્રમિત થએલો અર્જુન પોતાના પ્રશ્નનું નિરાલંબપણું અને અંતઃસારશૂન્યતા જાતે જ વ્યક્ત કરે છે. આથી જાતની છેતરપીંડીમાં પ્રવીણ આ અર્જુનની મોહગાથા જ છે. વિસ્તારભયે અર્જુનની ઉક્તિ અહીં કહી નથી. મનીષિઓએ જાતે તે અહીં સમજી લેવી. તો વિસ્તારથી બસ હો. ॥ ૪ ॥

## ॥ इति उपोद्धातः ॥

આમ ક્ષીણસત્ત્વ બનેલો અર્જુન, કાર્પણ્યને લીધે કર્તવ્યનિર્ણય ન કરી શક્યો હોઈને, ભગવાનને શરણે ગયો. કરુણાસાગર ભગવાને પોતાના મિત્રને આમ દુઃખી થતો જોઈ આત્મજ્ઞાનના દાને તેને મોહસાગરમાંથી ઉદ્ધાર્યો. આત્મજ્ઞાન મોહનું મારક હોઈને શોકસાગરનું શોષક બને છે. "तरति शोकं आत्मवित्"–"આત્મજ્ઞાની શોકને તરી જાય છે"— એ છે શ્રુતિવાક્ય. શોક મોહજન્ય હોઈને જ્યાં સુધી મોહ ન મરે ત્યાં સુધી તદ્દવસ્થ જ રહે. અને રોગ પ્રમાણે ઓસડ આપવું જોઈએ. રોગ હતો મોહરૂપી, જે વિરોધને લીધે, જ્ઞાનરૂપી ઓસડથી જ નિવૃત્ત થાય ! પ્રકાશ અને અંધકારની માફક જ્ઞાન અને અજ્ઞાન વચ્ચે પણ વિરોધ છે. અજ્ઞાન અને તેનું કાર્ય તેના વિરોધી જ્ઞાનથી જ દૂર થાય આથી "अशोच्यानन्वशोचस्त्वं" ત્યાંથી માંડી ભગવાને અર્જુનના મોહરૂપી રૂમાં જ જ્ઞાનરૂપી અગ્નિ ચાંપ્યો છે !

આ શંકા અહીં થાય. આત્મજ્ઞાનથી ભલે મોહ અને તેના પછી જન્મનારો શોક દૂર થતાં. આત્માને જાણ્યા વિના એ શક્ય નથી. અને આત્માનું જ્ઞાન તો આત્મા નામની વસ્તુ હોય તો થાય. અવસ્તુનું જ્ઞાન ન થાય ! અને આત્મા તો અસિદ્ધ છે. એટલે માતાના અભાવમાં જેમ દીકરો તેમ આત્માના અભાવમાં મોહનો અભાવ, વળી તેનાથી શોકનો અભાવ એ બધી કપોલ–કલ્પના જ છે– એવો પૂર્વપક્ષ ઊભો કરી સમાધાન કરતાં કહે છે—

**नास्ति आत्मा अप्रमेयत्वादिति चेन्नास्ति ततः एव ॥ ५ ॥**

**સૂત્રાર્થ—अप्रमेयत्वात्** = જાણવો શક્ય ન હોવાથી, પ્રમાણનો વિષય ન બનતો હોવાથી **आत्मा** = આત્મા નામની વસ્તુ **नास्ति** = સિદ્ધ થતી નથી. જણાતી નથી **इति चेत्** = એમ જો માનતા હો તો **न** = તમે ઠીક કહેતા નથી. એમ ન માનશો. કેમ ? **अस्ति** = આત્મા નામની વસ્તુ છે **ततः एवः** = અપ્રમેય છે એ જ કારણસર.

**ભાષ્ય :**—જે હોય તે પ્રમાણથી પકડી શકાય. આત્મા કોઈપણ પ્રમાણથી પકડાતો નથી. આથી સાતમા રસની માફક આત્મા નામની વસ્તુ નથી. કારણ કે આત્માને રૂપ વગેરે ન હોઈને તે પ્રત્યક્ષ પ્રમાણથી પકડાતો નથી. સંબંધનું ગ્રહણ ન થતું હોવાથી તે અનુમાનનો વિષય પણ બનતો નથી. જાતિમત્વ વગેરેના અભાવને લઈને તે શબ્દનો પણ વિષય બનતો નથી. અને બીજાં પ્રમાણો આ ત્રણમાં જ સમાઈ જતાં હોઈને આત્મા અપ્રમેય જ છે. અને અપ્રમેય હોઈને તે નથી. અને અસ્તિના અભાવમાં તેનું જ્ઞાન પણ અશક્ય છે. તો અવિદ્યમાન આત્માનું જ્ઞાન, તેનાથી મોહની નિવૃત્તિ–તેનાથી શોકનો અભાવ – આ બધો ભ્રમનો વિલાસ માત્ર છે. આથી મૂળશાખાના ન્યાયે આ આખો અભ્યુપગમ જ અસંગત છે. આ શંકા પ્રાપ્ત થતા કહે છે કે એ દોષ નથી. અપ્રમેયત્વને કારણે જ આત્મા છે. આત્માનું અપ્રમેયપણું એ તો ભૂષણ છે, દૂષણ નથી. કારણ કે આ અમારો આત્મા પ્રમાણનો વિષય જ નથી, કારણ કે પ્રમેય માત્ર જડ જ હોય. જે જે પ્રમેય, તે તે જડ જ હોય. આત્મા તો ચેતન છે. ચેતન પ્રમાણનો વિષય જ નથી. ચેતન બીજા ચેતનથી ગ્રાહ્ય બને છે એવું માનીએ તો અનવસ્થાદોષ આવે. ગ્રાહ્યનું અચેતનપણું જ હોય, તેથી ચેતન અગ્રાહ્ય છે એવું અનિચ્છાએ પણ સ્વીકારવું પડે. પ્રમાણોનો પણ આત્મા હોઈને આત્મા પ્રમાણથી પકડાતો નથી.

પરંતુ સાતમા રસની માફક અવિદ્યમાન હોઈને જ આત્મા પ્રમાણથી પકડાતો નથી, એમ કેમ ન બને ? અને જે અપ્રમેય હોય તેને માટે સાધનના વિચારનો અર્થ નથી ! આમ જ હોય તો તો પ્રમાણપ્રમેયનો બધો વ્યવહાર ક્ષુભિત થાય અને નાશ પામે ?—( આ શંકા થતાં કહે છે કે ) એમ ન બોલો. સાતમો રસ તો અવિદ્યમાન હોઈને પ્રમાણથી પકડાતો નથી. આત્મા તો છે છતાં પ્રમાણોની અયોગ્યતાને લીધે, તે પ્રમાણગોચર બનતો નથી. પ્રમાણોની પણ મર્યાદા છે. અપ્રમેયપણું આત્માનો સ્વભાવ જ હોઈને એની સામે પ્રશ્ન ન હોઈ શકે. વસ્તુ વિદ્યમાન હોવા છતાં અતિદૂરતા વગેરે કારણોને લીધે અગ્રાહ્ય બને છે. અને એ બીજા તંત્રમાં પણ ( સાંખ્યકારિકામાં ) કહ્યું છે—

**अतिदूरात् सामीप्यात् इन्द्रियघातात् मनोनवस्थानात् ।**
**सौक्ष्म्याद् व्यवधानात् अभिभवात् समानाभिहाराच्च ॥** सां. का.

અર્થાત્ અતિદૂરતાને લઈને, અતિનિકટતાને લીધે, ઇન્દ્રિયોના ઘાતને લઈને, મનની ચંચળતાને લઈને, સૂક્ષ્મતા અને વ્યવધાનને લીધે, અભિભવ અને સમાન વસ્તુઓનાં સમાન વસ્તુ ખોવાઈ જતી હોઈને-આ વગેરેને લઈને વસ્તુ હોય છતાં પકડાતી નથી.

અને સૂક્ષ્મતાને લીધે આત્મતત્ત્વ ઉપલબ્ધ થતું નથી, નહીં કે અભાવને લીધે. બીજા હેતુઓ પણ યથાસંભવ યોજવા.

તેથી સત્ એવું આત્મતત્ત્વ, પ્રમાણોની અયોગ્યતાને લીધે પકડાતું નથી, નહીં કે અભાવને લીધે-આથી આ વિષયમાં મૌન લે. આમ બધું બરોબર છે ॥ ૫ ॥

આ પ્રમાણે આત્માનું મુખ્ય અપ્રમેયત્વ સારી રીતે સિદ્ધ કરીને, સૂક્ષ્મતમ એવા તેનાં અસ્તિત્વનું પ્રતિપાદન કરતાં કહે છે :

**अस्ति संघातपरार्थत्वात् ॥ ६ ॥**

**સૂત્રાર્થ**—આત્મા એટલો શબ્દ આગળના સૂત્રમાંથી ખેંચી લેવો. **अस्ति** = છે. આત્મા છે. કયા હેતુથી ? **संघातपरार्थत्वात्** = પોતાનાથી પર જે પારકો તેનો જે **अर्थ** = ભોગ અને અપવર્ગ રૂપી અર્થ, તે અર્થનો સાધક સંઘાત થતો હોવાને લીધે.

**ભાષ્ય**—સંઘાત પારકાને માટે હોઈને પોતાનાથી ભિન્ન બીજા તત્ત્વનો સમર્પક બને છે. સંઘાત પોતાને માટે નથી હોતો. દેહાદિનો પણ સંઘાત હોઈને તે પોતાનાથી બીજા ભિન્ન આત્માના અસ્તિત્ત્વનું સૂચન કરે છે. દેહ વગેરેના સંઘાતથી જે સૂચિત થાય છે તે જ છે આત્મા.-આથી આત્મા છે. ॥ ૬ ॥

બીજો હેતુ આગળ કરે છે :

**त्रिगुणादिविपर्ययात् ॥ ७ ॥**

**સૂત્રાર્થ**—अस्ति आत्मा એ બે પદ આગળના સૂત્રોમાંથી અનુવર્તે છે. **त्रिगुणादिविपर्ययात्** = સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનાં-आदि શબ્દથી અવિવેક વગેરે ધર્મો પણ લેવા, તેમના **विपर्यात्** = વ્યાવર્તનને લીધે પણ અસંહત આત્મા સિદ્ધ થાય છે.

**ભાષ્ય**—આત્મા અસંહત છે. ત્રણ ગુણ વગેરે ધર્મો સંહતત્વથી વ્યાપ્ત છે. તે સંહતત્ત્વ આત્મામાં ન હોઈને તેમાં ત્રૈગુણ્ય પણ નથી. આથી ત્રણ ગુણોના વ્યાવર્તન તે લઈને અસંહત આત્મા સિદ્ધ થાય છે. ॥ ૭ ॥

બીજા કયા હેતુથી આત્મા છે એમ સિદ્ધ થાય છે ?

**अधिष्ठानात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ**—अस्ति आत्मा એ બે પદ ઉપરનાં સૂત્રમાંથી ખેંચી લેવા. **अधिष्ठानात्** = અધિષ્ઠાન હોવાથી–એ કારણસર પણ ત્રિગુણથી પર આત્મા છે.

**ભાષ્ય**—ત્રણ ગુણો અધિષ્ઠિત થતા હોવાને લીધે–એ હેતુથી પણ, ત્રણ ગુણથી જૂદો આત્મા આપણે જાણીએ. જેમ રથ વગેરે સારથિ વગેરેથી, તેમ જે સુખદુઃખમોહાત્મક તે બધું તેનાથી ભિન્ન કોઈક દ્વારા અધિષ્ઠિત હોય છે. બુદ્ધિ વગેરે બધું સુખદુઃખમોહાત્મક છે. તેથી તે બીજા દ્વારા અધિષ્ઠિત છે. જે પર, તે જ છે અમારો ત્રણ ગુણથી પર–અસ્પૃષ્ટ આત્મા. ॥ ૮ ॥

બીજો હેતુ કહે છે :—

**भोक्तृभावात् ॥ ९ ॥**

**સૂત્રાર્થ**—अस्ति आत्मा–એ શબ્દોનું અનુસંધાન કરી લેવું. **भोक्तृभावात्** = ભોક્તાનો ભાવ તે ભોક્તૃભાવ, તેને લીધે પણ આત્મા છે એમ જાણવું.

**ભાષ્ય**—ભોગ્ય છે સુખદુઃખાદિ તે સૌને અનુભવથી સિદ્ધ છે. એ ભોગ્ય પોતાને માટે હોય એવું ન બને. સુખ સુખ વડે, કે દુઃખ દુઃખ વડે જ ભોગ્ય બનતું નથી. સુખ દ્વારા અનુકૂળતા મેળવનાર અને દુઃખને લીધે પ્રતિકૂળતા પામનાર, કોઈ સુખદુઃખથી ભિન્ન જ હોવો જોઈએ કારણ કે સ્વાત્મામાં વૃત્તિનો વિરોધ હોય છે. આથી સુખાદિથી ભિન્ન, સુખ કે દુઃખ દ્વારા અનુકૂળ કે પ્રતિકૂળતા ભોગવતો જે છે તે જ આત્મા ॥ ૯ ॥

બીજો હેતુ ગણાવતાં કહે છે :—

**कैवल्यार्थं प्रवृत्तेश्च ॥ १० ॥**

**સૂત્રાર્થ**—" अस्ति आत्मा "—એ બે પદ અહીં પણ અનુવર્તિત થાય છે. **कैवल्यार्थं** = મોક્ષ માટે **प्रवृत्तेः** = શાસ્ત્રની અને સુખના ગરજુ અને દુઃખભીરુની પ્રવૃત્તિ જોવામાં આવતી હોઈને च = પણ આત્મા છે એમ સિદ્ધ થાય છે.

**ભાષ્ય**—શાસ્ત્રો અને જેમણે પદાર્થોનું સાક્ષાત્ જ્ઞાન મેળવ્યું છે એવા મહર્ષિઓની મોક્ષ માટે પ્રવૃત્તિ જોવામાં આવે છે તે પણ આત્માના અસ્તિત્વની પ્રતીતિ આપે છે. સુખૈકધામ કૈવલ્ય, સ્વરૂપાવસ્થિતિરૂપ હોઈને તે બુદ્ધિ વગેરે પદાર્થોનું સંભવતું નથી. તે બધા તો દુઃખાદિ સ્વરૂપ છે. અને તેવા હોઈને સ્વભાવથી એમને વિયુક્ત કરી ન શકાય. અને શક્ય વસ્તુનો પુરુષને ઉપદેશ દેવાય, અશક્યનો નહીં. આત્મા તેઓનું સ્વરૂપ નથી. આમ ત્રણ પ્રકારના દુઃખથી સુખરાશિ સ્વરૂપી આત્માનો વિયોગ શક્ય છે. એને માટે પ્રયત્ન કરનારા દૃષ્ટિસંપન્ન ઋષિઓ અને શાસ્ત્રો પુરુષના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે. બીજા તંત્રમ ( સાંખ્ય તંત્રમાં ) આ બધા અર્થનું પ્રતિપાદન કરનારી કારિકા છે કે—

संघातपरार्थत्वात् त्रिगुणादिविपर्ययात् अधिष्ठानात् ॥
पुरुषोऽस्तिभोक्तृभावात् कैवल्यार्थं प्रवृत्तेश्च सां० का० ॥ १० ॥

આમ આત્માનું અસ્તિત્વ પ્રતિપાદિત કરી હવે તેના સ્વરૂપનું વિવરણ કરતાં કહે છે—

**सच्चिदानंदस्वरूपः श्रुतिस्मृतियुक्ति-अनुभवेभ्यः च ॥ ११ ॥**

**સૂત્રાર્થ**—"આત્મા" એટલું પદ પૂર્વસૂત્રમાંથી ખેંચી લેવું. આત્મા **सच्चिदानंदस्वरूप** = સત્ સ્વરૂપ, ચિત્ સ્વરૂપ, આનંદ સ્વરૂપ છે. કેવી રીતે? **श्रुति**= શ્રુતિ૦ વગેરેથી માંડી અનુભવ સુધીના કારણોને લીધે.

**ભાષ્ય**—જેનું અસ્તિત્ત્વ સિદ્ધ થયું છે એ આત્માનું સ્વરૂપ શું? એ જીજ્ઞાસા થતાં સૂત્રમાં એનો ઉત્તર કહે છે. આ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત્ હોઈને એ ત્રણ કાલથી અબાધિત, એકરૂપ, અનાત્મા તરીકે જાણીતા દેહાદિથી ભિન્ન છે. ચિત્ હોઈને સ્વ અને પરનો પ્રકાશક, બીજા કોઈનાથી પ્રકાશિત ન થનારો છે અને આનંદસ્વરૂપ હોવાને લીધે નિત્ય નિરતિશય નિરૂપાધિક સુખવાળો, દુઃખથી અમિશ્રિત છે એમ સ્વયં સિદ્ધ થાય છે.

પરંતુ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે એ પ્રમાણથી પ્રતિપાદિત કરવું ઘટે, ફક્ત વાણીથી નહીં. પ્રમાણના આધાર વિનાની ચર્ચા શિષ્ટોના મનને દુભવે. તો અહીં પ્રમાણો આપવાં જોઈએ. (આ શંકા થતાં કહે છે કે) આપીએ છીએ. સચ્ચિતસુખ સ્વરૂપ દેવ છે એવો શ્રુતિઓ અને તેને અનુસરનારી સ્મૃતિઓ એકમતે ઉદ્‌ઘોષ કરે છે. યુક્તિ પણ આ જ અર્થને સિદ્ધ કરે છે. અનુભવ પણ તેનું તેવું સ્વરૂપ બતાવી શંકામાત્રને અસ્થાને કરી મૂકે છે. આત્માની ત્રણે કાળમાં અસ્તિ પ્રતિપાદન કરનારાં શ્રુતિવચનો છે જેવાં કે :—

**"सदेव सौम्य! इदं अग्रे आसीत्;" "आत्मा वा इदमक एव अग्रे आसीत्;" "एकमेवाद्वितीयम्;" "तदेतद्ब्रह्म अपूर्वं अनपरं अनन्तरं अबाह्यम्;" "तत्त्वमसि;" "अयमात्मा ब्रह्म;" "अजो नित्यः शाश्वतोऽयं पुराणः;" "स एवाद्य सउश्वः;" "अस्तीत्येवोपलब्धव्यः;" अविनाशी वा अरे अयं आत्मा अनुच्छित्तिधर्मा।**

'સૌમ્ય! આ એક સત્ જ પહેલાં હતું.' 'આત્મા જ એકલો પહેલાં હતો.' 'એક અને અજોડ.' 'તે આ બ્રહ્મ અપૂર્વ, અનપર અનન્તર, અબાહ્ય છે.' 'તે તું છે' 'આ આત્મા બ્રહ્મ છે.' એ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાણ છે' 'તે જ આજે છે અને કાલે પણ તે જ હશે.' 'છે એ રીતે એને ઓળખવો.' આ આત્મા અવિનાશી – નાશ ન પામે એવા સ્વભાવવાળો છે'

વગેરે હજારોની સંખ્યામાં છે. સ્મૃતિ પણ શ્રુતિને અનુસરતાં કહે છે :—

"કદી હું ન હતો ના; કે, ન તું, ના આ નરાધિપો,
ન હશું ના, હવેથી વા, આપણે સૌ નકી પછી." (ગી. ૨–૧૨)

"તેમ બીજો મળે દેહ" (ગી. ૨–૧૩) "અસત્તા સત્તણી નહીં" (ગી. ૨·૧૬). "વિનાશ અવિનાશીનો કરવા ના સમર્થ કો" (ગી. ૨·૧૭) "ન જન્મતો, ના મરતો કદીએ" (ગી. ૨·૨૦). "નિત્ય, સર્વગત, સ્થાણુ, એ સનાતન નિષ્ક્રિય" (ગી. ૨–૨૪) વગેરે.

એજ પ્રમાણે આત્માના ચિત્ પણાંનું પ્રતિપાદન કરનારાં હજારો સ્મૃતિ શ્રુતિવાક્યો પણ જોવામાં આવે છે. જેમકે :—"**तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति**"; "**ज्ञः कालकालो गुणी सर्वविद् यः**"; "**प्राणो ह्येषः सर्वभूतैर्विभाति**"; "**यः सर्वज्ञः सर्वविद् यस्यैष महिमा भुवि**"; "**अमृतं यद्विभाति**"

'ચમકતા એવા તે આત્માની પાછળ જ આ બધું ચમકે છે.' 'જે સર્વજ્ઞ, કાળનો પણ કાળ, ગુણવાળો, સર્વવિદ્ છે.' 'પ્રાણ સ્વરૂપ આ સર્વભૂતો દ્વારા પ્રકટે છે.' 'જે સર્વજ્ઞ અને સર્વવિદ્ છે, જેનો પૃથ્વીપર આ બધો મહિમા છે' 'જે અમૃત સ્વરૂપ પ્રકાશે છે.'

વિસ્તારભયે વધારે વાક્યોનું અવતરણ કરતાં વિરમીએ છીએ. "**ईक्षतेर्नाशब्दम्**" "**गौणश्चेन्नात्मशब्दात्**" = '**ईक्षति**' એમ કહ્યું હોઈ ને તે જડ પ્રકૃતિ નથી, 'ગૌણ છે એમ માનતા હો તો ના એમ નથી કારણ કે આત્મા શબ્દ ત્યાં વાપર્યો છે.'— વગેરે સ્મૃતિવાક્યોમાં પણ આત્માનું ચેતનપણું જ સુસાધિત કરેલું જાણવું.

આત્માનું આનંદમયપણું પણ શ્રુતિ સ્મૃતિ દ્વારા સિદ્ધ જાણવું. જેમકે "બ્રહ્મ આનંદસ્વરૂપ છે." "નિશ્ચય તે રસસ્વરૂપ છે." "જે અમૃત આનંદ રૂપ પ્રકાશે છે." વગેરે અનેક શ્રુતિવાક્યો તથા "વારવાર પુનરાવૃત્તિને કારણે તે આત્મા આનન્દમય છે" વગેરે વેદાન્તસૂત્રની વાક્ય સમૂહ રૂપી સ્મૃતિ વાક્યોનું અહીં અનુસંધાન કરી લેવું. આમ આત્માની સચ્ચિદાનંદાત્મકતા શ્રુતિ અને સ્મૃતિથી સિદ્ધ થાય છે.

પરંતુ શ્રુતિ અને સ્મૃતિ દ્વારા આત્માનું તે પણું સિદ્ધ થતું હોવા છતાં–જ્યાં સુધી તે યુક્તિથી પ્રતિપાદિત ન થાય ત્યાં સુધી બુદ્ધિમાં ચઢતું નથી. શ્રુતિસ્મૃતિ ને સંમત નિર્ણયને પણ પડકારતી બુદ્ધિ યુક્તિથી જ સમાહિત થાય. સમાહિત થએલી બુદ્ધિ શ્રુતિસ્મૃતિએ કરેલા નિર્ણયનો સ્વીકાર કરી આત્માના સ્વરૂપનાં જ્ઞાનમાં મદદ-

રૂપ બને છે. આથી યુક્તિથી પણ આત્માનું સચ્ચિદાનંદપણું પ્રતિપાદિત કરવું જોઈએ. અને એતો શિવમાં અનુરાગવાળી સ્વરૂપે કોમળ ભગવતી ઉમાનું જેમ કુંપળ, તેમ વિમલ બુદ્ધિનું મંડન છે.. આ શંકા થતાં કહે છે :—સાચું. યુક્તિપૂર્વક પણ આત્માનું તત્ત્વ પ્રતિપાદિત કરીએ છીએ.

તો યુક્તિસોપાનનું આ પહેલું પગથિયું છે.–આ ક્ષણે આપણે છીએ કે નથી? છીએ–એ જ જવાબ ન્યાયયુક્ત છે; કારણ કે અનુભવને નકારી શકાતો નથી. “આ હું છું” એ તો સૌનો અનુભવ છે.

છીએ એવા આપણે શરીરવાળા છીએ કે શરીર વિનાના?—પહેલો વિકલ્પ જ યોગ્ય છે; કારણ કે શરીર પ્રત્યક્ષ છે.

તો શરીરવાળા એવા આપણું આ શરીર સબીજ છે કે નિર્બીજ? તે સબીજ જ હોવું જોઈએ, કારણ કે શરીર કાર્ય છે. અને કારણ વિના કાર્ય ન સંભવે.

તો તે બીજ કયું જેમાંથી શરીર અંકુરિત, પુષ્પિત અને ફલિત થાય છે? પાંચમહાભૂત, કાલ, કર્મ વગેરે અનેક કારણો ઉપસ્થિત થતાં હોવા છતાં કર્મ જ શરીરનું મુખ્યકારણ છે એમ સ્વીકારવું પડશે. કારણ કર્મ હોય તો જ તેઓનું સાચિવ્ય જોવામાં આવે છે. અને કર્મ ન હોય તો ઉપસ્થિત હોવા છતાં તેમનું કાર્ય જોવામાં આવતું નથી. આથી કર્મજ શરીરનું બીજ છે.

કર્મ કે જે શરીરનું કારણ છે તે કર્મ આપણાં પોતાનાં કે બીજાનાં હશે? –પોતાનાં એમ જ કહેવું પડે. બીજાનાં કર્મથી કોઈ બીજાને જ ફળલાભ થતો હોય તો તો જનકનાં કર્મે આપણી પણ વિદેહમુક્તિ થઈ હોત. પણ તેમ થતું નથી. આથી પોતાનાં જ કર્મથી પોતાનું શરીર (પ્રાપ્ત થાય છે) એમ અનિચ્છાએ પણ માનવું પડે.

અને આ વિદ્યમાન શરીરના આરંભક કર્મો કયા જન્મમાં કર્યાં હશે? આ કે પૂર્વના? પહેલાનાં જન્મમાં એમજ કહેવું યોગ્ય છે. કેમ કે આ જન્મનું કર્મ આ શરીરનું કારણ ન હોઈ શકે, કારણ કે તે (શરીર) તેનું (આ જન્મમાં કરેલાં કર્મનું) પૂર્વભાવિ છે. તેથી આ શરીરનું આરંભક કર્મ આ શરીરે કરેલું નથી. પરંતુ પૂર્વજન્મમાં જ કરેલું હોવું જોઈએ.

આમ અનિચ્છાએ પણ પૂર્વજન્મનો સ્વીકાર અનિવાર્ય છે. એ સિદ્ધ થતાં આમ થાય-પૂર્વજન્મના કર્મ કરતી વખતે આપણે હતા કે નહીં? હતા એમ જ માનવું પડે. ન હોત તો કર્મ ન જ થાત. અને કર્મ તો છે. આથી આપણી અસ્તિ પણ સિદ્ધ થાય છે જ.

આપણી અસ્તિ સિદ્ધ થાય છે તો તે વખતે શરીરનું અસ્તિત્વ હતું કે નહીં ? હતું જ. કારણ તેના અભાવમાં કર્મ કરવું જ અશક્ય બનત.

તે શરીરનું અસ્તિત્વ પૂર્વજન્મના કર્મથી અને તેનું તેના પૂર્વજન્મમાં કરેલાં કર્મથી–આ પ્રમાણે શરીર અને કર્મનું પ્રવાહરૂપે અનાદિત્વ સિદ્ધ થાય છે. તેથી આત્માનું ભૂતકાળ અને વર્તમાનકાળમાં સ્વરૂપે અસ્તિત્વ અબાધિત છે.

અને ભવિષ્યકાળમાં પણ એમ જ સમજવું. ક્રિયમાણ કર્મ ભોગવ્યા વિના ક્ષીણ થતું નથી. અને ભોક્તા વિના ભોગ નિરર્થક બને. અને એ રીતે વિશ્વની વ્યવસ્થા ન સમજાવી શકાય એવી બને. આથી ભાવિકાળમાં પણ શરીર અને કર્મનો અંત નથી. આથી ત્રણે કાળમાં આત્માનું સત્ત્વ અને એકરૂપત્વ અબાધિત રહે છે.

પરંતુ ભાવિમાં પણ જો શરીર અને કર્મનો પ્રવાહ અનન્ત રહેતો હોય તો તો આત્માને નિત્ય બંધનનો પ્રસંગ આવી ઊભે. અને એ તો અનિષ્ટ છે. આ શંકા થતાં કહે છે કે આ દોષ નથી. શરીર અને કર્મનું અનાદિપણું હોવા છતાં તેમનો અંત સંભવે છે. કારણ કે અમે એમનું અવિશિષ્ટ અનન્તત્ત્વ સ્વીકારતા નથી. તો ?—વિશિષ્ટ. આ છે વિશેષતા. તત્ત્વજ્ઞાનથી કર્મ ક્ષીણ થાય છે. અને એ ક્ષીણ થતાં તેના ફળસ્વરૂપી શરીરની પણ ઉત્પત્તિ થતી નથી. જ્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી ત્યાં સુધી શરીર અને કર્મનો આ પ્રવાહ અટક્યા વિના ચાલે છે. તત્ત્વજ્ઞાન થતાં દુઃખનાં કારણરૂપ, બીજ સહિત કર્મ અને શરીરનો અભાવ થતો હોવાથી દુઃખનો અભાવ થાય છે. તેનાથી જેમ વાદળ દૂર થતાં અંધકારથી ઘેરાયેલો સૂર્યપ્રકાશ, તેમ અત્યાર સુધી તિરોહિત સ્વરૂપાનન્દ આવિર્ભાવ પામે છે. તેથી આત્માનું ત્રણે કાળમાં અબાધિત સત્પણું સિદ્ધ થાય છે.

આમ આત્મા સતસ્વરૂપ છે એમ યુક્તિથી જાણી શકાય છે. અને એ સત્ આત્મતત્ત્વ જ ચિત્ પણ છે એ પણ પ્રાપ્ત થાય છે. પોતાનું અને બીજાનું પ્રકાશન કરતું છતાં બીજા દ્વારા પ્રકાશિત ન થતું તે ચિત્, એવું ચિત્નું લક્ષણ છે. અને તે આત્મામાં જોવામાં આવે છે. તેથી આત્મતત્ત્વ ચિત્ રૂપ છે એ સિદ્ધ થાય છે. શી રીતે ?–એમ જો પ્રશ્ન કરતા હો તો સાંભળો. સૂચિભેદ્ય ગાઢ અંધકારમાં પણ બીજાની અપેક્ષા વિના આત્માનું તત્ત્વ જાતે પ્રકાશે છે. તે અંધકારને પણ પ્રકાશિત કરે છે. પોતાનામાં આરોપિત શરીરની બાલ્યાદિ અવસ્થાને અને તેના ધર્મોને બીજાની અપેક્ષા વિના પોતે જ સમ્યક્ જાણે છે. આથી આત્મા ચિત્ સ્વરૂપ છે એમ સમજાય છે.

પરંતુ જીવાત્મા તો અલ્પજ્ઞ છે કારણ કે તેને સૌનું, સદા, સર્વપદાર્થોનું જ્ઞાન થતું નથી. તેથી શું ?—કહીએ છીએ. જો એ અલ્પજ્ઞ હોય તો તેને સર્વપદાર્થને

પ્રકાશિત કરવામાં હાનિ આવે. અને તેના ચિત્પણાનો સંકોચ થાય. (આ શંકા થતાં કહે છે કે) આ દોષ નથી, કારણ કે સારાય પ્રપંચને અલગ અલગ આપણે જાણી શકીએ છીએ. પણ પ્રપંચ આપણને જાણતો નથી. બાહ્ય અને આંતર ભેદથી ભેદવાળો બધો પ્રપંચ-"આ ભૂતો, આ બ્રહ્માંડ, આ ગાય, આ ઘોડો, આ કારણ શરીર, આ લિંગશરીર, આ દુઃખ, આ સુખ, આ બંધ, આ મોક્ષ" આમ પ્રમાણપૂર્વક વિભાગ કરી આપણે જાણીએ છીએ. પરંતુ એ બે પ્રકારનો પ્રપંચ આપણને જાણતો નથી. આથી સંસારાવસ્થામાં એકીવખતે સર્વનાં પ્રકાશનનો અભાવ હોવા છતાં પણ ક્રમશઃ બધા જ આંતરબાહ્ય પદાર્થનું અવભાસન આત્મા કરે જ છે. આથી ચિત્‌નું લક્ષણ હોવાને લીધે આત્મા ચિત્સ્વરૂપ છે.

આવું સચ્ચિત્સ્વરૂપ આત્માનું તત્ત્વ આનંદરૂપ પણ છે એમ જાણવું. કેવી રીતે? આનન્દનાં લક્ષણ આત્મામાં હોવાને લીધે. તો આનન્દનું લક્ષણ શું? આનન્દ એટલે નિત્ય-નિરુપાધિક-નિરતિશય સુખ. આ ત્રણ વિશેષણથી સમન્વિત સુખ એ જ આત્માના આનન્દનું લક્ષણ છે.

પરંતુ એવું સુખ તો ક્યાંય દેખાતું નથી. દેખાય છે. ક્યાં? ઊંઘમાં=સુષુપ્તિના આનંદમાં સુખનું આ લક્ષણ સમન્વિત છે. પરંતુ સુષુપ્તિમાં તો દુઃખની નિવૃત્તિનો જ ફક્ત અનુભવ થાય છે. આ શંકાનું નિવારણ કરતાં કહે છે કે ના. ઊંઘીને ઊઠેલાના અનુભવનો અપલાપ ન થઈ શકે. ઊંઘીને ઉઠેલો "આટલો સમય હું સુખપૂર્વક સૂતો" એવી યાદ કરે છે. એ સ્મરણ પરથી અનુભવનું અનુમાન થાય છે. કારણ કે સુષુપ્તિમાં સૌને આ આનંદનો અનુભવ નિરપવાદપણે થાય છે તેથી આત્માનું આનન્દરૂપત્વ સિદ્ધ થાય છે.

પરંતુ સુષુપ્તિ તો એક અવસ્થા માત્ર છે. સુષુપ્તિના આનંદથી આત્માના આનંદનું અનુમાન કેમ કરો છો? (આ શંકા થતાં કહે છે)-સાચું. સુષુપ્તિ તો અવસ્થા માત્ર છે. પરંતુ તેમાં આત્માના આનંદનું પ્રતિબિંબ અનુભવમાં આવે છે. બિંબમાં જે હોય તે પ્રતિબિંબમાં આવે. આથી બિંબસ્વરૂપ આત્મા જ અભાવ વૃત્તિના આલંબનવાળી નિદ્રાવૃત્તિને જાણનારો, અને આનંદસ્વરૂપ છે એમ જાણવું.

પરંતુ જો એમ હોય તો નિદ્રાના આનંદમાં તેના સુખના લક્ષણનો સમન્વય બતાવવો જોઈએ.-બતાવીએ છીએ. નિદ્રાવસ્થામાં કોઈ ઉપાધિ હોતી નથી. સમ્રાટ્ પણ ઊંઘમાં કંઈ લઈ જઈ શકતો નથી. ઉપાધના અભાવમાં પણ સુખ હોય છે. આથી એ નિરુપાધિક આનંદ છે. નિદ્રાના સુખમાં તારતમ્ય પણ જોવામાં આવતું નથી.—એકનું વધારે અને બીજાનું ઓછું એવું નથી હોતું. બીજા આનંદમાં તો તારતમ્ય હોય છે-મનુષ્ય આનંદથી માંડી બ્રહ્માનન્દ સુધીના દસ દસ ગણા

અગિઆર આનંદ શ્રુતિમાં વર્ણવાયા છે. આથી હિરણ્યગર્ભના આનંદની સીમા સુધી આનંદોનું તારતમ્ય નિશ્ચિત થઈ શકે છે. આત્માનો આનન્દ એ બધાથી, શ્રેષ્ઠ નિરવધિ અને તેથી જ નિરતિશય છે. સુષુપ્તિમાં તે પ્રતીત થતો હોઈને તેનું નિરતિશયપણું સિદ્ધ કરે છે. વળી તે સુખ જન્મતું ન હોઈને નિત્ય છે. જે જન્મે તે નાશ પામે. અને નાશ પામનારું અનિત્ય હોય. સુષુપ્તનું સુખ નિષ્કારણ હોઈને જન્મતું નથી. જન્મતું ન હોઈને નિત્ય છે. તેથી અવિનાશી છે. ફક્ત સુષુપ્તિમાં જ તે સુખ હોય છે એમ નથી પણ જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં પણ તે તેવું જ હોય છે. પણ બીજી વૃત્તિઓથી ઢંકાએલું હોઈને અનુભવમાં આવતું નથી. તેથી આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે એમ યુક્તિપૂર્વક પણ સિધ્ધ થાય છે. એ સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનું અખંડિતપણું પણ એ ત્રણ પ્રકારના પરિચ્છેદથી શૂન્ય હોઈને સમજવું–એટલે વિસ્તારની જરૂર નથી.

અને આવા આત્માનો અનુભવ સાધન પર અવલંબે છે. શાસ્ત્રમાં ઉપદેશેલી અને ગુરુમુખે સાંભળેલી સાધના જે કરે, તેને આત્મકૃપાથી આ અનુભવ થાય. સાધનાનું માહાત્મ્ય અનતિવદનીય છે. અનુભવની ઇચ્છા રાખનાર સાધનામાં તત્પર રહે—એવો અર્થ સમજવો ॥ ૧૧ ॥

પરંતુ આમ સચ્ચિદાનંદાત્મક આત્માને સિદ્ધ કરવાથી શું વળ્યું? પ્રદર્શિત કરતાં કહે છે—

**आत्मा हि स्वरूपं सर्वेषाम् ॥ १२ ॥**

**સૂત્રાર્થ—हि** = "एव" ના અર્થમાં વપરાએલો હિ શબ્દ નિશ્ચયાર્થક છે. **सर्वेषाम्** = બ્રહ્માથી માંડી ઘાસનાં તણખલાં સુધી સૌ પ્રાણીઓનું **स्वरूपं** = નિજરૂપ આત્મા **एव** = આગળ કહેલા લક્ષણવાળો આત્મા જ છે. અનાત્મા નહિ.

**ભાષ્ય**—આત્મા અને અનાત્માના મિશ્રણરૂપ અખિલ પ્રાણીઓનો સમૂહ દેખાતો હોઈને, પોતાનું સ્વરૂપ શું આત્મા છે કે અનાત્મા–એવો સંદેહ થતાં સચ્ચિદાનંદાત્મક આત્મા જ સ્વરૂપ છે, અનૃત જડ દુઃખ રૂપ અનાત્મા નહિ એમ સિદ્ધ થાય છે. સ્વરૂપ તો અનારોપિત, અબાધિત, અસંદિગ્ધ હોવું ઘટે. અને તેવું સ્વરૂપ છે આપણો સૌનો આત્મા. આથી સચ્ચિદાનંદ સ્વરૂપ આપણે સૌ, અનાત્મભાવથી આક્રાન્ત થતા હોઈને, દિનરાત અમે સુખી, અમે દુઃખી, અમે મૂઢ એવી બૂમ મારતા રહીએ છીએ. આ ત્રણગુણના સન્નિપાત રૂપી પ્રલાપને છોડી, સ્વરૂપના જ્ઞાનથી સ્વસ્થ બનીએ, દ્વૈતમાંથી ઉત્પન્ન થતા કોલાહલમાં પણ અદ્વૈતનિષ્ઠ શાંતિમાં હમેશાં અવગાહન કરીએ–એવું એમાંથી નીપજે છે. ॥ ૧૨ ॥

પરંતુ તમે તો બીજું કાંઈ શરુ કર્યું અને બીજું જ કાંઈ ચર્ચ્યું ! શોકથી સંતપ્ત અને ભગવાનને શરણે ગએલા અર્જુન સમક્ષ સચ્ચિદાનંદાત્મક આત્માનું પ્રતિપાદન કરવાથી શો લાભ ? આ શંકા પ્રાપ્ત થતાં કહે છે :—

**सर्वथा सर्वो हि अशोच्यः आत्मत्वादेव** ॥ १३ ॥

**સૂત્રાર્થ —सर्वथा** = સર્વ પ્રકારે **सर्वो हि** = પ્રાણધારીઓનો સમગ્ર વર્ગ **एव** = જ **अशोच्यः** = શોક કરવા યોગ્ય નથી. શા માટે ? **आत्मत्वादेव** = સ્વરૂપ હોઈને જ – એવો અર્થ થયો.

**ભાષ્ય**—બીજું જ શરૂ કર્યું અને કાંઈ બીજું જ ચર્ચ્યું એ આક્ષેપ અનુચિત છે. શોકનું મૂળ ન જાણનાર તેને ઉખેડવા પ્રયત્ન કરે તોય શી રીતે તેને ઉખેડી શકે ? શોકનું મૂળ છે આત્માનું અજ્ઞાન. આત્માનું જ્ઞાન જેને પ્રાપ્ત થયું હોય તે શોક ન કરે. આત્માને જાણનાર તો નિઃશંકપણે જાણે છે કે આ સંસાર અશોચ્ય છે. તો શોકનું સ્વરૂપ શું ? શોક એટલે પ્રિયવિયોગ કે તેની કલ્પનામાંથી જન્મેલો સંતાપ. અને પ્રિયતમ છે આનન્દસ્વરૂપ આપણો આત્મા. બીજે દેખાતી પ્રિયત્વની કલ્પના ઉચ્છિષ્ટ છે. અને એ પ્રિયતમરૂપ આત્માનો પોતાના આત્માને કદી વિયોગ થતો નથી. ખરે ! આત્માને આત્માનો વિયોગ નથી. વિયોગમાં તો સ્વરૂપ જ ન હોય. અને વળી સંયોગ હોય તો વિયોગ સંભવે. સંયોગ તો દ્વિનિષ્ઠ હોય. આત્મા તો એક છે. અને તે પ્રાપ્તિ કે પરિહાર રહિત છે. આથી આત્માનો આત્મા સાથે સંયોગ કે વિયોગ નથી. અને આથી પ્રિયવિયોગ જેનું મૂળ છે એવો શોક મૂળ વિનાનો સિદ્ધ થાય છે. અને એમાં અર્જુન અપવાદ રૂપ નથી. અર્જુનનો શોકપણ ભીષ્મ વગેરેના વિયોગની કલ્પનાથી જ જન્મ્યો હતો. તેથી નિરર્થક વિલાપ કરતો વિષાદ કરતો અર્જુન ભગવાનની અનુકંપાને યોગ્ય છે. આમ આત્માની દૃષ્ટિએ શોક નિરવલંબ છે. ॥ ૧૪ ॥

આમ આત્માની દૃષ્ટિએ શોકને નિરર્થક બતાવી, દેહદૃષ્ટિએ પણ તે અનુચિત છે એવું પ્રસ્થાપન કરતાં કહે છે :—

**एवं एव देहादयोऽपि** ॥ १४ ॥

**સૂત્રાર્થ—एवं एव** = જેમ આત્મા તે જ પ્રમાણે **देहादयोऽपि** = દેહથી માંડી પ્રકૃતિ સુધીના સર્વે પદાર્થો પણ અશોચ્ય છે.

**ભાષ્ય**—આત્મા હોઈને જ આત્મા જેમ અશોચ્ય છે તેમ દેહાદિ સમસ્ત અનાત્મા પણ અશોચ્ય જ સિદ્ધ થાય છે. જે આત્મા જ નથી તે અનાત્માનો તો વિયોગ થાય જ. એને રક્ષવા ઈશ્વર પણ સમર્થ નથી. સ્વભાવને છોડી ભાવ વર્તી ન શકે. નાશ-અદર્શન-લોપ-વિયોગ એ તો આત્મા સિવાયના સમસ્ત દેહાદિ પદાર્થોનો

સ્વભાવ છે. તેમાં પ્રતીત થતું પ્રિયપણું તો, જેમ સૂર્યે ચંદ્રને સૌમ્યત્વ, તેમ આત્માએ તેમને આપેલું છે. આથી તેમનું મોહમૂલક શોકજનક, પ્રિયતમત્વ સ્વીકારીએ તો મોહને ઉચ્છેદ કરનારું તત્ત્વજ્ઞાન નિરર્થક થઈ જાય. આથી અનાત્મા હોઈને જ અનાત્માને શોક કરવો ન ઘટે. આત્માને અનાત્માને સંયોગ થતાં શોકના સમુદ્ર સમો સંસાર ઉત્પન્ન થાય છે. તે અનાત્માને સ્વાભાવિક એવો જો વિયોગ થાય તો તેથી આપણું કશું જતું નથી, ઉલટું એને તો આપણે મંગલતમ અવસર માનવો જોઈએ. આથી આત્મદૃષ્ટિએ કે દેહદૃષ્ટિએ કે બીજી કોઈપણ દૃષ્ટિએ મોહમાંથી ઉત્પન્ન થતો શોક અસ્થાને જ છે. ॥ ૧૪ ॥

આમ અવિનાશી સ્વભાવનો હોઈને, તેનો વિયોગ ન થતો હોવાથી અને આનન્દસ્વરૂપ હોવાથી આત્મા અશોચ્ય છે. અનાત્મા વિનાશી હોઈને, તેનો સનાતન સંયોગ ન હોવાથી તથા દુઃખાત્મક હોવાથી તે અશોચ્ય છે. તે બેનો અવિવેકમાંથી ઉત્પન્ન થતો સંયોગ સર્વ અનર્થનું મૂળ છે. "અશોચ્યનો કરે શોક" ત્યાંથી માંડી "તેથી સમસ્ત ભૂતોનો શોક ના તુજને ઘટે" ત્યાં સુધીનો ગીતાનો સંદર્ભ આ જ અર્થ કહે છે.

આમ આધારભૂત મૂળતત્ત્વ કહીને તેમાંથી ફળતું દર્શન સ્ફુટ કરતાં કહે છે :

**आत्मानात्मनोः अविप्लवविवेकात् वर्तनसिद्धिः ॥ १५ ॥**

**સૂત્રાર્થ—आत्मा०** = સ્વરૂપ અને પરરૂપના **अविप्लवविवेकात्** = સંશય વિપર્યયરહિત વિવેકજ્ઞાનથી **वर्तनसिद्धिः** = જીવનમાં યાવદ્આયુ વર્તનની સિદ્ધિ થવી ઘટે.

**ભાષ્ય :** તત્ત્વજ્ઞાન વર્તનનું મૂળ છે. અને એ આત્મા અને અનાત્માના સુદૃઢ વિવેકજ્ઞાન પર આધાર રાખે છે. સમ્યક્જ્ઞાન જેનું બીજું નામ છે એવું વિવેકજ્ઞાન વર્તનને વિમલ કરે છે. અને જીવન વર્તનવ્યાપ્ત છે. આથી વર્તનવ્યાપ્ત જીવનમાં તત્ત્વજ્ઞાનનું માહાત્મ્ય અનતિવદનીય છે. અવિપ્લવપણું એટલે સંશય અને વિપર્યાસથી રહિતપણું. વ્યુત્થાનમાં પણ સમાધિ આપનારું વિવેકજ્ઞાન સમ્યક્-વર્તન માટે અનિવાર્ય છે. ॥ ૧૫ ॥

આ પ્રમાણે તત્ત્વજ્ઞાનને આધારે વર્તન થાય છે એમ કહી તેનું ફળ સ્પષ્ટ કરે છે :—

**ततो दृष्टिद्वैविध्यम् ॥ १६ ॥**

**સૂત્રાર્થ—ततः** = તત્ત્વજ્ઞાનથી **दृष्टिद्वैविध्यम्** = દૃષ્ટિનું = જીવનમાં વર્તન માટેના દર્શનનું, દ્વિવિધપણું ફલિત થાય છે.

**ભાષ્ય**—અવિપ્લવ તત્ત્વજ્ઞાનને આધારે જીવનની બે પ્રકારની દષ્ટિ ગીતાગાતાએ બતાવી છે. પહેલી સાંખ્યબુદ્ધિ અને બીજી યોગબુદ્ધિ. અહીં સાંખ્યબુદ્ધિ અને યોગબુદ્ધિમાં બુદ્ધિ શબ્દને। દષ્ટિ એવો અર્થ લેવો. સાંખ્ય શબ્દ અને યોગ શબ્દને। અનુક્રમે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાન બાદ થતાં કર્મમાં તેનો વિનિયોગ એવો અર્થ સમજવો. કારણ કે “ આ કહી જ્ઞાનમાં બુદ્ધિ તને યોગે હવે સુણ ” એવી ભગવાનની વાણી છે.

આ છે અહીં અર્થ. તત્ત્વજ્ઞાન બે પ્રકારની દષ્ટિ આગળ કરે છે. જ્ઞાન બાદ કર્મ કરવું કે ન કરવું-એ બાબતમાં વિવાદ છે. આત્મજ્ઞાન બાદ કર્મ ન કરવું-એમ એક પક્ષ માને છે. કરવું-એમ બીજો પક્ષ કહે છે. ન કરવું એવી ધારણા છે સાંખ્યોની. યોગિઓને। નિર્ણય છે કે કરવું. બન્નેમાં આત્મજ્ઞાન તો સમાન છે. આત્મજ્ઞાન બાદ કર્તવ્ય અને અકર્તવ્યને। પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તેમાં સાંખ્યનું આ રહસ્ય છે. દષ્ટ અને અદષ્ટ જન્મમાં અનુભવાનારો, ક્લેશરૂપી મૂળવાળો કર્માશય, આત્મદર્શનના માહાત્મ્યે દગ્ધ થઈ જાય છે. અને તે દગ્ધ થએલો હોઈને જન્મ, આયુ અને ભોગરૂપી કર્મનું ફળ દેતો નથી. આથી વન્ધ્યવીર્ય કર્માશયવાળા એ આત્માને। એ છેલ્લો જન્મ હોય છે. આથી આત્મજ્ઞાન બાદ પ્રવૃત્તિનું કશું પ્રયોજન રહેતું ન હોવાથી, કર્મને। સંન્યાસ કરી, તે પ્રવૃત્તિમાંથી ઉપરામ પામે છે. અને યાવજ્જીવ સુખપૂર્વક ગિરિગુફામાં, મઠમાં કે ગમે તે કોઈ એકાન્તપ્રદેશમાં, સૌ પ્રાણીઓની અહિંસાનું પાલન કરતો, સંસારને ભૂલી, સંસારસાગરમાં તરતાં કે ડૂબતાં પ્રાણીઓની ઉપેક્ષા કરતો, ગ્રામ્ય દ્વૈતના કોલાહલથી ત્રાસેલો, હમેશાં અદ્વૈતને। આશ્રય લેતો, પોતાના સમાધિ-સુખમાં મગ્ન રહેતો, દેહત્યાગના સમયની પ્રતીક્ષા કરતો, જીવનયાત્રાને। નિર્વાહ કરે છે. આ છે સાંખ્યદષ્ટિ. યોગદષ્ટિ વિશિષ્ટ છે. યોગીને। પણ આ દેહ તો છેવટને। જ છે. તે પણ સદેહે મુક્ત જ છે. તેને પણ પ્રયોજન નથી. છતાં તે પ્રવૃત્તિત્યાગને યોગ્ય માનતો નથી. કેમ ? અશક્ય છે માટે. દેહ હોય ત્યાં સુધી પ્રવૃત્તિ હોય જ. કારણ કે સંપૂર્ણ કર્મત્યાગ કપોલકલ્પિત છે અને અર્ધજરતીય ન્યાય અયોગ્ય છે. હઠાગ્રહ ને અવકાશ નથી, અને પ્રકૃતિની સાથે સંવાદિપણું આવશ્યક છે, આથી એ કર્મત્યાગને। આદર કરતો નથી; પણ કર્મયોગને। કરે છે. કર્મ કરવાથી એનું કશું બગડતું નથી. કારણ તેને ફળનું અનુસંધાન નથી. આત્મજ્ઞાનના માહાત્મ્યને લીધે ફલના અનુસંધાનને। અભાવ તેને માટે શ્વાસોચ્છવાસની માફક સ્વાભાવિક છે. કરવા છતાં તે બંધાતો નથી. કારણ બન્ધનના કારણને। જ અભાવ છે. આથી એ સર્વે ઉચિત કર્મો કરતો, પોતાના દષ્ટાન્તે સૌને દોરતો, આત્મસ્વરૂપ સમસ્ત જગતની ઉપર ઉપકાર કરતો, યાવજ્જીવ સમસ્ત ભોગોને ભોગવતો છતાં ન ભોગવતો, સર્વ કર્મ કરતો છતાં ન

કરતો, ગળાંબૂડ ડૂબેલો છતાં પદ્મપત્રની માફક સંસારથી અસ્પષ્ટ રહેતો, વ્યવહારમાં અવતરેલું આત્મજ્ઞાન પ્રદર્શિત કરતો, બહુ શોભનપણે વર્તે છે. આ યોગદષ્ટિ વધારે સમુજ્જવલ છે. "નથી પ્રારંભનો નાશ, એમાં," ત્યાંથી માંડી "ત્યારે તું યોગ પામશે", ત્યાં સુધીના ભગવાનના વચન યોગદષ્ટિનું વિવરણ કરે છે.

અહીં આ સમજવું. આત્મજ્ઞાન બાદ પ્રવર્તિત થતા આ બે પંથ જાણે એક બીજાથી વિસંક્ત, જાણે વિરુદ્ધ, જાણે સંસ્કૃતના ૩૬ ના આંકડાની માફક વિમુખ, વિદ્વાન મલ્લોના ગજગ્રાહના પ્રેરક જેવા જણાય છે. એ બેમાંથી યોગદષ્ટિ સ્વાભાવિક હોઈને, તે માટે ભગવાનનો પક્ષપાત પણ યોગ્ય છે. અને હાથી જ્યાં વેચાય ત્યાં અંકુશ માટેનો વિવાદ નજીવો છે. આત્મજ્ઞાનનો પ્રસાદ જેણે પ્રાપ્ત કર્યો છે તે તો સ્વયં ભગવાનની દષ્ટિને સ્વીકારશે જ. એ છે અર્થ ॥ ૧૬ ॥

ભલે તેમ હો. પણ યોગના પ્રસ્તાવમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણનું જ્ઞાન બંધબેસતું નથી. કારણ એથી પ્રકૃતનો ત્યાગ અને અપ્રકૃત વિષયના સ્વીકારનો પ્રસંગ ઉપસ્થિત થઈ જાય. અને વળી જ્ઞાનના માહાત્મ્યનું વર્ણન યોગદષ્ટિને નીચી પાડે છે. સ્થિતપ્રજ્ઞલક્ષણનું નિદર્શન તો જ્ઞાનની જ સ્તુતિ છે. આથી તેના વર્ણનમાં વ્યગ્ર ભગવાનને આત્મજ્ઞાનની પ્રશંસામાં પરાયણ માનવાં ઘટે, યોગતરફ પક્ષપાતવાળા નહીં. આ શંકા ઉપસ્થિત થતાં નિરાકરણ કરે છે કે :—

**लक्षणव्याजेन ज्ञानप्रशंसनं इति**
**चेन्न व्यवहारावतीर्णज्ञानस्यैव योगत्वात् ॥ १७ ॥**

**સૂત્રાર્થ—लक्षणव्याजेन** = સ્થિતપ્રજ્ઞના લક્ષણને નિમિત્તે **ज्ञानप्रशंसनं** = ભગવાને જ્ઞાનયોગની પ્રશંસા કરી છે. **इति चेत्** = એમ માનતા હો તો **न** = એમ ન માનશો. કેમ ? **व्यवहार०** = દૈનંદિન જીવનવ્યાપારમાં અવતરેલાં **ज्ञानस्यैव** = આત્મજ્ઞાનનો જ **योगत्वात्** = યોગ નામે વ્યવહાર થાય છે માટે.

**ભાષ્ય**—આપે કહેલો પ્રસંગ અહીં ઉપસ્થિત થતો નથી. કારણ કે યોગમાં જેણે પરીક્ષા ન આપી હોય તેના જ્ઞાનનું જ્ઞાનપણું જ હોતું નથી. જ્ઞાન જ્યારે કર્મયોગમાં આરૂઢ થાય ત્યારે તેની પરીક્ષા થાય. કર્મયોગ તેની કસોટી છે. તેના પર જ જ્ઞાન રૂપી સુવર્ણની શુદ્ધિ કે મલિનતાની પરીક્ષા થાય છે. જ્ઞાની હોઈને, કર્મવ્યાપ્ત વ્યવહાર સમયે સુજ્ઞની માફક વર્તે છે, કે અજ્ઞની માફક, એ છે અહીં ભગવાનની ચિન્તા. બધાં લક્ષણોનું પર્યાલોચન કરતાં આ જ અર્થ એમાંથી સ્ફુરે છે. જ્ઞાની હો કે અજ્ઞાની, બન્નેએ આ જગતમાં જ રહેવાનું છે. શરીર હોય ત્યાં સુધી જડચેતન પદાર્થનો સંપર્ક અનિવાર્ય છે. સંપર્કને લીધે આઘાત અને પ્રત્યાઘાત પણ અવશ્ય થાય છે. અનુભવ માત્ર છે આઘાત. અને

આઘાત થાય તો પ્રત્યાઘાત અવશ્ય થતો હોઈને; કેવો પ્રત્યાઘાત કરવો એ નિર્ણય કરવામાં જ જ્ઞાનનું જ્ઞાનત્વ છે. જ્ઞાની જ્ઞાનના પ્રસાદથી એવી રીતે વર્તે છે કે જેથી રાગદ્વેષનું સમીકરણ થાય. જ્ઞાનમાંથી ઉત્પન્ન થતી વર્તનની ચારુતા જ યોગ છે. જ્ઞાની કે અજ્ઞાનીઓએ વર્તન તો અવશપણે કરવું જ પડે. કરવું કે ન કરવું-એ બાબતમાં કોઈ સ્વાધીન નથી. સ્વેચ્છાએ કે બલાત્કારે, પ્રકૃતિને પરાધીન માણસે, કર્મ કરવું જ પડે. કેવી રીતે કરવું એ બાબતમાં જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે તફાવત છે. અજ્ઞાની કામનાથી ધવાઈને કરે. જ્ઞાની કામના વિના કરે. કરવાની રીતમાં સ્વાતન્ત્ર્ય છે, કર્મમાં નહીં. આ જે વિશેષતા તે જ કર્મયોગ છે. આથી અહીં સ્થિતપ્રજ્ઞના લક્ષણ આપતાં ભગવાને કર્મ પર આરુઢ થએલાં, દૃઢતમ, અવિપ્લુત, કર્મયોગ નામના વિશિષ્ટ જ્ઞાનની જ પ્રશંસા કરી છે, જે સિદ્ધોનું લક્ષણ છે, જ્યારે સાધકને માટે સાધનસ્વરૂપ છે. કર્મયોગ પર આરુઢ ન થએલું, વર્તન વખતે ઝાંખું પડતું, મોહના ગાઢ અંધકારમાં નિસ્તેજ, સ્વસ્થતાના કાળે બહુબોલું, વિપરીત કાળે પલાયન કરી જનારું, વાણીના વિલાસ જેવું, પોપટ પરાયણ સમું ફક્ત જ્ઞાન નહીં. સ્થિતપ્રજ્ઞના બધાં લક્ષણો અહીં જ કૃતાર્થ થાય છે. વિસ્તાર ભયે લક્ષણની ચર્ચા કરતા નથી ॥ ૧૭ ॥

ઉપસંહારની ભૂમિકા રચતાં અધ્યાયના અર્થનો નીચોડ બતાવતાં કહે છે :—

**अतः ज्ञानमूलकः भक्तिप्रधानः निष्कामकर्मयोगः गीताहार्दम्** ॥ १८ ॥

**સૂત્રાર્થ—अतः** = આ કારણે **ज्ञानमूलकः** = આત્મજ્ઞાનમાંથી ઉત્પન્ન થએલો **भक्तिप्रधानः** = પ્રેમપ્રધાન **निष्कामकर्मयोगः** = ફલેચ્છા રહિત કર્મમાં સમાધાનમય જીવનભર વ્યાપાર **गीताहार्दम्** = ગીતા-ઉપનિષદ્‌નું રહસ્ય-મર્મ છે.

**ભાષ્ય**—કર્મ પર આરુઢ થયેલું જ્ઞાન જ જ્ઞાન તરીકે સ્વીકારી શકાય છે, માટે આત્મજ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન, કર્મયોગ જ સારીય ગીતા ઉપનિષદ્‌નું રહસ્ય છે. મૂળ છે આત્માનું તાત્ત્વિક જ્ઞાન. તેમાંથી સર્વભૂતાત્મભૂતાત્મભાવરૂપી ભક્તિ-પ્રેમની ઉત્પત્તિ થાય છે. અને પ્રેમ નિષ્ક્રિય હોતો નથી. સક્રિય હોય તો જ પ્રેમ, પ્રેમ ગણાય. તે પ્રેમમાંથી પ્રેમને અનુરૂપ નિષ્કામ કર્મ ઉત્પન્ન થાય છે. આથી આત્મજ્ઞાનમૂલક, ભક્તિ-પ્રધાન, નિષ્કામ કર્મયોગ જ ગીતાનું રહસ્ય છે. આ જ જીવનનું રહસ્ય છે ॥ ૧૮ ॥

ઉપસંહાર કરતાં ફલશ્રુતિનો ઉપન્યાસ કરે છે :—

**ततः शोकनिवृत्तिः श्रुतेश्च** ॥ १९ ॥

**સૂત્રાર્થ—ततः** = રૂઢ થએલા અવિપ્લવ આત્મજ્ઞાનમૂલક ભક્તિપ્રધાન કર્મયોગમાંથી **शोकनिवृत्तिः** = હૃદયતાપનું નિર્મૂળ નિવર્તન થાય છે. **श्रुतेश्च** = શ્રુતિ પણ આ જ અર્થ બતાવે છે.

**ભાષ્ય**—શોક નિવૃત્તિ એ ભગવતી ગીતાનું ફળ છે. અને તે દર્શાવેલા યોગથી થાય છે. "આત્મજ્ઞાની શોકને તરે છે" "આનન્દ સ્વરૂપે તે રહે છે." વગેરે શ્રુતિવાક્યો પણ આ જ અર્થનું પરિપોષણ કરે છે. આથી સ્વરૂપવિજ્ઞાન મૂલક છે શોકની નિવૃત્તિ. ॥ ૧૯ ॥

**॥ इति सांख्ययोगः ॥**

---

## ॥ अथ कर्मयोगः ॥

ગીતાનો વાસ્તવ અર્થ પૂરો થયો. કારણ કે આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિપ્રધાન, નિષ્કામ કર્મયોગ ગીતાનું રહસ્ય છે–એમ પ્રતિપાદિત કર્યું છે. તો બાકીનો સંદર્ભ શા માટે? સાચું. ગીતાનો અર્થ સમાપ્ત થયો છે. બીજું વધારે કશું શાસન કરવાનું નથી. શાસન પૂર્ણ થયું હોઈને, અહીં જ આરંભની પરિસમાપ્ત કરવી જોઈએ. છતાં પણ ઉત્તરગ્રંથની જરૂર છે. એક વાર સાંભળવા માત્રથી સૂક્ષ્મતમ અર્થ બુદ્ધિમાં એકાએક આરૂઢ થતો નથી. અર્થની સૂક્ષ્મતા તેનાં વાર વાર ચર્વણની અપેક્ષા રાખે છે. જ્યાં સુધી સંશયવિપર્યયની ગંધ પણ રહે ત્યાં સુધી અભ્યુદય અને નિશ્રેયસ્ રૂપી પ્રયોજનવાળો વ્યાપાર કૃતકૃત્ય થતો નથી. અને કૃતકૃત્યતાના અભાવે આખી પ્રવૃત્તિ વંધ્ય બને. આથી કરેલા સૂક્ષ્મતમ અર્થનાં વારંવાર કથનનો વિરોધ નથી, એટલું જ નહીં પણ તે અતિ આવશ્યક છે. તત્ત્વજ્ઞાનના કુસુમનો, સંશયથી પુષ્ટ થયેલ વિપર્યયવેધ, દુઃખદાયક રોગ છે. અત્યાર સુધી અર્જુનનો સંશય નાશ પામ્યો નથી. એ વિપર્યયવિદ્ધતા સૂચવે છે. આથી બીજા અધ્યાય બાદ જેણે કર્તવ્યમાર્ગનો નિશ્ચય નથી કર્યો એવા અર્જુનનો પ્રશ્ન યોગ્ય ઠરે છે. "અશોચ્યનો કરે શોક" વગેરે દ્વારા બહુ પ્રશંસા પૂર્વક, કર્મયોગ, અને મધ્યમાં "એનો રસ, પરદર્શને નિવૃત્ત થાય છે—" વગેરે દ્વારા વળી ભગવાને જ્ઞાનયોગનો ઉપદેશ કર્યો. ભગવાનના આશયને પકડવાની ઇચ્છા છતાં અર્જુન તે પકડી ન શક્યો. જ્ઞાન અને કર્મ એ બે યોગમાંથી કયો વધારે મોટો ને સારો, કયો ઉપાદેય એ બાબતમાં ગાઢ શંકા કરતો અર્જુન કાંઈ નિશ્ચય ન કરી શક્યો. અને નિશ્ચયના અભાવે વર્તનનો પણ અભાવ હોય. આથી અર્જુનનો પ્રશ્ન ઉચિત છે એમ સૂચવતાં ત્રીજા અધ્યાયનો આરંભ કરતાં કહે છે—

**व्यामिश्रवाक्यकल्पनात् व्यामोहेन श्रेयःप्रश्नः ॥ १ ॥**

**સૂત્રાર્થ—व्यामिश्र०** = સંકીર્ણ = સંપૃક્ત = મિલિત વાક્ય = પદસમૂહ, તેની કલ્પના = ઉત્પ્રેક્ષણાને લીધે **व्यामोहेन** = ઉત્પન્ન થએલા અનિશ્ચયને લીધે અર્જુનનો **श्रेयः प्रश्नः** = શ્રેય વિષયને લગતો–કલ્યાણને લગતો પ્રશ્ન છે.

ઉપર્યુક્ત પરસ્પર વિરુદ્ધ વાક્યોનાં શ્રવણને લીધે કુંઠિત બુદ્ધિ બનેલા અર્જુનને લાગ્યું કે ભગવાન પણ કાંઈ સ્પષ્ટ નિશ્ચયાત્મક બોલતા નથી, પણ સેળભેળવાળું = વ્યામિશ્ર–જાણે દુધ અને દહીં બન્નેમાં પગ રાખતા હોય એવું બોલે છે. "એવડા બોલથી જાણે" એવું (અર્જુને) કહે છે માટે. **इव** = "જાણે" શબ્દનો પ્રયોગ કર્યો હોઈને, પોતાનો આક્ષેપ પણ યોગ્ય છે કે અયોગ્ય એ પણ નિશ્ચય કરવા અર્જુન સમર્થ નથી. સદા સ્પષ્ટ બોલનાર ભગવાન સંકીર્ણ બોલતા નથી, પણ મારી બુદ્ધિના દોષને લીધે ભગવાનના આશયને હું પકડી શક્યો નહીં–એવો અર્થ છે. કર્મ ઘોર હોઈને, અને જ્ઞાનબુદ્ધિ નિવૃત્તિ સ્વરૂપ હોઈને, શોભન હોવાથી ભગવાન જ્ઞાનયોગ પર જ ભાર મૂકતા હશે. આથી પોતાનો મત ભગવાનને બહુમત હોય એમ ધારી સંશયગ્રસ્ત અર્જુન શ્રેયને લગતો પ્રશ્ન ઉભો કરે છે ॥ ૧ ॥

સંશયને દૂર કરવાની ઇચ્છાથી કહે છે—

**उभाभ्यामेव श्रयोऽवाप्तिः गौणत्वात् मार्गस्य प्रधानत्वाच्च अनुष्ठानस्य** ॥ २ ॥

**સૂત્રાર્થ—उभाभ्याम्** = જ્ઞાનયોગ અને કર્મયોગ બન્ને વડે. **श्रेयोऽवाप्तिः** = અભ્યુદયપૂર્વક નિઃશ્રેયસની આત્યંતિક–એકાન્તિક–કલ્યાણની પ્રાપ્ત થાય છે. શા માટે અહીં બન્ને અધિકૃત છે? કહે છે. **मार्गस्य** = ઉપાયની **गौणत्वात्** = અપ્રધાનતાને લીધે **च** = અને **अनुष्ठानस्य** = આચરણની **प्रधानत्वात्** = મુખ્યતા હોઈને.

**ભાષ્ય**—જ્ઞાનથી મારું શ્રેય થશે કે કર્મયોગથી–એ ચિંતા વંધ્ય છે કારણ કે એ બન્નેથી શ્રેયની પ્રાપ્તિ થાય છે. કારણ કે બન્નેનું ફળ એક જ છે. જ્ઞાનનું જે ફળ છે, તે જ કર્મયોગનું પણ છે. આથી ઉપાય રૂપ જ્ઞાનયોગ કે કર્મયોગ પર ભાર નથી. માર્ગ ગૌણ છે. મુખ્ય છે જવાની ક્રિયા. માર્ગ ઉત્તમ હોવા છતાં જે જતો જ નથી, તે તો ઉભો જ રહે. જે જાય તે રસ્તાને કાપે. જ્ઞાન કે કર્મયોગનું આચરણ મુખ્ય છે, ફક્ત ચિન્તન નહીં. કરેલું ફળે, ફક્ત વિચાર નહીં. સંકલ્પ અને ફળની વચ્ચે તો પુરુષાર્થનું ક્ષેત્ર છે. તે ક્ષેત્રને ખેડ્યા વિના જ કેવળ ફળનો જાપ કરે, તેને ફળ લાભ ન થાય–એ છે સ્થિતિ. આથી જ્ઞાનયોગ અને કર્મયોગ બન્ને પન્થ સુંદર છે. બન્ને શ્રેયસ્કર છે. બેમાંથી એકનો આશ્રય લઈ ચાલે, તે ફળને મેળવે. આથી અનુષ્ઠાનને પ્રધાન સમજવું, ફક્ત ઉત્તમ માર્ગને નહીં. આથી ચાલવામાં તત્પર થા, કેવળ ચર્ચાપરાયણ ન થા. એ છે અર્થ.

પરંતુ હું પણ ચાલવામાં પરાયણ છું જ. જો બન્ને માર્ગ શ્રેયસ્કર હોય તો જ્ઞાનયોગનો આશ્રય લેતા મને આપ શા માટે અટકાવો છો? સંન્યાસ લેવા આતુર,

અને તે માટે કર્મના અનારંભ કરતા, સંન્યાસનું સેવન કરતા મને શા માટે હઠપૂર્વક ઘોર કર્મમાં યોજો છો ? આ પ્રમાણે મોહને ઢાંકતા ( અર્જુન ) ને કહે છે :—

**न कर्मानारंभः संन्यासो वा अशक्यत्वात् प्रकृतिविरोधात् मिथ्याचारावहत्वाच्च ॥ ३ ॥**

**સૂત્રાર્થ—कर्मानारंभ** = કર્મનો અનારંભ—આરંભનો અભાવ **वा** = અથવા **संन्यासः** = તેનો ત્યાગ **न** = સંભવતો નથી. **अशक्यत्वात्** = અસંભવિત હોવાથી **प्रकृतिविरोधात्** = પ્રકૃતિનો વિરોધ થતો હોઈને **च** = તથા **मिथ्याचारावहत्वात्** = અસત્યઆચરણને લાવનાર હોઈને.

**ભાષ્ય :**—સંન્યાસનો સ્વીકાર કરવાની ઇચ્છાવાળો તું ચાલવાને તત્પર થએલો નથી પણ મોહને ભેટી રહ્યો છે. સાંખ્ય દ્વારા કે કર્મયોગ દ્વારા મેળવવાનું શું છે ? સાંખ્ય કે કર્મયોગ દ્વારા નૈષ્કર્મ્ય મેળવવું ઇષ્ટ છે. નૈષ્કર્મ્ય એટલે કર્મ કરવા છતાં ફળનું વંધ્યત્વ સંપાદિત કરવું તે. તે કર્મ ન કરવાથી ન મેળવાય. કર્મનો આરંભ સ્વાભાવિક હોઈને, તેનો ત્યાગ કરવો અશક્ય છે. અને પ્રકૃતિથી એ વિરુદ્ધ છે. કર્મ ન કરવાનો જે આગ્રહ રાખે છે તેને પણ પ્રકૃતિ બળજબરીથી દેહયાત્રાનો નિર્વાહ કરનારાં કર્મમાં કે બીજાં કર્મોમાં પ્રવર્તાવે જ છે. આથી પ્રકૃતિને પ્રતિકૂળ આચરણ, પ્રકૃતિના ક્ષેત્રમાં થઈ શકતું નથી. પરંતુ બાહ્ય કરણોનો સંકોચ કરીને અકૃતાર્થ હોઈને, મનથી ઇન્દ્રિયના અર્થને યાદ કરતો બેસે. બાહ્ય કર્મોને ત્યજી અંદરથી વર્તનાર મિથ્યાચાર કરે છે. અને શિષ્ટોને તે આદરણીય નથી. આત્મજ્ઞાન પહેલાં અને ત્યારબાદ પણ કોઈને માટે પણ કર્મનો ત્યાગ કરવો શક્ય નથી. અને જે અશક્ય હોય તેનો ઉપદેશ યોગ્ય નથી. શક્ય છે ફલેચ્છારહિત થવાનું. અને તે સ્વાધીન આત્માને સ્વાભાવિક છે. તે જ નૈષ્કર્મ્યનું બીજ છે. આથી જ્ઞાનીને માટે કર્મ કરવું એ જ વધારે સારું છે. આથી પલાયન–પરાયણ તું જ્ઞાન સૂચવતો નથી, પણ જ્ઞાનનું છિદ્ર બતાવે છે. આથી સિદ્ધિનો ગરજુ અશક્ય એવા કર્મના અનારંભની ઇચ્છા ન કરે, કપોલકલ્પિત કર્મત્યાગની ઇચ્છા ન કરે, પરંતુ પહેલાં જ્ઞાનની પ્રાપ્તિ માટે અને પછી મેળવેલી જ્ઞાનની દઢતા માટે, આત્મવિનોદ માટે, ફલેચ્છારહિત કર્મોને કરવાનો જ આશ્રય લે. ॥ ૩ ॥

ફલિત અર્થ દર્શાવતાં કહે છે :—

**निष्कामकर्मयोगो ज्यायान् सत्याचारत्वात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—निष्काम०** = નિષ્કામભાવે કર્મયોગ **ज्यायान्** = વધારે પ્રશંસનીય છે કારણ કે **सत्याचारत्वात्** = એ સાચો આચાર છે.

**ભાષ્ય**—આત્મતત્ત્વનો જાણકાર પુરુષ, આત્માના તત્ત્વને જાણતો હોઈને, ફ્લેચ્છાશૂન્ય બને. આત્મા પૂર્ણકામ, સમાપ્તકામ, આપ્તકામ છે. આત્માના તત્ત્વને જાણનાર જાણે છે કે કર્મનાં ફળથી આત્માના સ્વરૂપમાં વધઘટ થતી નથી. પ્રકૃતિના તત્ત્વથી પરિચિત આત્મજ્ઞ, નિષ્ક્રિયતા નામની કોઈ ચીજ નથી એમ પણ જાણે છે. આત્મજ્ઞાનીએ પણ દેહ હોય ત્યાં સુધી પ્રકૃતિમાં વર્તવાનું જ હોય છે એવી મર્યાદા છે. આથી વિવેકી આ મર્યાદા જાણતો હોઈને, સ્વપ્ને પણ તેનું ઉલ્લંઘન કરવા ઇચ્છતો નથી. આથી નિષ્કામ કર્મયોગ આત્મા પરથી કર્મનો લેપ પખાળે છે અને પ્રકૃતિની મર્યાદાનું પણ પાલન કરે છે. આથી નિષ્કામ કર્મયોગી એકી વખતે કરે છે અને છતાં કરતો નથી. આથી એનું સ્વાભાવિક અને સત્યયુક્ત નૈષ્કર્મ્ય છે. આત્માની અસંગતાને લીધે કરવા છતાં તે લેપાતો નથી. અને ફળ પણ મેળવે છે. ફળ મેળવતો છતાં, તેમાં અનાસક્ત હોઈને તે નિરાકુલ રહે છે. અને નિર્વાણના શ્રેષ્ઠ શાંતિ પામે છે. અને પ્રારબ્ધ પૂરું થતાં અવિભક્ત બ્રહ્મસ્વરૂપ થઈ મુક્ત થાય. આથી નિષ્કામ કર્મયોગ વધારે સારો છે ॥ ૪ ॥

કર્મયોગ જ વધારે સારો છે એ અંગે બીજો હેતુ કહે છે :—

**शरीरयात्राप्रसिद्धेः अपि ॥ ५ ॥**

**સૂત્રાર્થ—शरीरः** = દેહયાત્રા ન્યાયપૂર્વકના નિર્વાહ ને કારણે **अपि** = પણ કર્મયોગ જ સ્તુત્ય છે.

**ભાષ્ય**—જે જ્ઞાની કે તેથી બીજો (અજ્ઞાની) કર્મને હઠથી, પ્રમાદ કે આળસથી, મિથ્યા બ્રહ્મજ્ઞાનને બ્હાને કે વિપર્યયને કારણે, છોડી દે છે તે ભગવતી વસુંધરાને ભારરૂપ, પાપભોગી બને છે. જે અન્ન તે ખાય છે, જે પાણી તે પીએ છે, જે વાયુનું તે આચમન કરે છે, તે બધું ન્યાયથી મેળવેલું નથી. પણ ન્યાયરહિત છે. પોતાના પરસેવાથી ઉપાર્જિત કરેલું અન્ન વગેરે ન્યાયી છે. તે વિનાનું અન્યાયી છે. રાષ્ટ્રપતિ હોય કે મુક્તાત્મા હોય, શરીરશ્રમ વિના જે ખાય તે પાપભોગી બને છે. ભૂખ જો સર્વવ્યાપી હોય તો શરીરશ્રમ પણ સર્વવ્યાપી જ હોવો ઘટે. જે ખાય તે કરે જ એવો નિરપવાદ નિયમ હોવો જોઈએ. આથી દેહયાત્રા ન્યાયયુક્ત બને એ પણ નિષ્કામ કર્મયોગના અનુષ્ઠાનમાં કારણ છે. આથી જ્ઞાની હો કે યોગી. સૌએ કર્તવ્ય કર્મ કરવું જ જોઈએ ॥ ૫ ॥

પરંતુ કર્મ કરવામાંથી જો જ્ઞાનીને પણ મુક્તિ મળતી ન હોય તો તો જ્ઞાન નિરર્થક થઈ જાય. અને જ્ઞાનથી કર્મ ક્ષીણ થાય છે એવો નિયમ છે. જ્ઞાનબાદ કર્મના આગ્રહથી એ કદર્થિત બને. જ્ઞાન અને કર્મ બે સાથે અંધકાર અને પ્રકાશની માફક ન રહે. જ્ઞાન હોવા છતાં જો કર્મ કરવું પડતું હોય, તો તે જ્ઞાન નહીં પણ

જ્ઞાનનો આભાસમાત્ર છે. જ્ઞાનથી ક્લેશનો નાશ તથાં કર્મની પ્રેરણા પણ નાશ પામે. ક્લેશ હોય તો જ રાગદ્વેષથી વિંધાએલ જીવ સુખદુઃખની પ્રાપ્તિ કે પરિહારના કારણરૂપ કર્મ કરે. અને ક્લેશ તો જ્ઞાનથી નાશ પામ્યા છે. આથી મૂળ નાશ પામતાં શાખા કે પત્ર ન ઉપજે એ ન્યાયે જ્ઞાનીને કર્મનો અભાવ પ્રાપ્ત થાય છે. આ શંકા થતાં તેને પરિહરે છે :—

**यथार्थमेव कर्मकरणं अबन्धकत्वात् ॥ ६ ॥**

**સૂત્રાર્થ—यथार्थमेव** = યજ્ઞીય જ, અયજ્ઞીય નહીં **कर्मकरणम्** = કર્મનું નિર્વર્તન જાણવું. **अबन्धकत्वात्** = યજ્ઞીય કર્મ, બન્ધનું જનક નથી માટે.

**ભાષ્ય**—જ્ઞાની કર્મ કરે તેટલાથી માત્ર જ્ઞાનની નિરર્થકતા સિદ્ધ થતી નથી, કે આ અભ્યુપગમ ( સ્વીકાર ) કદર્થિત થતો નથી. જ્ઞાની જ કર્મ કરવાની રીત જાણે છે. તેથી તે જ યથાર્થપણે કર્મ કરી જાણે છે. આ છે અર્થ. સાચું કે જ્ઞાનીનો કર્મમાં પ્રેરક ક્લેશરૂપી આશય દગ્ધ થઈ ગયો હોય છે, છતાં પણ તેણે પણ પ્રારબ્ધને વશ વર્તવું પડે છે. જ્ઞાન બાદ પણ જો વર્તવું પડે તો તે વર્તે છે. પલાયન કરતો નથી. પણ એવી રીતે વર્તે છે કે જેથી વર્તવા છતાં એ બંધાતો નથી. આ જે વર્તનની કુશળતા, તે જ છે કર્મયોગ. એનો ગીતામાં યજ્ઞ તરીકે આશ્રય લીધો છે. આથી જ્ઞાની જે જે વર્તન કરે તે બધું યજ્ઞાર્થે જ કરે. યજ્ઞ એટલે નિસ્વાર્થ કર્મ. સ્વાર્થથી ન પ્રેરાઈને જે કર્મ કરે, તે કદી બન્ધન ન પામે. સ્વાર્થ બન્ધનનું મૂળ છે. આથી જ્ઞાનની નિરર્થકતા નથી, કરવાની રીતે કરાતું કર્મ જ્ઞાનનું દૂષણ નથી પણ ભૂષણ છે ॥ ૬ ॥

પરંતુ જે યજ્ઞાર્થે ન વર્તે, સ્વાર્થે જ વર્તે તેમની શી ગતિ થાય ? કહે છે :—

**इतरथा पापप्रसक्तेः ॥ ७ ॥**

**સૂત્રાર્થ—इतरथा** = અન્યથા—યજ્ઞીયભાવના અભાવમાં **पापप्रसक्तेः** = દુઃખના મૂળ દુરિતનો પ્રસંગ આવી ઉભે આથી યજ્ઞાર્થ કર્મ જ કરવા ઘટે.

**ભાષ્યમ્**—યજ્ઞ સૃષ્ટિનું રહસ્ય છે. યજ્ઞશૂન્ય જીવન પાપનું મૂળ છે. અહીં મંત્ર છે:—"જે અબુધ જીવ મફતનું અન્ન મેળવે છે–સાચું કહું છું, તે તેનો વધ જ છે. જે પિતરો કે સખાઓને પોષતો નથી તે એકલો ખાનાર કેવળ પાપ ખાય છે." ભગવાન પણ "વ્યર્થ તે જીવતો પાર્થ! પાપજીવન, લંપટ!" 'તે પાપ આરોગે, પાપી રાંધે સ્વાર્થે જ જે નકી" વગેરે વાક્યોમાં આજ અર્થ કહે છે. પાપભોજી ન થઈએ, આપણો વધ ન થાય–એ માટે યજ્ઞીય કર્મ કરવું ઘટે. તેથી સૌનું કર્મ સૃષ્ટિયજ્ઞના ચક્રને અનુકૂળ થાઓ. ॥ ૭ ॥

લોકસંગ્રહને માટે પણ કરવા યોગ્ય કર્મ કરવાં—એ સિદ્ધાન્તની પશ્ચાદ્ભૂમિ રચતાં પૂર્વપક્ષને ફરી આગળ કરે છે:—

**ज्ञस्य कर्माभावः स्वार्थाभावात् ॥ ८॥**

**સૂત્રાર્થ—ज्ञस्य** = આત્મજ્ઞાનીને **कर्माभावः** = કર્મનો—કર્તવ્ય કે અકર્તવ્યનો અભાવ જ પ્રાપ્ત થાય છે, કેમ? **स्वार्थाभावात्** = સ્વાર્થનો—પોતાના પ્રયોજનનો **अभावात्** = ભાવ ન હોવાથી.

**ભાષ્ય**—પ્રેરક સ્વાર્થનો અભાવ હોવાને લીધે, અને તે સિવાય કોઈ કર્મપ્રેરક ન હોવાને લીધે, જ્ઞાનીને કર્મનો અભાવ જ પ્રાપ્ત થાય છે. જે માણસ આત્મરતિ, આત્મતૃપ્ત, આત્મમાં સંતુષ્ટ હોય તેને કશું કર્તવ્ય કર્મ હોતું નથી. કરેલાં કર્મથી, કે ન કરેલાં—સ્વયંસિદ્ધ જ્ઞાનથી, એને કોઈ પ્રયોજન નથી. પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત એવા તેને કોઈ પ્રાણી કે પદાર્થનું પ્રયોજન રહેતું નથી. આથી બળદની ગરદન પર ધૂંસરીના જેવો—સૌને કર્મમાં જોડવા જ—એ જાતનો બલાત્કાર, અપ્રમાણિક છે. તેથી આત્માનું તત્ત્વ જેણે જાણ્યું નથી એમને માટે ભલે કર્મનો આગ્રહ રાખવામાં આવે, પણ આત્માના તત્ત્વને જાણનાર ભગવાનના સમાનધર્મા પુરુષશ્રેષ્ઠ માટે નહીં.—આ છે અર્થ ॥ ૮ ॥

આ પૂર્વપક્ષને શાંત કરતાં કહે છે—

**तथापि स्वाभाविकः कर्मयोगः निष्क्रियत्वासंभवात् लोकसंग्रहाच्च ॥९॥**

**સૂત્રાર્થ—तथापि** = તમે કહો છો તેમ જ છે છતાં પણ **कर्मयोगः** = નિષ્કામ કર્મયોગ **स्वाभाविकः** = શ્વાસ પ્રશ્વાસની માફક સ્વાભાવિક છે. કેવી રીતે? **निष्क्रियत्वात्** = નિષ્ક્રિયપણું સંભવિત હોઈને **लोकसंग्रहाच्च** = લોકનું સન્માર્ગે ઠીક ઠીક ગ્રહણ, પ્રવર્તન, એટલે લોકસંગ્રહ તે માટે પણ કર્મયોગનો આશ્રય લેવો ઘટે.

**ભાષ્ય**—સાચું. જ્ઞાનીને સ્વાર્થે વર્તવાનું નથી હોતું એ અમે પણ સ્વીકારીએ છીએ, છતાં પણ તેને માટે કર્મયોગ સ્વાભાવિક જ હોય છે. કર્મનો અભાવ એટલે શું? સર્વ કર્મનો અભાવ—કે કોઈ એક કર્મ કે થોડાં ઘણાં કર્મનો અભાવ? તેમાંથી પહેલો વિકલ્પ સ્વીકારી ન શકાય, કારણ કે બધાં કર્મનો ત્યાગ અશક્ય છે. બીજા વિકલ્પમાં તો કર્મનું આચરણ આવે જ છે. આમ નિષ્ક્રિયપણું કલ્પના માત્ર હોઈને, સર્વથા કર્મનો અભાવ નથી. તો પછી તમારી કલ્પનાનો જ્ઞાની અનિવાર્ય કર્મ તો કરશે, પણ લોકોપકાર કરનારાં, ભગવતી વસુંધરાના સૌભાગ્યને વધારનારાં, વિશ્વાત્માની પૂજા કરનારાં, સત્ય કર્મોનો, ત્યાગ કરશે. અને આ તો નક્કી વિકસિત વિવેકનો વધ છે. જ્ઞાની તો એમ વિચારે કે—વિશ્વમાં નિગૂઢ આત્માનું

દર્શન મેં પ્રાપ્ત કર્યું છે. એ દર્શનના માહાત્મ્યે મારો મોહ નાશ પામ્યો છે. મારો સ્વાર્થ દગ્ધ થઈ ગયો છે. અનામય આનન્દ પ્રાપ્ત થયો છે. કર્મથી મારું સ્વરૂપ નાનું કે મોટું થતું નથી. મને કર્મનો ડર નથી. ડર તો જ્ઞાનથી નાશ પામ્યા છે. સાપની કાંચળીની માફક, અધ્યાસરૂપી મોહસંતતિ સરી ગઈ છે. આથી નિષ્ક્રિયતા કપોલ-કલ્પના માત્ર હોઈને, આવરણરહિત મારે માટે, કર્મયોગ જ ભૂષણ છે. સ્વરૂપભૂત લોકોનો ઉદ્ધાર એ મારે સ્વાર્થ ન હોવા છતાં કરવો જ જોઈએ. નારિયેળના વૃક્ષ જેવું મારું, જીવન થવું જોઈએ. નારિયેળના વૃક્ષના મૂળમાં સીંચેલું પાણી તે માથા પર જીવનભર ધારણ કરે છે. લોકોએ મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. જન્મથી માંડી આજ સુધી સ્વરૂપભૂત લોકોએ મારામાં રસ લીધો, અવકાશ દીધો આત્મજ્ઞાન સરળ કર્યું, ઊંચે જવા અને ત્યાં સ્થિર થવા અવલંબન આપ્યું. તો હવે જ્ઞાન પ્રાપ્ત કર્યાબાદ અતિ ઉપકારક, આત્માથી અવ્યતિરિક્ત આ લોકને હું કેમ ભૂલું ? કૃતઘ્ન કેમ બનું ? પરમેશ્વરની ઇચ્છાનો વાહક બની તેના સ્વરૂપભૂત આ વિશ્વની સેવા કેમ ન કરું ? અહો, પરમાત્મા જ કોઈ અગમ્ય રીતે, અનવગાહ્ય માહાત્મ્યે, આત્માનું આત્મામાં ભોગ્ય, ભોક્તા, ભોજયિતા રૂપે વિભાજન કરી, રમતો જણાય છે. શ્રેષ્ઠ યોગીઓને માટે પણ અતલ, માયાવીને પણ મુગ્ધ કરનારી, અઘટ ઘટના પટીયસી, સર્વ તર્કને શાન્ત કરનારી, સર્વતન્ત્રસ્વતંત્ર, પ્રતિભાશાળીઓના પણ મદને તોડનારી, ભગવાનની એ લીલાનું અનુકૂળતાથી શાને વર્ધન ન કરું ? આથી સ્વાર્થનો અભાવ હોવા છતાં પણ જીવનભર લોકસંગ્રહ માટે વર્તીશ–એવી આત્મદર્શન પામેલા યોગીની નિષ્ઠા હોય છે. આ બે નિષ્ઠાના ભેદનો આપ વિવેક કરો, અને વિવેક કરીને યથાયોગ્ય વર્તન કરો. ॥ ૯ ॥

ઉપર્યુક્ત કર્મયોગને વિશદ કરતાં અને દૃઢ કરતાં કહે છે :—

**पद्मचन्दनेक्षुदण्डहेमव्रतं हि कर्मयोगः ॥ १० ॥**

**સૂત્રાર્થ—हि** શબ્દ વાકયના અલંકાર પૂરતો છે. **कर्मयोगः** = નિષ્કામ કર્મયોગ સાચે જ **पद्म०** = કમળ, ચન્દન, શેરડી, અને સુવર્ણનાં **व्रतम्** = વ્રત જેવું વ્રત છે.

**ભાષ્ય**—પદ્મ વગેરેનો નિર્દેશ દૃષ્ટાન્ત માટે છે. જેમકે—કર્મયોગએ કમળવત છે. મેલા ચીકણા કાદવમાંથી જન્મવા છતાં, સરોવરના પાણીમાં ગળાંબૂડ રહેવા છતાં, પાંદડાં પર પડતાં પાણીનાં બિન્દુને મોતી જેવાં બનાવી પાછું અર્પતું કમળ, જેમ પોતાના માથા ઉપર તો કાદવનું સૌન્દર્ય જ ધારણ કરે છે, પોતાના સૌન્દર્યથી સરોવરને પ્રફુલ્લ બનાવે છે, સહૃદયીના મનને આનંદિત કરે છે, પોતાની આસપાસના જગતને પ્રસન્ન કરીને સાયંકાળે શિવના ચરણમાં કે સરોવરમાં જ સમર્પિત થઈ ધન્ય થાય છે. એ જ પ્રમાણે કર્મયોગી પદ્મ જેવો હોય છે.

એ જ પ્રમાણે કર્મયોગ ચન્દનવ્રત છે. વારવાર ઘસાવા છતાં ચંદન છેલ્લીવારના ઘસારાએ પણ પોતાની પરિમલ છોડતું નથી, લેપની શીતળતા છોડતું નથી, પાવનતા ત્યજતું નથી, કોઈ સંતપ્તની હૃદય કે શિરની વેદના આત્મસમર્પણે શાંત કરે છે, વિષપાન કરનાર ચંદ્રશેખરની વિષવેદનાને દૂર કરે છે, પોતાની અસ્તિને ભૂંસી નાંખતું અને બીજાની વેદનાને પી જતું ચંદન, જીવનના રહસ્યને વિશદ કરે છે. આ કર્મયોગી ચંદન જેવો હોય છે.

અથવા કર્મયોગ એ શેરડીવ્રત છે. છરીથી છેદાવા છતાં, ચક્રથી ચૂરાવા છતાં, ચક્રના આરાથી પીલાવા છતાં, યંત્રથી બધી હૃદયગ્રંથી ભેદાવા છતાં, શેરડી પોતાનો રસ આપવામાં કંજૂસ બનતી નથી. તરસ્યાને રસ આપવાના વ્રતવાળી તે, પાત્ર કે અપાત્રનો પણ વિચાર કરતી નથી. રસની વર્ષા અને તે દ્વારા બીજાંની આકંઠ તૃપ્તિ એ જ એનું જીવનવ્રત છે. આ જ રીતે કર્મયોગી શેરડીવ્રતી બને છે.

તે જ પ્રમાણે કર્મયોગ હેમવ્રત છે. અગ્નિમાં નંખાવા છતાં, તીવ્રદાહક તેજાબમાં સ્નાન કરાવવા છતાં, કપાવા છતાં, હથોડીથી મરાવા છતાં, સુવર્ણકાર વડે વાર વાર ફૂંકી ફૂંકીને અસહ્ય જ્વાળામાં સંતપ્ત કરાતું હોવા છતાં, પ્રત્યેક દહને, પ્રત્યેક સ્નાને, પ્રત્યેક કર્તને, ફૂત્કારે, તાપે ,તે વધારે વિશુદ્ધ બનતું, કોઈ સૌભાગ્યશાલિનીનાં સૌભાગ્યનું ઘરેણું બને છે. પ્રેમની એંધાણી બની, વિરહથી સીઝતા વિરહીના મનને વિનોદ આપે છે. અલંકાર રૂપ બને છે. એ જ પ્રમાણે આ જગતમાં કર્મયોગી સુવર્ણ–જેવો બને છે. આમાંનો ધ્વનિ સહૃદયીઓએ જાતે જ સમજી લેવો. એટલે વિસ્તારથી વિરમીએ છીએ ॥ ૧૦ ॥

પરંતુ જ્ઞાની અને અજ્ઞાની બન્ને માટે જો કર્મ અનિવાર્ય હોય તો જ્ઞાનપ્રાપ્તિ નિરર્થક છે–એવો પૂર્વપક્ષ ઊભો કરી તેનું સમાધાન કરતાં કહે છે :—

**ज्ञाज्ञयोः अविशेषः इति चेत् न विशेषदर्शनात्** ॥ ११ ॥

**સૂત્રાર્થ—ज्ञाज्ञयोः** = વિદ્વાન અને અવિદ્વાન વચ્ચે **अविशेषः** = કર્મ જો અનિવાર્ય હોય તો અભેદ જ રહે એમ **चेत्** = જો માનતા હો તો **न** = એમ ન માનશો. કેમ ? **विशेषदर्शनात्**—ભેદ પ્રત્યક્ષ દેખાતો હોઈએ.

**ભાષ્ય**—જ્ઞાની અને અજ્ઞાની સૌએ કર્મ કરવું અનિવાર્ય છે. જીવનયાત્રાના સાધન રૂપી ઐશ્વર્યનું મૂળ છે કર્મ. તે જો ન કરવામાં આવે તો લોક અનૈશ્વર્યથી ગ્રસ્ત થાય. અને દ્રારિદ્ર તો દુઃખનું મૂળ છે. સુખને માટે તો જીવન છે. આથી જ્ઞાની કે અજ્ઞાની સૌએ કર્મ કરવું ઘટે. એમ હોઈને જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભેદ ન રહે. અને ભેદના અભાવે જ્ઞાનની પ્રાપ્તિ માટેનો પરિશ્રમ નિરર્થક જ ગણાય ! ( આ શંકાના જવાબમાં કહે છે કે ) ના. જ્ઞાની અને અજ્ઞાની બન્નેને કર્મ

કરવાં અનિવાર્ય હોવાથી બે વચ્ચે અભેદ થતો નથી. બગલો અને હંસ કદી સરખા હોતા નથી. કે વર્ણની સમાનતાને લીધે કોયલ અને કાગડો સરખા બનતા નથી. તેમની વચ્ચેનો ભેદ તો કર્મ કરવાની રીતમાં છે. એકની પાસે કર્મ કરાવવામાં આવે છે, બીજો કરે છે. પહેલો પરતંત્ર થઈ કરે છે. બીજો સ્વતંત્ર થઈ કરે છે. અજ્ઞાની પાસે કરાવવામાં આવે છે. જ્ઞાની જાતે કરે છે. અજ્ઞ આસક્તિથી વીંધાઈને કરે છે. જ્ઞાની અનાસક્ત રહીને કરે છે. અને આ મોટો તફાવત છે. કારણ ફલભેદ છે. આશયને લીધે ફળભેદ થાય છે. શુદ્ધ આશયવળો કરવા છતાં બંધાતો નથી, મલિન આશયવાળો ન કરે તોય બંધાય છે. કરતાં છતાં એક જન્મમરણનું ચક્ર સ્તંભિત કરે છે. બીજો કરતો હોઈને તેનો વેગ વધારે છે. પાર્થસારથિ ભગવાને એજ કહ્યું છે :

"કર્મમાં સક્ત અજ્ઞાની કરે છે જેમ ભારત !
તેવી રીતે કરો જ્ઞાની, અસક્ત, લોકસંગ્રહી."
"અજ્ઞ ને કર્મસંગીની બુદ્ધિનો ભેદ ના કરે;
યુક્ત જ્ઞાની કરી પોતે કરાવે સર્વ કર્મને." ( અ. ૩. શ્લો. ૨૫–૨૬ )

ફલભોગમાં પણ તે બે વચ્ચે ભેદ છે. પ્રારબ્ધ ભોગવતો તત્ત્વજ્ઞાની કર્મયોગી ગુણના અધિકારને સ્તંભિત કરે, બીજો તેના અધિકારનો ગુણાકાર કરે. ભોગ પૂરાં થતાં પહેલો મુક્ત થાય, જ્યારે બીજો ફરીથી જન્મ પામે. આથી જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે અભેદ નથી. આથી નિરપવાદપણે કર્તવ્ય કર્મ સૌએ કરવું. ॥ ૧૧ ॥

ફરીથી આક્ષેપનું સમાધાન કરતાં કહે છે :—

**कर्तृत्वं प्रकृतेः उपपत्तेः ॥ १२ ॥**

**સૂત્રાર્થ—कर्तृत्वं** = કર્તાનો ભાવ **प्रकृतेः** = ત્રિગુણાત્મિકા પ્રકૃતિનો છે. કેમ ? **उपपत्तेः** = તેનું જ કર્તૃત્વ ઉપપન્ન હોવાથી.

**ભાષ્ય**—જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે ભેદ બતાવનાર આ પણ કારણ છે—એમ જાણવું. કર્તા જ ભોક્તા બને. કર્તૃત્વ પ્રકૃતિનું છે. દેહઈન્દ્રિય વગેરે રૂપે પરિણમેલી પ્રકૃતિ કર્મ કરે છે, અને કરતી એવી તે જ કર્મનાં ફલ રૂપી ભોગ મેળવે છે. અનાત્માના અધ્યાસ વિનાનો આત્મા તો કેવળ છે. કર્તા નથી, તેથી ભોક્તા પણ થઈ શકતો નથી. તત્ત્વજ્ઞાની કર્મયોગી પ્રકૃતિપુરુષનો ભેદ જાણે છે. ગુણ કર્મ વિભાગનું તત્ત્વ જાણતો હોઈને, ઇન્દ્રિયાદિ રૂપે પરિણત થએલા ગુણો જ વિષયાદિ રૂપે પરિણત થએલા ગુણોમાં પ્રવર્તે છે, આત્મા નહીં— એવી નિષ્ઠાવાળો અસક્ત બની વર્તતો, સ્વસ્થ જ બને છે. બીજો તો અહંકારથી વિમૂઢ બની, આત્મા ઉપર પારકાનાં કર્તૃત્વ અને ભોક્તૃત્વનો અધ્યાસ કરી, હું કર્તા એમ માનતો, અહર્નિશ

આસક્તિથી વર્તતો, અસ્વસ્થ જ બને છે. આથી પૂર્ણ જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે મોટો ભેદ છે.ભગવાન યદુનંદને પણ :—

" કરાવાતાં બધાં કર્મો પ્રકૃતિના ગુણો વડે,
અહંતા–મૂઢ જે આત્મા, " હું કર્તા " એમ માનતો;
કિંતુ જે તત્ત્વવેત્તા છે ગુણકર્મ વિવેકનો,
" ગુણો રહ્યા ગુણે વર્તી " એમ જાણી જ ચોંટતો
માયાના ગુણથી મોહ્યા ચોંટે છે ગુણકર્મમાં,
અલ્પજ્ઞ, મંદ, તેવાને, પૂર્ણજ્ઞે ના ચળાવવા. " ( અ. ૩. શ્લો. ૨૭–૨૯ )

—આ શ્લોકોમાં એમ જ કહ્યું છે ॥ ૧૨ ॥

આમ હોઈને ફલિત અર્થ કહે છે :—

**अतः एव प्रपत्तिपूर्वकस्य कर्मयोगस्य ज्यायस्त्वम् ॥ १३ ॥**

**સૂત્રાર્થ—अतः** = આ કારણે જ **प्रपत्तिपूर्वकस्य** = ભગવત્ શરણ પૂર્વકનાં **कर्मयोगस्य** = નિષ્કામ કર્મયોગની **ज्यायस्त्वम्** = મોટાઈ છે.

**ભાષ્ય**—કરવા છતાં અસક્ત હોઈને કર્મયોગી લેપાતો નથી, સ્વમહિમામાં પ્રતિષ્ઠિત હોઈને ભોગવતો છતાં ભોગવતો નથી. અને બીચારો કર્મઠ !–ન કરવા છતાં બંધાય છે. અને ભોગવતો ન જણાય તોય પારકાના મહિમાથી ગ્રસાએલો હોઈને, ભોગવે છે. તેથી ભગવાનના શરણપૂર્વકનો કર્મયોગ જ પ્રશંસનીય છે; કર્મત્યાગ નહીં.

" આત્મા જ દેવતા સર્વે બધું આત્મપ્રતિષ્ઠિત,
આત્મા જ પ્રકટાવે છે કર્મયોગ શરીરીનો."

—એ મનુસ્મૃતિ અનુસાર આત્મજ્ઞાનમાંથી ઉત્પન્ન થએલા આત્માના પ્રસાદ-રૂપ કર્મયોગનું જ આચરણ કર ! ઊઠ ! માનવ ! આ છે અર્થ. ભગવાન ઋષીકેશે પણ કહ્યું છે :—

" સમર્પી સર્વ કર્મોને મ'ને નિર્દંભ ચિત્તથી;
કામના–મમતા–હીન, તાવહીન બની લડ. " ॥ ૧૩ ॥
( ગી. અ. ૩. શ્લો. ૩૦ )

કર્મયોગના ફળનું નિરૂપણ કરે છે :—

**ततः कर्ममोक्षः ॥ १४ ॥**

**સૂત્રાર્થ—ततः** = તે કર્મયોગના અનુષ્ઠાનથી **कर्ममोक्षः** = કર્મમુક્તિ થાય છે.

**ભાષ્ય**—કાંટાથી જેમ કાંટો, વિષથી જેમ વિષ, તેમ અનાસક્ત કર્મયોગ રૂપી કર્મથી જ કર્મની જડ ઉખેડાય. આથી કર્મમાંથી મુક્ત થવા ઇચ્છનારે કર્મ યોગનો આશ્રય લેવો ॥ ૧૪ ॥

પરંતુ આત્મજ્ઞાનમાંથી જન્મતો હોઈને કર્મયોગ તો સ્વધર્મ છે. અનાત્મ-જ્ઞાનમાંથી ઉત્પન્ન થએલ હોઈને પરધર્મ તેનાથી ભિન્ન છે. તે બેમાંથી પરધર્મ સુલભ હોઈને આચરવો સહેલો છે. અનાત્મા સુલભ છે. આત્મા દુર્લભ છે. આથી દુર્લભ હોઈએ કર્મયોગ નામનો સ્વધર્મ આચરવો મુશ્કેલ છે. આથી સહેલા માર્ગે ચાલતી દુનિઆ ઠપકાથી પર છે. આથી સ્વધર્મ નામના કર્મયોગી બસ હો. એવી એવી શંકા થતાં કહે છે—

**स्वपरधर्मयोः स्वधर्म एव श्रेयान् उभयावहत्वात्** ॥ १५ ॥

**સૂત્રાર્થ—स्वपरधर्मयोः**=સ્વ=આત્મામાંથી ઉત્પન્ન થતો હોઈને કર્મ-યોગ એટલે સ્વધર્મ અને પારકી પ્રકૃતિમાંથી ઉત્પન્ન થતું હોઈને કર્મઠપણું પરધર્મ, એ બે સ્વ અને પર ધર્મમાંથી **स्वधर्मः** = કર્મયોગ નામનો સ્વનો ધર્મ **एव**=જ - એવ શબ્દ બીજાના યોગનો વ્યવચ્છેદ કરે છે - એટલે કે બીજો = પર ધર્મ નહીં, **श्रेयान्** = પ્રશસ્યતર છે. કેમ? **उभयावहत्वात्** = બન્ને શ્રેય અને અભયની પ્રાપ્તિ કરાવનાર હોઈને.

**ભાષ્ય**—સુલભ, સુકર છે પરધર્મ અને દુર્લભ અને દુષ્કર છે સ્વધર્મ. એટલા જ કારણસર પરધર્મને સ્વીકારતો અને સ્વધર્મ સામે શંકા કરતો તું મહાત્માઓની દયાને યોગ્ય છે. કારણ કે સુકરતા અને દુષ્કરતાનો આશ્રય લઈ તું પ્રલાપ કરે છે. અહીં સુકરતા કે દુષ્કરતાનો પ્રશ્ન જ નથી પરંતુ શ્રેયની પ્રાપ્તિ અને ભયની નિવૃત્તિ અહીં પ્રસ્તુત છે. શ્રેયની પ્રાપ્તિ અને ભયની નિવૃત્તિ એ સ્વધર્મના પાલનનું ફળ છે. આથી આચરણની દશાએ મુશ્કેલ હોવા છતાં પણ સ્વધર્મ, સરળ એવા પરધર્મ કરતાં પ્રશસ્યતર છે, સ્વધર્મમાં મરણ પણ શ્રેયસ્કર છે. પરધર્મ પાપજનક હોઈને સંસારના ભયને લાવનારો છે. આથી સ્વધર્મનો આશ્રય જ મંગલમય છે. આ છે અર્થ. મર્મજ્ઞ ભગવાને આ અર્થનો નિર્ણય કર્યો છેઃ—

> "સ્વધર્મે હોણલો સારો છે સ્હેલા પરધર્મથી,
> સ્વધર્મે મૃત્યુયે શ્રેષ્ઠ! પરધર્મ ભયંકર."
>
> (ગી. અ. ૩. શ્લો. ૩૫) ॥ ૧૫ ॥

પરંતુ મારી કાંઈ પરધર્મ પ્રીતિ કે સ્વધર્મમાં અપ્રીતિ નથી. પરંતુ અનિ-ચ્છાએ પણ પરધર્મમાં જ રુચિ થાય છે અને ઇચ્છા છતાં સ્વધર્મમાં અરુચિ

જ થાય છે. સમજાતું નથી કે કોનાથી પ્રયુક્ત થએલો પરવશપણે જાણે બળપૂર્વક નિયોજિત થયો હોઉં એમ પાપરુચિ બનું છું! આ પાપપ્રેરક કોણ હશે? એ જિજ્ઞાસા થતાં નિર્ણય કહે છે :—

**कामः एव शत्रुः परधर्मनियोजकत्वात्,**
**आवरकत्वात्, अनलवत् दुष्पूरत्वाच्च ॥ १६ ॥**

**સૂત્રાર્થ—कामः** = કામ **एव** = બીજાના યોગનો વ્યવચ્છેદ અને નિશ્ચયાર્થ છે એવ શબ્દ. કામ જ, બીજો કોઈ નહીં **शत्रु** = વેરી. કેમ? **परधर्म०** = પરધર્મમાં પ્રેરક હોઈને **आवरकत्वात्** = આત્મજ્ઞાનનું આવરણ કરવાના સ્વભાવ-વાળો હોઈને **अनलवत्** = અગ્નિની માફક **दुष्पूरत्वाच्च** = મુશ્કેલીથી ધરાતો હોઈને.

**ભાષ્ય**—પાપાચરણમાં બળજબરીથી પ્રેરનારો છે કામ જ. વિષય વિષયમાં રહેનારો જે રાગ, તેજ કામ ક્રોધ રૂપે પરિણમનાર, રજોગુણનું સંતાન, મહાખાઉધર, મહાપાપી એ કામ જ મહા શત્રુ છે. એ જ હમેશાં અગ્નિ જેવા દુષ્પૂર સ્વરૂપે મનુષ્યના જ્ઞાનને આવરીને, અનિષ્ટમાં પ્રયોજે છે. અકાર્ય કરાવે છે. તેથી બુદ્ધિશાળી તેને જ શત્રુ જાણે-આ છે અર્થ અને એ અર્થનું છે ભગવાન હૃષીકેશનું વચન :—

" કામ એ, ક્રોધ એ, પાર્થ! રજોગુણતણા સુતઃ
મહાભક્ષી, મહાપાપી, વેરી ત્યાં જાણ એમને.
અગ્નિ ધૂમવડે જેમ, મેલથી આરસી વળીઃ
જેમ ઓર વડે ગર્ભ આ વીંટ્યું તેમ તે વડે.
આવર્યું જ્ઞાનને એણે, જ્ઞાનીના નિત્ય શત્રુએઃ
કૌન્તેય! કામરૂપી આ દુષ્પૂર અગ્નિએ વળી. " (અ. ૩, શ્લો. ૩૭-૩૯)

તેથી જ્ઞાનીના નિત્યવૈરી એવા એના નાશ માટે પ્રયત્ન કરવો ॥ ૧૬ ॥

પરંતુ શિવજીના પણ ધૈર્યને તોડનાર આ દુરાસદ પરમશત્રુનો પરાભવ કેવી રીતે કરવો? કહે છે :—

**इन्द्रियादिजयपूर्वकपरदर्शनात् कामनाशः विरोधित्वात् ॥१७॥**

**સૂત્રાર્થ—इन्द्रिया०**=જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયને વિવેકથી વશમાં લઈને પર = પરમાત્મસ્વરૂપ દેહાદિથી ભિન્ન આત્માના સ્વરૂપજ્ઞાનથી **कामनाश** = રાગ-રૂપી શત્રુનો નાશ થાય છે. કેમ? **विरोधित्वात्** = કારણ કે જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે.

**ભાષ્ય**—અતિશય શક્તિશાળી આ પરમશત્રુનો પરાજય પર દર્શનથી જ થાય. પરદર્શન એટલે આત્મદર્શન. ગુણોથી અસ્પૃષ્ટ હોઈને આત્મા પર-શ્રેષ્ઠ છે.

એ પરમાત્મસ્વરૂપ પોતાના આત્માના સ્વાભાવિક સમ્યક્ દર્શનથી જ કામપરાજય થાય. અને પરમાત્માનું દર્શન ઈન્દ્રિય વગેરેના જયપૂર્વક જ થાય. જે ઈન્દ્રિયોનો નિગ્રહ કરે, મનને સ્વાધીન બનાવે, બુદ્ધિને વિવેકખ્યાતિનિમ્ન બનાવે, તે જ આત્માના દર્શન માટે સમર્થ બને, રાગરૂપી મહાશત્રુને મારવા શક્તિમાન બને. —એમ કેમ ? વિરોધ હોવાને લીધે. જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે. રાગ છે અજ્ઞાનની સંતતિ. આથી જ્ઞાનના ઉદયે જ વિરોધી અજ્ઞાનનો ક્ષય થાય, જેમ સૂર્યોદયે રાત્રિના અંધકારનો. આ સિવાય બીજો માર્ગ નથી. તેથી સમ્યક્ દર્શન જ શરણ છે. ભૂતવત્સલ ભગવાને આ બધું કહ્યું જ છે :—

"ઇન્દ્રિયો, મન, ને બુદ્ધિ, નિવાસ-સ્થાન કામનું;
એ દ્વારા, જ્ઞાનને ઘેરી, એ દેહીને ભમાવતો.
પ્હેલાં તેથી નરશ્રેષ્ઠ! કબજે ઇન્દ્રિયો કરી;
એ પાપી કામને માર જ્ઞાન વિજ્ઞાન જે હરે!
ઇન્દ્રિયોને કહી સૂક્ષ્મ, સૂક્ષ્મ ઇન્દ્રિયથી મન,
મનથી બુદ્ધિ છે સૂક્ષ્મ, બુદ્ધિથી પર આત્મ છે.
આમ સૂક્ષ્મ લહી તેને થંભાવી મનથી મન।
દુષ્પ્રાય તે મહાબાહો! હણ તું કામ-શત્રુને ॥
( અ. ૩, શ્લો. ૪૦-૪૩ )

તેથી આત્મા વડે આત્માને કાબૂમાં લઈ, પરનું જ્ઞાન મેળવી, શત્રુનાશ કરી, શ્રેયને પ્રાપ્ત કર. ॥ ૧૭ ॥

॥ इति तृतीयोऽध्याय : ॥

## ॥ ज्ञानयोगः ॥

અભ્યુદય અને નિઃશ્રેયસ્‌ના કારણભૂત કર્મયોગનું ત્રીજા અધ્યાયમાં પ્રતિપાદન કર્યું. આત્મજ્ઞાનપૂર્વક ભક્તિપ્રધાન આત્માની ઉન્નતિ સાધનારાં કર્મ-કર્તવ્ય બુધ્ધિથી જીવનભર કરવાં એ કર્મયોગ. એ હિતકર છે—આ છે શાસ્ત્રમર્યાદા. એ કર્મયોગ વેદમાં પ્રતિપાદિત કરેલો હોઈને પ્રાચીનતમ છે, અર્વાચીન નથી એમ બતાવતાં કહે છે.

**प्राचीनतमः कर्मयोगः सृष्टिसहजत्वात्** ॥ १ ॥

**સૂત્રાર્થ—कर्मयोग :** = કર્મયોગ નામનો યોગ, **प्राचीनतम :** = પુરાણતમ છે. કેવી રીતે ? **सृष्टिसहजत्वात्** = સૃષ્ટિની સાથે ઉત્પન્ન થયેલો હોવાથી.

**ભાષ્ય**—ત્રીજા અધ્યાયમાં કહેલો કર્મયોગ આધુનિક નથી. પુરાતન છે. રણભૂમિમાં ભગવાને તેનો ઉપદેશ દીધો હોઈને, કોઈ એ આધુનિક છે એવી

શંકા રખે કરે—એ માટે તેનું પ્રાચીનપણું પ્રતિપાદિત કરે છે. એ ( કર્મયોગ ) સંપ્રદાય પુરઃસર ( આપણી પાસે ) આવ્યો છે; કપોલ કલ્પિત નથી. કર્મયોગ સૃષ્ટિ-સહજ હોઈને જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારે તેના રહસ્ય રૂપે તે પણ જન્મ્યો. તેથી તે કર્મયોગ પુરાતન છે. અદ્યતન નથી. પુરાતન છે એટલે કે ત્રિકાલાબાધિત છે; તે સત્ય હોઈને કાળથી અસ્પષ્ટ છે—એવો અર્થ સમજવો. ભગવાનનું વચન છે કે :—

" સૂર્યને આ કહ્યો યોગ મેં સદા ફળવાન જે;
સ્વપુત્ર મનુને સૂર્યે તેણે, ઇક્ષ્વાકુને કહ્યો.
પરંપરા વડે પ્રાપ્ત આને રાજર્ષિઓ લહે,
લાંબે ગાળે અહીં લુપ્ત થયો એ યોગપાંડવ !
તે જ મેં આ તને આજે કહ્યો યોગ પુરાતન,
ભક્ત છે તું સખા મારો તેથી શ્રેષ્ઠ રહસ્યને." (અ. ૪. શ્લો. ૧–૩)

લાંબા સમયને લીધે નષ્ટ થએલા એ યોગને સૃષ્ટિના રહસ્યને જાણકાર ભગવાને ફરીથી ઉદ્ધૃત કર્યો. ॥ ૧ ॥

પરંતુ અર્વાચીન એવા ભગવાન વસુદેવપુત્રે, પ્રાચીનતમ વિવસ્વાનને આ યોગ કહ્યો, અને એ વિવસ્વાનથી સતત ચાલ્યો આવ્યો છે, એમાં બુદ્ધિશાળી અમે કેવી રીતે શ્રદ્ધા રાખી શકીએ ? અર્વાચીન ભગવાને પ્રાચીન સૂર્યનારાયણને આ ( યોગ ) કહે એવું કોઈ મૂર્ખ પણ ન માની શકે. આમ હાસ્યાસ્પદ વાતનું પ્રતિપાદન કરનાર શ્રદ્ધેય શી રીતે હોય ? આ શંકા થતાં રહસ્યનું સ્ફોટન કરતાં કહે છે :—

## अवतारवादावतारणार्थं अर्जुनप्रश्नः ॥ २ ॥

**સૂત્રાર્થ**—**अवता०** = સ્વરૂપમાં અચ્યુત હોવા છતાં ખાસ પ્રયોજનને લઈને ભગવનનું પ્રકટ થવું તે અવતાર. તેને લગતો વાદ તે અવતાર વાદ. તે અવતારવાદને **अवतरणार्थं** = પુરસ્કૃત કરવા માટે **अर्जुन०** = અર્જુનનો પ્રશ્ન છે એમ જાણવું.

**ભાષ્ય**—બાળબુદ્ધિને પણ વિશ્વાસ ન ઉપજે એવું કહેનાર સર્વજ્ઞ ભગવાન ગૂઢ અભિપ્રાયવાળા છે એમ માનવું ઘટે. મશ્કરીનો તો અહીં અવકાશ જ નથી એટલે એની તો વાત જ બાજુ રાખો. તો ભગવાનના વચનનો અભિપ્રાય શું હશે ? અવતારવાદનું અવતરણ કરવા માટે ભગવાનનું વચન છે-એમ અમે કહીએ છીએ. અવતાર એટલે સ્વરૂપમાંથી ભ્રષ્ટ ન થનારા ભગવાનનો વિશેષ પ્રયોજનવશાત્ આવિર્ભાવ, આ અવતારવાદ આર્ષપ્રતિભાનું, વિશ્વસાહિત્યમાં બીજે કયાં ય ન

જણાતું વિશિષ્ટતમ દર્શન છે. આ વાક્ય કોઈ અર્જુનનો સમાનવયસ્ક; માટીના દેહમાં રુંધાએલા ચેતનવાળો માનવ-વસુદેવનો પુત્ર બોલતો નથી, પરંતુ કાલથી જેનો મહિમા લુપ્ત થતો નથી એવા ત્રિકાલાબાધિત સર્વદર્શી ભગવાન શ્રીકૃષ્ણરૂપી સત્યનારાયણનું આ દૃઢ વચન છે. પૌર્વાપર્યની સમાલોચના આ જ અર્થમાં પરિણત થાય છે. તો અવતારવાદની પૂર્વભૂમિકા રચતા જગતના નાથનું આ વચન અવિશ્વસનીય કે મશ્કરીભર્યું નથી.

ભલે તેમ હો. પણ જન્માદિથી અસ્પૃષ્ટ, સર્વજ્ઞ, સર્વેશ્વરનો જો આવિર્ભાવ થતો હોય તો તે પણ જીવાત્માનો સમકક્ષ બની જાય! અને એ તો અનિષ્ટ છે. ઐશ્વર્યની હાની થતાં ભગવાનનું ભગવાનપણું જ જતું રહે. જીવાત્માનો હો કે ભગવાનનો, પણ જન્મ એ ઐશ્વર્યનો વિઘાત જ છે. તેથી આ અનુચિત છે એવી શંકા થતાં રહસ્યને સ્પષ્ટ કરતાં કહે છે :—

**अवतारजन्मनोः भेददर्शनात् आमोक्षं तत्पारतंत्र्यम् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—अवतार०** = ઇશ્વરનાં પ્રાકટ્ય અને જીવના જન્મ વચ્ચે **भेददर्शनात्** = તફાવત દેખાતો હોવાથી **आमोक्षं** = મોક્ષ સુધી જીવાત્મા **तत्पारतंत्र्यं** = ઇશ્વરને આધીન છે એમ સમજવું.

**ભાષ્ય**—અવતાર ગ્રહણ કરવાથી ભગવાન જીવાત્માના સમકક્ષ બની જતા નથી, કે તેટલાથી તેના ઐશ્વર્યનો ધ્વંસ પણ થતો નથી. કેવી રીતે?—અવતાર અને જન્મ વચ્ચે ભેદ દેખાતો હોવાથી. સ્વરૂપે જન્મમરણ રહિત હોવા છતાં શરીરના સંબંધને લીધે જીવાત્મા જન્મતો અને મરતો દેખાય છે પણ જન્માદિના કારણ રૂપ શુભ કે અશુભ કર્મના અભાવે પરમાત્મા (જન્મતો કે મરતો) નથી. જીવ કર્મને પરાધીન હોવાને લીધે ઇશ્વિર નથી, પરમેશ્વર તો કર્મના અધ્યક્ષ હોઈને હમેશાં સર્વેશ્વર જ છે. જીવાત્મા તો ફળ ભોગવવા માટે પ્રકૃતિને પરાધીન થઈ જન્મે, સ્વવશ રહીને નહીં, જ્યારે પરમાત્મા તો પોતાની લીલાથી, પ્રકૃતિ પર આરૂઢ થઈને, આવિર્ભાવ પામે છે; સ્વપ્ને પણ તે પરવશ થઈને પ્રકટ થતો નથી. આથી પરમાત્મા જીવાત્માનો સમકક્ષ બની જતો નથી. આ જ તો પરમેશ્વરનું પરમ ઐશ્વર્ય છે કે જન્મતો છતાં તે જન્મતો નથી, કરતો છતાં કરતો નથી. તિરોહિત થતો છતાં તિરોહિત થતો નથી. અને એ ઐશ્વર્યનો ધ્વંસ નથી કિન્તુ પરમ યોગ છે.

એમાંથી આ ફળે છે–અવતાર અને જન્મ વચ્ચે ભેદ હોઈને જીવાત્મા મોક્ષ પર્યન્ત પરમાત્માને પરાધીન રહે છે. જ્યાં સુધી મુક્ત થતો નથી ત્યાં સુધી તેને પરવશ રહે છે. ઇશ્વરને વશ રહીને પણ અવતારના રહસ્યનું અનુસંધાન કરતો,

આત્મા અને પરમાત્માનાં સ્વરૂપનાં વાસ્તવિક ઐકયનો ઉત્તરોત્તર સાક્ષાત્કાર કરી, આત્મા ઉપર આરોપેલા જન્મ વગેરેના સમસ્ત ઉપદ્રવોને ખંખેરી નાંખે. સ્વરૂપનું દાન કરનારો છે અવતારવાદ. આથી ગૂઢ આશયવાળા ભગવાનના પ્રાદુર્ભાવે, તેના ઐશ્વર્યને હાનિ થતી નથી. અને સ્વયં (ભગવાન) પણ એમ કહે છે :—

"વીત્યા મારા અને તારા અનેક જન્મ અર્જુન;
તે બધાંની મને જાણુ, ન તું જાણે પરંતપ!
અજ અવ્યય છું, તો યે, પ્રાણીનો ઈશ છું છતાં
પ્રકટું, નિજમાયાને નાથી, માયા વડે નિજ."

(અ. ૪. શ્લો. ૫-૬) ॥ ૩ ॥

અને આ અવતારવાદ એટલે શું? કહે છે :—

**अवतारः क्रान्तिः रहस्यसाम्यात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—अवतारः** = ભગવાનનું પ્રાકટ્ય **क्रान्तिः** = નવાં સાચાં મૂલ્યોનાં પ્રસ્થાપનનો મુખ્યત્વે પ્રયોગ છે. કેવી રીતે? **रहस्यसाम्यात्** = રહસ્ય-હાર્દ-તત્ત્વ સમાન હોવાને લીધે.

**ભાષ્ય—** પ્રાચીનો જેને અવતાર માને છે તેને જ આધુનિકો ક્રાન્તિ કહે છે. જે અવતારનું રહસ્ય છે તે જ ક્રાન્તિનું પણ રહસ્ય છે. આથી તે બન્ને એક રૂપ જ છે. અને અર્થ એક હોય તો શબ્દનો ભેદ વિવાદયોગ્ય નથી. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય અને અધર્મની વૃદ્ધિ થાય, ત્યારે ત્યારે સાધુજીવોના રક્ષણ માટે, પાપીઓના વિનાશ માટે, અને ધર્મનું સંસ્થાપન કરવા માટે, કોઈપણ રૂપે, શક્તિ દ્વારા કે પરિસ્થિતિ દ્વારા ભગવાનનો આવિર્ભાવ, થાય છે. ધર્મ એ જીવનનું ધારણબળ છે. ભગવાન વ્યાસે કહ્યું છે "धारणात् धर्म इत्याहुः धर्मो धारयते प्रजाः।" એ અહિંસા વગેરે યમનિયમો રૂપી ધારકબળની ગ્લાનિ વિશ્વ જીવનને ક્ષુભિત કરે. सत्यं शिवं सुंदरं નું પીડન કરે છે. ધારક બળનું પીડન કરનાર હિંસા વગેરે વિતર્કની—અધર્મની વૃદ્ધિ, सत्यं शिवं सुंदरं ને વિકૃત કરે છે. ધર્મ અને અધર્મનો યુગાવર્ત—કારક આ સંઘર્ષ, ધર્મમૂર્તિના પ્રાકટ્યનો સમય છે. કારણ કે સત્ય શિવ સુંદરનું સ્થાપન, પાલન, સંશોધન, વિવર્ધન અને પ્રવર્તન કરવાનું એનું વ્રત છે. સાધુજનોનું સર્વ રીતે રક્ષણ કરનારા ભગવાન, તેમના ધર્મરૂપી સત્કર્મમાં અચલ નિષ્ઠાને વધારતા, પાપીઓના વિનાશ દ્વારા અધ્રુવ અધર્મનો ક્ષણિક વિજય દેખાતો છતાં એ હમેશાં પરાજિત થાય છે એ બતાવતા, જીવનધારક સત્ય શિવ સુંદર રૂપી ધર્મની વિજયપતાકા નવાં, તાજાં, જીવન વિકાસમાં સહાયભૂત, સાચાં મૂલ્યો દ્વારા ફરકાવતા,

યુગે યુગે ક્રાન્તિનો મન્ત્ર શીખવતા, કૃતકૃત્ય બની આત્માનું તિરોધાન કરે છે. અને ભગવાને અમૂક રૂપે જ પ્રકટ થવું એવું નિયમન કરી ન શકાય. કારણ તેના પર અંકુશ હોય તો તો તેની ઐશ્વર્યહાનિ થાય. તેથી ક્યારે, શી રીતે, ક્યાં અવતાર લઈ પોતાનું કાર્ય સંપાદિત કરવું એ બાબતમાં એ જ સર્વતંત્ર સ્વતંત્ર છે. મત્સ્ય વગેરે રૂપે અવતાર લેતા ભગવાને પોતાનું મંગલમય સર્વશક્તિમત્ત્વ, કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થત્વ, પ્રકાશિત કર્યું છે. જીવનનો રોધ ક્રાન્તિનું બીજ છે. રૂંધાએલા, અટકાવાએલા કે સડી ગએલાં જીવન ઝરણાંનું ઉદ્‌ઘાટન, પ્રવાહણ અને વિશુદ્ધિકરણ જ ક્રાંન્તિનું કાર્ય છે. જૂઠાં, કાળને કારણે જર્જર બનેલાં, વર્તમાન જીવન સાથે સુસંગત નહીં એવાં, જીવનની સ્ફુરતના પ્રતિબંધક, રૂઢિ જેનું બીજું નામ છે એવાં, મૂલ્યોને દૂર કરી તેને સ્થાને સાચાં, તરુણ, વર્તમાન સાથે બંધબેસતાં, જીવનની સ્ફુતિમાં મદદ કરનારાં, નૂતન દૃષ્ટિ જેનું બીજું નામ છે એવાં, મૂલ્યોનું પ્રસ્થાપન, વર્ધન, વિશોધન—એ છે અવતારનું રહસ્ય. અને તે ક્રાન્તિના રહસ્યના જેવું જ છે. આથી અવતાર અને ક્રાન્તિ વચ્ચે સ્હેજે ભેદ નથી. નિત્ય-ક્રાન્તિ-પ્રિય, ધર્મના ધારણ માટે જેણે દેહ ધારણ કર્યો છે એવા ભગવાને કહ્યું છે :—

" જ્યારે જ્યારે થતો નક્કી ધર્મ-સંકોચ ભારત;
અધર્મની બધે વૃદ્ધિ ત્યારે જન્માવું જાતને;
રક્ષાર્થે સાધુઓ કેરી અને નાશાર્થ દુષ્ટના;
ધર્મ સંસ્થાપના માટે પ્રકટું હું યુગે-યુગે." (અ. ૪ શ્લો. ૭-૮)

આથી અવતાર વાદ એ સત્ય, શિવ, સુંદર જીવનનો પક્ષપાતી, જીવનરોધનો દ્વેષી, મૃત્યુ ઉપર જીવનનું પ્રસ્થાપન કરનાર નિત્ય નવીન, ક્રાન્તિવાદ જ છે. ॥ ૪ ॥

અવતારવાદ સ્વરૂપનો સમર્પક છે એમ શી રીતે જણાવું ? કહે છે :—

**तत्प्रयोजन-तत्त्वज्ञानात् सिद्धिः मोक्षोपदेशात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—तत्प्रयो०**= તે અવતારવાદનું જે પ્રયોજન-ફળ તેના તત્ત્વજ્ઞાનથી-વાસ્તવિક જ્ઞાનથી. **सिद्धिः** = જીવનસિદ્ધિ લાધે છે. શી રીતે ? **मोक्षोपदेशात्** = તેનાથી મોક્ષ પ્રાપ્ત થાય છે એવો ઉપદેશ કર્યો હોવાથી.

અવતારવાદ સ્વરૂપનો સમર્પક જ છે. એ જ એનું તાત્પર્ય છે. કારણ કે ઇશ્વિર અવતાર ધારણ કરે તેમાં કોઇક જ સ્થાયીભાવ રસ તો હોય જ છે ! ઇશ્વિરનો અવતાર સ્વાર્થે નથી હોતો જીવ પર અનુગ્રહ કરવા માટે હોય છે. ભગવાન જન્મ લઈને જે કાર્ય કરે છે તેનું તત્ત્વ જાણનાર જીવ, ચોમેર અધર્મની અભિવૃદ્ધિ થતી હોય તો ય સ્વધર્મને છોડતો નથી. સ્વધર્મનિષ્ઠ અને ભગવાનથી સુરક્ષિત, તે સત્કર્મની મૂર્તિ બની સ્વરૂપજ્ઞાન માટે યોગ્ય બને છે અને ક્રમશઃ સ્વરૂપને પામે

છે. સૌનું સ્વરૂપ છે પરમાત્મા. અચલ શ્રદ્ધાવાળો ધર્મના પાલનમાં પરાયણ, સમાધિનિષ્ઠ તે સ્વરૂપભૂત પરમાત્માનો અનુભવ કરતો, વર્તમાન દેહ છોડીને, પુનર્જન્મની સામગ્રી ન હોઈને પુનઃ જન્મતો નથી; પરમાત્માની પ્રાપ્તિના સાધનભૂત સામગ્રી હોવાને લીધે પ્રભુને જ પામે છે. આથી ક્રાન્તિને તત્ત્વતઃ સમજવામાં આવે એનું સેવન કરવામાં આવે તો તે જન્મમરણના પ્રબન્ધનો ઉચ્છેદ કરે છે. યુગાદિકૃત્ ભગવાને કહ્યું છે કેઃ—

" તત્ત્વથી જન્મને કર્મ જે મારાં આમ જાણતો;
તજી દેહ, પુનર્જન્મ ન પામે તે, મળે મને.
વીત્યા રાગ–ભય–ક્રોધ, ઈશ્વરાશ્રિત, મન્મય;
જ્ઞાનરૂપી તપે શુદ્ધ ઘણાએ ઈશ મેળવ્યો."

( અ. ૪ શ્લો. ૯–૧૦ )

ભગવાનની ક્રાન્તિના સમ્યક્સેવન અને જ્ઞાનનું જીવનવ્યાપી ફળ છે રાગ-દ્વેષ-ભય-ક્રોધ વગેરેની નિવૃત્તિ. આથી ક્રાન્તિનું તત્ત્વ જાણવું અને સેવવું ઘટે. ॥ ૫ ॥

પરંતુ ભગવાનના દિવ્ય જન્મ અને કર્મના જ્ઞાનમાત્રથી મુક્તિ શી રીતે થાય ? ચૈત્ર કરે અને મૈત્રને ફળ મળે એવું કદી થાય ખરું ? કરનારને ફળ મળે, અન્યના કરેલાંને જાણનારને નહીં. આથી ભગવાને કરેલા દિવ્ય જન્મકર્મના જ્ઞાનથી ભક્તના જન્મમરણના પ્રબંધનો વિચ્છેદ બંધબેસતો નથી. આ શંકા થતાં જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપની વાસ્તવિક એકતાને દર્શાવતાં, કર્મયોગની પ્રશંસા કરતાં કહે છેઃ—

**फलस्पृहायाःलेपप्रसक्तेः स्वदृष्टान्त समर्थितत्वात् कर्मयोगादेशः ॥ ६ ॥**

**સૂત્રાર્થ—फलास्पृहायाः** = કર્મના ફળની અભિલાષાથી. **लेपप्रसक्तेः** = લેપનો પ્રસંગ થતો હોઈને. **स्वदृष्टान्तसमर्थितत्वात्** = પોતાના દષ્ટાન્તથી કર્મયોગને સમર્થિત કર્યો હોઈને કર્મયોગનો ઉપદેશ ફલિત થાય છે.

**ભાષ્ય**—ભગવાનના જન્મ અને કર્મના જ્ઞાનમાત્રથી મુક્તિરૂપી ફળ મળે છે–એમ અમે કહેતા નથી. કરે તે ફળ મેળવે, ન કરે તે નહીં—એમાં પણ કશું નવું નથી. પરંતુ ભગવાન અહીં જે સૂચવે છે તે બીજું જ છે. બધાંય કરો, પણ એવી રીતે કરો કે જેથી કરેલાંનો લેપ ન લાગે. અને કરવાની રીત ન આવડે તો કર્મનો લેપ હઠાવવો મુશ્કેલ છે. એ તો આત્મા અને પરમાત્માના સ્વરૂપની એકતાના જ્ઞાનથી જ હૃદયમાં પ્રતિષ્ઠિત થાય છે. જેમ પરિતૃપ્ત પરમાત્મા, તુચ્છ ફલસ્પૃહાના અભાવને લીધે કરવા છતાં લેપાતો નથી, તે જ પ્રમાણે સ્વરૂપે પરિતૃપ્ત જીવાત્મા પણ ફલાનુસંધાન શૂન્ય બની યથાવિધિ સર્વ કર્મ કરો. ફલની

સ્પૃહાને લીધે બધું બન્ધન છે. અને આયુષ્મતી ફલસ્પૃહા તો આત્માના પરમાત્મા સ્વરૂપે જ્ઞાનથી જ ક્ષીણાયુ બને. આથી પોતાનું દૃષ્ટાન્ત આપી ભગવાન સ્વરૂપની એકતા–રૂપી મૂળવાળી કર્મની રીતિ, અને બંધક ફળપ્રસક્તિનું નિરૂપણ કરતાં, કર્મયોગની જ પ્રશંસા કરે છે. તે પ્રમાણે તેમનાં વચન છેઃ—

" ધોરણે ગુણકર્મોનાં, જન્માવી ચાર વર્ણ મેં
કર્તા છતાંય ના કર્તા મને અવ્યય જાણતું.
મને ના કર્મનો લેપ, તત્ફલે ના મને સ્પૃહા;
આમ જે કો મને જાણે ન તે બંધાય કર્મથી." (અ.૪. શ્લો. ૧૩–૧૪)

ક્વચિત્ વિષમ અને નિર્ઘૃણ દેખાતા, ચાર વર્ણોના સ્રષ્ટા મને, જેમ ફલસ્પૃહાના અભાવને લીધે સ્હેજે લેપ નથી; તેમ મારું અનુકરણ કરનારા, સ્વરૂપને જાણનારા, બીજાંઓને પણ કર્તવ્ય તરીકે પ્રાપ્ત થએલાં, વિષમ અને નિર્ઘૃણ જેવાં લાગતાં, કર્મોનો લેપ લાગતો નથી. કારણ કે તેમને કર્તાપણાનો અભિનિવેશ નથી. આથી જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપની એકતાને જાણનાર અને કર્તવ્યબુદ્ધિથી કર્મ કરનારને, સ્વપ્ને પણ ફળનો લેપ લાગતો નથી. તેથી કર્મયોગ વિજયી છે. ॥ ૬ ॥

પરંતુ કર્તાના ભેદે, એક જ કર્મના ફળમાં ભેદ જોવામાં આવતો હોઇને અને ક્વચિત્ ઉલટું ફળ પણ જોવામાં આવતું હોઈને, કર્મ શું, અકર્મ શું વિકર્મ શું એ સમજાતું નથી. સર્વજ્ઞ ભગવાન જ કર્મ–અકર્મ–વિકર્મનું વિવેચન કરવા સમર્થ છે, અલ્પજ્ઞ જીવ નહીં. ગોકર્ણે કરાવેલાં ભાગવતનાં શ્રવણરૂપી એક જ કર્મ, ઘણાંએ એકી સાથે કર્યું, છતાં પ્રેતની જ મુક્તિ થઈ, તેને માટે જ વિમાન આવ્યું, બીજા સાંભળવા છતાં અહીં જ રહી ગયા. આમ એક જ કર્મના ભિન્ન ફળ જોવામાં આવે છે. આથી કર્મ અકર્મ વિકર્મની ગતિમાં કવિઓ પણ મોહ પામે છે; તો અમારા જેવાની તો વાત જ શી ? તેથી ઇચ્છા હોવા છતાં કર્મયોગના આચરણની શક્યતા જણાતી નથી. એટલે કર્મ વગેરેના જ્ઞાનના અભાવમાં અશક્ય એવા કર્મયોગથી બસ હો. એવી શંકા પ્રાપ્ત થતાં પૂર્વપક્ષનો સ્વીકાર કરીને સમાધાનની પીઠિકા રચતાં કહે છેઃ—

**गहनगतित्वात् कर्मणः तत्पूर्विकाप्रवृत्तिः ॥ ७ ॥**

**સૂત્રાર્થ—कर्मणः** = કર્મ અને અકર્મ બન્નેની ગતિ અહીં જાણવી જોઈએ. તેનું જ્ઞાન હોય તો તેનાથી ભિન્ન હોઈને વિકર્મનું જ્ઞાન અર્થાત્ પ્રાપ્ત થાય જ, તે કર્મની **गहनगतित्वात्** = ગહન, દુરવગાહ્ય ગતિ = જ્ઞાન હોવાને લઈને, ઘણા પ્રયત્નથી પ્રાપ્ત થઈ શકતું હોવાથી **तत्पूर्विका** = તે જ્ઞાનપૂર્વકની **प्रवृत्तिः** = વ્યાપાર–વર્તન હોવું ઘટે.

**ભાષ્ય**—સાચું કહ્યું. ખરેખર કર્મની ગતિ ગહન છે. કર્મ કે અકર્મનું જ્ઞાન જલ્દી થાય એવું નથી. વેદનું પઠન કરનાર કર્મચંડાળ પણ હોય અને માછીમાર પુણ્યશાળી પણ હોય. સર્વજ્ઞ ભગવાન સિવાય બીજું કોણ કરનારના હૃદયને જાણે? આશય પ્રમાણે કર્મ ફળે. ભગવાન જ આશયને જાણે છે. જીવાત્મા જટિલ આશયવાળો હોય છે. આથી કર્મ એક હોવા છતાં ફળભેદ સંભવે છે. પરંતુ કર્મયોગની તેનાથી કોઈ હાનિ નથી, કર્મયોગનો એ લાભ જ છે. કર્મયોગ સર્વજ્ઞ ઈશ્વરને પણ ફલદાને જડ બનાવી દે છે. કર્મનાં બીજને વન્ધ્યવીર્ય કરતો કર્મયોગ કર્મમાત્રને ભસ્મ કરી મૂકે છે. કર્મ–અકર્મ–અને વિકર્મને લગતો ભય, કર્મયોગ ઉપર ન ચડેલાને હોય. કર્મયોગ પર આરૂઢ થએલાને નહીં. કર્મયોગ પર આરૂઢ થએલ તો કર્મમાત્રને અકર્મ બનાવી દેઈ, નિર્ભય બની સુખપૂર્વક મુક્ત થાય છે. અને વિકર્મ તો, એ ભગવદીય જીવ જ્ઞાન અને કર્મને જાણતો હોઈને, તેને માટે અશક્ય જ છે! આથી કર્મયોગ જ તરવાનો ઉપાય છે. આથી તે અનુસાર વર્તવું. ભગવાન દેવકીનન્દને એ જ કહ્યું છે કે :—

" કર્માકર્મ તણાં તત્ત્વે મોહ્યા છે પંડિતે અહીં;
તો કહું કર્મ જાણી જે અકલ્યાણ થકી છૂટે.
જાણવું કર્મનું તત્ત્વ વળી યોગ્ય વિકર્મનું;
અને અકર્મનું યોગ્ય, ગૂઢ છે કર્મની ગતિ !"

( અ. ૪. શ્લો. ૧૬૧–૭ )

અહીં આ સમજવું. ભગવાન વેદે જેને કર્તવ્ય તરીકે વિહિત કર્યું, સદાચારે પ્રમાણિત કર્યું, દ્રષ્ટાઓએ જેને અનુમતિ આપી છે, અને અભ્યુદય અને નિઃશ્રેયસનું જે જનક છે તે બધું, કર્મ તરીકે અહીં અભિપ્રેત છે. જે કર્મ હોવા છતાં પણ કર્તૃત્વના અભિનિવેશ રહિત, ફલના અનુસંધાન વિનાનું, લોકસંગ્રહની = કર્તવ્યની ભાવનાથી બનાવેલું હોઈને, છોતરા વિનાના ચોખાની માફક, વાવવા છતાં ભાવિ જન્મરૂપી અંકુરને જન્માવવામાં અસમર્થ હોઈને, અકર્મ રૂપ નૈષ્કર્મ્ય–કર્મનો અભાવ છે એમ જાણવું. કર્મ અને અકર્મથી ભિન્ન વેદમાં નિષિદ્ધ, લોકનો દ્વેષ પામેલું, આ લોક અને પરલોકમાં ભયજનક, દારિદ્ર્ય લાવનારું, અવનતિ કરનારું, નિઃશ્રેયસનું રોધક કર્મ તે વિકર્મ જાણવું. કર્મ અને અકર્મથી ભિન્ન, ત્યાજ્ય ગણાએલાં આ વિકર્મનું બુદ્ધિશાળીઓએ સ્વપ્ને પણ અનુસંધાન ન કરવું. સર્વસાધારણ હોઈને કર્મઅકર્મવિકર્મનું આ ચિહ્ન છે. કયા વર્ગમાં અમુક કર્મનો સમાવેશ કરવો એ તફાવત તો અંતર્યામી સર્વજ્ઞ ભગવાન જ નક્કી કરી શકે. કારણ એમાં એનો જ અધિકાર છે. ॥૭॥

પરંતુ કર્મના સ્વરૂપનું જ્ઞાન ગહન હોઈને આ કર્મઠ છે કે કર્મયોગી એ

સમજાય નહીં ને કર્મ તો સૌને સમાન છે. તેથી કર્મયોગી અને કર્મઠ સરખા ગણાય. આ શંકા થતાં કર્મયોગીની દૃષ્ટિની વિશેષતાનું પ્રતિપાદન કરતાં કહે છે :—

**एकस्मिन् उभयदर्शनशीलस्य कर्मयोगित्वं कृत्स्नकर्मकरत्वात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ—एकस्मिन्** = એક કર્મમાં એકી વખતે **उभयदर्शनशीलस्य** = કર્મ અને અકર્મ બન્નેનું દર્શન કરવાના શીલવાળા તેનું. **कर्मयोगित्वं**=કર્મયોગીપણું જ છે. શા માટે? **कृत्स्नकर्मकरत्वात्** = પૂર્ણ કર્મ કરતો હોવાથી.

**ભાષ્ય**—બાહ્ય કર્મ કરવાની સમાનતા માત્રથી કર્મયોગી અને બીજાની વચ્ચે સમાનતા થતી નથી. કારણ કે કર્મ સમાન હોવા છતાં દૃષ્ટિનો ભેદ છે. અને દૃષ્ટિ તો મુખ્ય છે. તે એની જુદી છે. કર્મયોગી તો એક જ કર્મમાં કર્મ અને અકર્મ બન્નેને જુવે છે. બીજો તેમ જોતો નથી. કર્મયોગી કર્મમાં અકર્મ જુવે છે અને અકર્મમાં કર્મ જુવે છે. આમ કરતો તે પૂર્ણ કર્મ કરતો હોઈને આત્માનું યુકતત્ત્વ પ્રતિપાદિત કરે છે. આ છે અર્થ: કર્મમાં અકર્મદર્શન એટલે શું? કર્તવ્ય તરીકે પ્રાપ્ત થયેલું કર્મ કર્તવ્યબુદ્ધિથી કે લોકસંગ્રહની બુદ્ધિથી કરવામાં આવે તો તે બન્ધક ન થતું હોઈને અકર્મ છે; કરવા છતાં એ કર્મ અકર્મ બને છે. એ જ આ કર્મમાં અકર્મનું દર્શન. એ જ પ્રમાણે અકર્મમાં કર્મનું દર્શન એટલે ફલેચ્છા વિના કરાતું કર્મ, આત્માની દૃષ્ટિએ અકર્મ છે; અને એ અકર્મ, લોકની દૃષ્ટિએ કર્મ બને છે. એ એકી સાથે જોનારનું બધું કર્મ પરિપૂર્ણતાને પામે છે. કર્મની પરિપૂર્ણતા એટલે ફળ મળવા છતાં, આત્માના દર્શનના માહાત્મ્યને લીધે, તેની તૃષ્ણાનો અભાવ અર્થાત્ જ્ઞાનપ્રસાદ જે ઈશ્વરની અનુકંપાથી જ પ્રાપ્ત થાય છે તે. તેથી યોગી બીજાંઓ કરતાં ભિન્ન છે.

વિચક્ષણતમ ભગવાને કહ્યું જ છે :—

" કર્મે અકર્મને ભાળે, અકર્મે કર્મ જે વળી;
દૃષ્ટા છે તે મનુષ્યોમાં, તે યોગી, સર્વકર્મકૃત્ "
(અ. ૪. શ્લો. ૧૮ ) ॥ ૮ ॥

આમાંથી ફળતો અર્થ વર્ણવે છે :—

**कर्तृत्वेऽपि अकर्तृत्वं दृष्टिसंपत्तेः ॥ ९ ॥**

**સૂત્રાર્થ—कर्तृत्वे** = કર્તૃત્વ દેખાતું હોવા છતાં કર્મયોગીનું **अकर्तृत्वं** = તાત્વિક દૃષ્ટિએ અકર્તૃત્વ જાણવું શી રીતે? **दृष्टिसंपत्तेः** = સમ્યક્જ્ઞાનના માહાત્મ્યની સમૃદ્ધિથી.

**ભાષ્ય**—કર્મયોગીનું કર્તૃત્વ દેખીતું હોવા છતાં, કર્મ ચાલે ત્યાં સુધી લીલા પૂરતું પોતે જ તે સ્વીકારેલું હોય છે, મોહને લીધે આત્મા પર એ આરોપિત

કરાએલું હોતું નથી. તેથી તે કર્તૃત્વ અકર્તૃત્વ જ છે. કર્મયોગી નટની માફક ખેલે છે. જેમ નટ રામની ભૂમિકા સ્વીકારી, તેનું પરિપૂર્ણપણે નિરૂપણ કરી, રંગભૂમિને આનંદિત કરે, પણ અંતે સ્વસ્થ થઈ, સ્વીકારેલું રામપણું, સાપ જેમ કાંચળીને, તેમ છોડી દે છે, સ્વપ્ને પણ પોતાને વાસ્તવિકપણે રામ માનતો નથી; તેમ કર્મયોગી પણ કર્મ પૂરું થાય ત્યાં સુધી કર્તૃત્વ સ્વીકારે, પોતાનો પાઠ પૂરો ભજવે છે, લોકોને આલ્હાદિત કરે છે અને નિરંતર સ્વરૂપાનુસંધાનના માહાત્મ્યને લીધે પરરૂપ સહજપણે છોડી દે છે. સ્વપ્ને પણ પોતાની ઉપર કર્તૃત્વનું આરોપણ કરતો નથી. કર્તૃત્વ ભોક્તૃત્વનું એ અભિમાન દૃષ્ટિની સંપત્તિને લીધે નાશ પામે છે. દૃષ્ટિ એટલે સમ્યક્જ્ઞાન આત્માના યથાર્થદર્શનથી, કર્તૃત્વ અને ભોક્તૃત્વ કોનું છે અને કોનું નથી તે બરોબર નક્કી થઈ શકે છે. કર્તૃત્વ બીજાનું છે આત્માનું નહીં; તેથી તેનું ભોક્તૃત્વ પણ છે, આત્માનું નહીં; એમ જાણતો હોઈને, કરવા છતાં એ કરતો નથી. આ દૃષ્ટિ બીજા મોહવિદ્ધ લોકોને કદી સંભવતી નથી. આથી કર્મઠ અને કર્મયોગીની બાહ્ય સમાનતા હોવા છતાં ઘણું આંતર વૈષમ્ય છે.

આ સંદર્ભથી શું સિદ્ધ થાય ? કહે છે :–

**चरितार्थत्वं कर्मणः ज्ञाने, तत्र परिसमाप्तेः ॥ १० ॥**

**સૂત્રાર્થ—ज्ञाने** = જ્ઞાનમાં બ્રહ્માત્મદર્શનમાં **कर्मणः** = બધા કર્મની **चरितार्थत्वं** = ચરિતાર્થતા થાય છે શા માટે ? **तत्र** = એ જ્ઞાન હોય તો જ બધાં કર્મની **परिसमाप्तिः** = પરિપૂર્ણતા થાય છે.

**ભાષ્ય**—જ્ઞાનપ્રસાદમાંથી કર્મયોગ જન્મે છે. જ્યાં સુધી પ્રસન્ન તત્ત્વજ્ઞાન ન થાય ત્યાં સુધી કર્મયોગ અસંભવિત છે. જ્ઞાનનો પ્રસાદ ચિત્તશુદ્ધિ દ્વારા થાય છે. યોગારૂઢ થતાં પહેલાં કર્મ હૃદયશુદ્ધિ માટે થાય અને ત્યાર બાદ લોક સંગ્રહ માટે થાય છે. પ્રસન્ન જ્ઞાન આત્માનું દર્શન કરાવે અને ઈશ્વરભક્તિને સહજ કરે છે. તેનાથી કર્મ પરિપૂર્ણ થાય. આત્મદર્શન અને ઈશ્વરભક્તિ કર્મની પરિપૂર્ણતા લાવનારાં બને છે. આથી બધાં કર્મની ચરિતાર્થતા જ્ઞાનના પ્રતિબંધને તોડવામાં છે. જ્ઞાનનો પ્રતિબંધ કરનારી મોહ રૂપી દિવાલ તૂટતાં ચોમેરથી ચમકીલું જ્ઞાન સ્વયં કર્મયોગને આગળ કરે છે. આત્મામાં આરોપિત કરેલાં કર્તૃત્વ ભોક્તૃત્વના અભિમાનનો નાશ કરે છે. મર્મજ્ઞ ભગવાને કહ્યું છે :—

"થતાં જ્ઞાન બધું કર્મ પૂર્ણ, પામે સમાપ્તિને."

(અ. ૪. શ્લો. ૩૩) ॥ ૧૭ ॥

આવું કર્મયોગ જન્માવનારું જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય ? બતાવતાં કહે છે :—

**गुरूपसत्तेः ज्ञानम् ॥ ११ ॥**

**સૂત્રાર્થ—गुरूपसत्तेः** = શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જવાથી **ज्ञानं** = બ્રહ્માત્મજ્ઞાન – કર્મયોગના બીજ રૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**ભાષ્ય**—શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાકરુણાળુ ગુરુની પાસે જવાથી આત્મજ્ઞાન થાય. આ છે અર્થ— અતિશય શ્રદ્ધા અને ભક્તિપૂર્વકનો શિષ્યભાવ, જિજ્ઞાસાના વિષયને લગતો સમય જોઇ ને કરેલો પ્રશ્ન, અને સેવા–એ છે શિષ્યની સંપત્તિ. શિષ્યભાવે જેની પાસે ગયા હોઈએ, સાચી જિજ્ઞાસાથી પ્રશ્ન પૂછ્યો હોય, અને નિષ્કપટભાવે સેવા કરી હોય તો બીજે ક્યાંયથી ન મળતું ગુહ્યતમ આત્મ-જ્ઞાન, કેવળ કરુણાથી પ્રેરાઈને ગુરુ સ્નેહાળ શિષ્યને કહે. નિષ્કારણ કરુણાળુ ભગવાને આ બધું દર્શાવ્યું છે :—

"નમ્રવન્દન, ને પ્રશ્ન, સેવાથી જ્ઞાન મેળવ !
જ્ઞાનીને તત્ત્વદ્રષ્ટાઓ બોધશે જ્ઞાનને તને."
(ગી. અ. ૪. શ્લો. ૩૪) ॥ ૧૧ ॥

ઘણા પરિશ્રમે મેળવેલાં આ જ્ઞાનથી શો લાભ થાય ? કહે છે :—

**ज्ञानाद् आत्मदर्शनम् ॥ १२ ॥**

**સૂત્રાર્થ—ज्ञानाद्** = યથાવિધિ ગુરુમુખે પ્રાપ્ત કરેલાં જ્ઞાનથી **आत्मदर्शनम्** = પરમાત્મસ્વરૂપ આત્માનું દર્શન–પ્રતિપત્તિ થાય છે.

**ભાષ્ય**—જ્ઞાનથી આત્માનું દર્શન થાય છે. આત્મદર્શન એટલે પરમાત્મ-સ્વરૂપે આત્માનું જ્ઞાન. તેથી સૌ ભૂતોમાં સ્વરૂપની સમાન અસ્તિ અનુભવમાં આવે છે. સૂર્યના ઉદયે જેમ અંધકાર તેમ આત્મજ્ઞાનના ઉદયે મોહરૂપી અંધકારનો નાશ થાય છે. અને જેનો મોહરૂપી અંધકાર સંપૂર્ણપણે દૂર થયો છે, તે પોતાની સહિત સમગ્ર વિશ્વને સચ્ચિદાનંદ મધુર પરમાત્મામાં તરબોળ જોતો હોઈને ક્યાંય, સહેજે અંતર જોતો નથી. અને જાતની માફક જ સ્વરૂપભૂત જગતની સહજપણે સેવા કરે છે. આથી શ્વાસપ્રશ્વાસની માફક તેને માટે કર્મયોગ સ્વાભાવિક બને છે.

"જે જાણી ન ફરી મોહ આમ પાંડવ ! પામશે;
સમસ્ત ભૂતને જોશે જેથી તું મુજ આત્મમાં" (અ. ૪. શ્લો. ૩૫)

ત્યાંથી માંડી, "તે પામે યોગથી યોગ્ય, જતાં કાળ, સ્વયં મને" (અ. ૪. શ્લો. ૩૮) સુધીના શ્લોકમાં કલ્યાણમય, કરુણાળુ ભગવાને આ જ કહ્યું છે. ॥૧૨॥

આવું આત્મદર્શન કોને થાય ?–સાધનયુક્તને, સાધન રહિતને નહીં–એવું અન્વય વ્યતિરેક દ્વારા સૂચવતાં કહે છે :—

**साधननिर्भरत्वात् विद्यायाः तद्रहितस्य तदप्राप्तिः ॥ १३ ॥**

**સૂત્રાર્થ—साधननिर्भरत्वात्** = શ્રદ્ધા વગેરે સાધનસંપત્તિ પર નિર્ભર હોઈને **विद्यायाः** = આત્મજ્ઞાન **तद्रहितस्य** = શ્રદ્ધાદિ સાધન વિનાનાને **तदप्राप्तिः** = તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

**ભાષ્ય**—આત્માનું દર્શન સાધનસંપત્તિ ઉપર અવલંબે છે. શ્રદ્ધાદિ સાધન-સંપત્તિથી જે સંપન્ન હોય તેને જ આત્માનું જ્ઞાન થાય. આથી સાધનસંપત્તિ વિનાનાને, આત્માને જાણવાનો અધિકાર નથી. આથી સાધનસંપત્તિના સંચય માટે યત્નશીલ બનવું ઘટે. અનુગ્રહપરાયણ ભગવાને કહ્યું છે કે :—

"મેળવે જ્ઞાન વિશ્વાસુ, સંયમી, તત્પરાયણ;
પામી જ્ઞાન, પરાશાન્તિ શીઘ્ર માનવ મેળવે.
અવિશ્વાસુ અને અજ્ઞ, સંયમી, નાશ પામતો;
નથી આ લોક કે બીજો, સુખ પામે ન સંશયી."

(અ. ૪. શ્લો. ૩૯–૪૦) ॥ ૧૩ ॥

અધ્યાયના અર્થનો ઉપસંહાર કરતાં કહે છે :—

**आत्मवतः कर्मलेपादर्शनात् कर्मयोगाग्रहः औचित्यपूर्णः ॥ १४ ॥**

**સૂત્રાર્થ—आत्मवतः** = આત્માની પ્રાપ્તિ કરનાર પુરુષસિંહને **कर्मलेपाभावदर्शनात्** = કર્મના વિપાકના લેપનો અભાવ થતો હોઈને **कर्मयोगाग्रहः** = કર્મયોગનો આગ્રહ ભગવાને કર્યો તે **औचित्यपूर्णः** = યોગ્યતાપૂર્ણ છે.

**ભાષ્ય**—આત્માથી સંપન્ન જ કર્મના લેપને ધોઈ નાંખવા સમર્થ છે, અસંપન્ન નહીં. આત્મપ્રસાદ રૂપી કર્મયોગ, કર્મના લેપના અભાવ રૂપે છે. આથી ભગવાન યોગીશ્વરે કરેલો કર્મયોગનો આગ્રહ ઔચિત્યનું ઉલ્લંઘન કરતો નથી પણ તે ઔચિત્ય પૂર્ણ છે. આથી કર્મયોગ જ સારભૂત અર્થ છે. ભગવાનનો શબ્દઝંકાર રણકાર કરે છે :—

"યોગે જેણે તજ્યાં કર્મ, છેદ્યા સંશય જ્ઞાનથી;
આત્મા છે વશમાં જેને, તેને ના કર્મ બાંધતાં
તેથી અજ્ઞાનથી જન્મ્યા, અંતઃસ્થ સંશયો નિજ;
જ્ઞાન ખડ્ગ વતી છેદી, ઊઠ, આચર યોગ તું."

(અ. ૪. શ્લો. ૪૧–૪૨) ॥ ૧૪ ॥

**॥ इति ज्ञानयोगः ॥**

---

## ॥ कर्मसंन्यासयोगः ॥

ચોથા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ " પૂર્વજોએ કર્યું પૂર્વે કર તેથી જ કર્મ તું. "–એ શબ્દોમાં કર્મ કરવાનું કહે છે અને અંતે " યોગથી છે તજ્યાં કર્મ છેદ્યા સંશયજ્ઞાનથી "-એમાં કર્મસંન્યાસનું વિધાન કરે છે. આ વિરોધી વાત છે- એવી પૂર્વપક્ષની ભૂમિકા સૂચવતાં કહે છેઃ—

**उभयोः शंसनात् प्रश्नः ॥ १ ॥**

**સૂત્રાર્થ—उभयोः** - કર્મયોગ અને કર્મસંન્યાસ બન્નેની **शंसनात्** = સ્તુતિ કરેલી હોઈને **प्रश्नः** = સંશયગ્રસ્ત અર્જુન શ્રેયને લગતો નિશ્ચય ન કરી શકવાથી, શરુઆતમાં પ્રશ્ન કરે છે.

**ભાષ્ય**—કર્મયોગ અને સંન્યાસ બન્ને વિરોધી હોઈને, એકી સાથે સંભવી ન શકે. અને ભગવાન તો બન્નેની એક જ શ્વાસે પ્રશંસા કરે છે. આથી ભગવાનનું વચન શંકા જન્માવે છે. અને સંદિગ્ધમનવાળો અર્જુન, પોતાનો સંશય રજુ કરે છે. તેને લગતું અર્જુનનું વચન છે કે—

" કૃષ્ણ ! સંન્યાસ કર્મોનો, યોગ તેનો વળી કહો !
નક્કી જે સ્તુત્ય એ બેમાં, એક તે તો મને કહો. "

( અ. ૫. શ્લો. ૧ ) ॥ ૧ ॥

સંશયજનક વચનો તો આગળ કહ્યાં જ છે. આથી શિષ્યનો પ્રશ્ન ઉચિત છે.

શંકાનું નિરસન કરતાં કહે છે :—

**कर्मयोगस्य वैशिष्ट्यं नित्यसंन्यासावहत्वात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—कर्मयोगस्य** = ફળના સંન્યાસ રૂપી કર્મયોગની **वैशिष्ट्यं** = કર્મના સંન્યાસ રૂપી સંન્યાસ કરતાં વિશેષતા છે. કેમ ? **नित्यसंन्यासावहत्वात्** = ક્વચિત્ કર્મસંન્યાસ કરતાં હમેશાં એ સંન્યાસ લાવતો હોઈને.

**ભાષ્ય**—બે પ્રકારનો છે કર્મ સંન્યાસ; ફળે અને સ્વરૂપે. સ્વરૂપે જે કર્મ-સંન્યાસ છે તે કાદાચિત્ક હોઈને કનિષ્ઠ છે. ફળનો સંન્યાસ નિત્યસંન્યાસ હોઈને ઉત્તમ છે. આથી ફળનો સંન્યાસ જ ભગવાનને બહુમત છે કારણ કે બન્ને નિઃશ્રેયસ્કર હોવા છતાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વિશેષ છે–એવું ભગવાનનું વિસ્પષ્ટ વચન સર્વ સંશયોનું શમન કરનારું છે. કર્મનો ત્યાગ એ સંન્યાસનું ચિહ્ન નથી. રાગદ્વેષનો ત્યાગ એ સંન્યાસનું ચિહ્ન છે. કર્મયોગી રાગદ્વેષમાં ઉદાસીન હોઈને નિત્યસંન્યાસી છે. આથી ભગવાનના સ્પષ્ટતમ વચનમાં શંકા કરવા જેવી નથી. તત્ત્વજ્ઞાનનું ફળ કર્મમાં જડતા ન હોઈ શકે. એ જડતા તો સ્વાનરૂપ હોઈને

જ્ઞાનના અંતરાય તરીકે વર્ણવાઈ છે. પ્રમાદ કે આળસ પણ તત્ત્વજ્ઞાનનું ફળ નથી. આથી કર્મસંન્યાસ તત્ત્વજ્ઞાનનું ફળ છે એમ માનવું એ ભ્રમ છે. તત્ત્વજ્ઞાનનું ફળ છે સમીકરણ. પ્રારબ્ધથી મળેલા સુખદુ:ખાત્મક, ક્લેશમૂલક, રાગદ્વેષાદિ દ્વંદ્વોમાં સમાનપણે વર્તતો કર્મયોગી, સુખ કે સુખના સાધનની ઇચ્છા કરતો નથી. કે નથી તો દુ:ખ કે દુ:ખના સાધનનો દ્વેષ કરતો. તત્ત્વજ્ઞાનથી ક્લેશોનો નાશ થાય છે. ક્લેશોને નિર્મૂળ કરીને જીવનભર તે બધાં કામો કરે છે; પણ કદી તૃષ્ણાવિદ્ધ થતો નથી. આથી જ્ઞાનના બળે સંચિતકર્મને બાળી, અનાસક્તિના બળે ક્રિયમાણ કર્મોથી અસ્પૃષ્ટ રહી, સમીકરણ કરવાની શક્તિથી પ્રારબ્ધના વેગને તોડી, ભગવાન કર્મયોગી, સુખપૂર્વક પ્રારબ્ધ પૂરું કરીને, જેમ નદી સમુદ્રમાં, તેમ પરમાત્માને મળે છે. તેથી કર્મયોગ ભગવાનને અભિપ્રેત છે. તે જ ભગવાન દેવકીનન્દને કહ્યું છે :–

"કર્મ–સંન્યાસ ને યોગ, કલ્યાણકર બેઉ છે;<br>
કર્મસંન્યાસથી બેમાં અદકો કિન્તુ યોગ છે;<br>
જાણવો નિત્ય સંન્યાસી, ઇચ્છા દ્વેષ ન જે કરે;<br>
દ્વંદ્વ હીન, મહાબાહો! નિરાંતે બંધથી છૂટે."

( અ. ૫. શ્લો. ૨–૩ ) ॥ ૨ ॥

અહીં બીજો હેતુ કહે છે :—

**कार्यकारणभावाच्च ॥ ३ ॥**

**સૂત્રાર્થ—कार्यकारण०** = હેતુ અને હેતુમત્ ભાવે કર્મસંન્યાસ અને કર્મ વર્તતા હોઈને **च** = પણ કર્મયોગ જ ભગવાનને અભિમત છે.

**ભાષ્ય**—કર્મસંન્યાસ અને કર્મયોગમાં કર્મયોગ જ વિશેષ છે કારણ કે એ બે વચ્ચે કાર્યકારણભાવ છે. કર્મયોગ કારણ છે. કર્મસંન્યાસ કાર્ય છે. કર્મસંન્યાસ દ્વારા શું અભિપ્રેત છે? સર્વ કર્મનો સ્વરૂપે ત્યાગ કે થોડાંકનો ત્યાગ? કે અનિવાર્ય થોડાં કર્મનો ત્યાગ ન કરવો તે? પહેલું સંભવતું નથી કેમકે અશક્ય છે. પ્રકૃતિના ક્ષેત્રમાં કર્મ ન કરવાની સ્થિતિ અતોષ્ય છે. અને કેટલાંકનો ત્યાગ અને અપરિહાર્ય કર્મોનું કરવું, એ તો અર્ધજરતીયન્યાય થયો. આથી સંન્યાસી ઇચ્છે તોય સંન્યાસ મેળવી શકતો નથી. તે જે કરવા ઇચ્છે છે તે તો કર્મયોગથી સુકર બને. કર્મયોગનું લક્ષ્ય ફળત્યાગમાં હોઈને, તે કર્મને અકર્મ બનાવે. અને અકર્મ બનતાં કર્મ તાત્ત્વિક સંન્યાસ સમર્પે–આથી સંન્યાસી જે સ્થિતિની ઇચ્છા કરે છે તે કર્મ યોગથી જ શક્ય છે. આમ સંન્યાસ પણ તાત્ત્વિકપણે તો કર્મયોગમૂલક જ છે. બુદ્ધિમાનોમાં વરિષ્ઠ ભગવાનનું વચન છે કે :—

"કર્મયોગ વિના દુઃખે કિન્તુ સંન્યાસ સાંપડે !
મુનિ યોગ થકી યુક્ત, તરત બ્રહ્મ મેળવે !
યોગયુક્ત, વિશુદ્ધાત્મા, સંયમી, જિતદેહ જે;
એકાત્માનો બધે દ્રષ્ટા, ન લેપાય કરે છતાં."
(અ. ૫. શ્લો. ૬–૭)

આથી ફળ સમાન હોવા છતાં કર્મયોગ વિશિષ્ટ છે. ॥ ૩ ॥

પરંતુ કર્મનું આચરણ કરવા છતાં યોગી મુક્ત શી રીતે થાય? સંસારને કેમ ન પામે?

**योगफलं तत्त्वज्ञानं तदधीनत्वात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—योगफलं** = યોગરૂપી ફળવાળો–કર્મયોગ રૂપી ફળમાં પરિણમતું **तत्त्वज्ञानं** = તત્ત્વનું અનારોપિત અબાધિત અસંદિગ્ધ તત્ત્વનું જ્ઞાન–થાય છે. **तदधीनत्वात्** = કારણ કે યોગ તત્ત્વજ્ઞાનને અધીન છે.

**ભાષ્ય—योगफलं** એ તત્ત્વજ્ઞાનનું વિશેષણ છે. યોગ છે તત્ત્વજ્ઞાનનું ફળ. જે તત્ત્વજ્ઞ હોય તે જ કર્મયોગી બની શકે. જેમ કે ભગવાન શંકરાચાર્ય. તત્ત્વજ્ઞાનના આભરણરૂપ એ મહાત્મા–પૂજ્યપુરુષ ક્ષણ પણ આળસમાં ન ગુમાવતા. દુનિયામાં એ સંન્યાસના ભારે પક્ષપાતી મનાય છે. કૈલાસથી દ્વારિકા સુધી અને બ્રહ્મદેશથી દશે દિશાઓમાં, જીવજાતના તાપ હરવા પંખાનું વ્રત લઈ ભમતા એ પોતાના આચરણથી એ જ પ્રતિપાદિત કરે છે કે તત્ત્વજ્ઞાન એ યોગનું ફળ છે. કર્મયોગી જ્ઞાનને અધીન છે, તે વિશુદ્ધ અંતઃકરણવાળો સ્વાધીન દેહવાળો, જિતેન્દ્રિય, સર્વભૂતાત્મભૂતાત્મા હોઈને કરવા છતાં લેપાતો નથી એમ કહેતા ભગવાન પણ યોગનું ફળ તત્ત્વજ્ઞાનને અધીન છે એમ પ્રતિપાદિત કરે છે. આથી સર્વપ્રિય ભગવાનનું વચન છે કે :—

"યોગયુક્ત, વિશુદ્ધાત્મા, સંયમી, જિતદેહ જે
એકાત્માનો બધે દ્રષ્ટા, ન લેપાય કરે છતાં." (અ. ૫. શ્લો. ૭)

આમ બંધની સામગ્રી ન હોવાથી તે મુક્ત થાય છે. અને મુક્ત થએલો હોઈને સંસારને પામતો નથી. ॥ ૪ ॥

તત્ત્વજ્ઞ કર્મયોગીને કર્મ કરવા છતાં બંધન નથી–એવું પ્રતિપાદિત કરતાં, સિદ્ધાન્તને દૃઢ કરતાં કહે છે :—

**संगत्यागात् अहंभावाभावाच्च कर्मालेपः ॥ ५ ॥**

**સૂત્રાર્થ—संगत्यागात्** = સંગનો = વિકારકારક સંબંધનો **त्याग** = સ્વાભાવિક ત્યાગ **च** = તથા **अहंभावाभावात्** = કર્મમાં અહંકારનો નાશ થએલો હોઈને **कर्मालेप** = કર્મનો લેપ નથી.

**ભાષ્ય**—સ્વરૂપે જ પરિપૂર્ણકામ અસંગ આત્માના જ્ઞાનથી સંગત્યાગ સ્વાભાવિક બને. "અસંગ છે આ પુરુષ," "અશરીરી હોઈને એને પ્રિય–અપ્રિયનો સ્પર્શ થતો નથી." "આ રહ્યો હું"—એમ જે કોઈ આત્માને જાણે, કઈ ઇચ્છાથી અને કયા પદાર્થની પાછળ શરીરને તાવ આણે?" આ શ્રુતિવાક્યો બતાવે છે કે સ્વરૂપે જ આત્મા અસંગ = વિકારકારક સંબંધ રહિત છે. તેના સાક્ષાત્ યથાર્થજ્ઞાનથી અનૃતરૂપી સંગ વિલીન થઈ જાય છે. મિથ્યાજ્ઞાનરૂપ અહંભાવ નાશ પામે છે. અને જેના સંગને તિલોદક મળી ચૂક્યાં, અહંભાવને નિવાપાંજલિ મળી, તેને સ્વપ્ને પણ કર્મનો લેપ લાગતો નથી. આથી તે મુક્ત થાય છે. બંધાતો નથી. મોક્ષનું રહસ્ય જાણનાર ભગવાને કહ્યું જ છે:—

"ભાળી, સુણી, અડી, સુંઘી, ચાખી, ઊંઘી, પળી, તજી;
પકડી શ્વાસ લૈ; બોલી, નિમેષોન્મેષ આચરી—
વર્તે છે ઇન્દ્રિયાર્થોમાં, ઇન્દ્રિયો એમ ધારતો;
માને છે તત્ત્વવિદ્ યોગી "હું કરું ના કશું નકી."

(અ. ૫. શ્લો. ૮–૯) ॥ ૫ ॥

તત્ત્વવિદ્‌ની એ કથા ભલે રહી. જે તત્ત્વવેત્તા નથી પણ તત્ત્વને જાણવાની જેની ઇચ્છા છે તેણે શું કરવું? કહે છે:—

**कर्मणः शुद्धिः ततश्च शान्तिः ॥ ६ ॥**

**સૂત્રાર્થ—कर्मणः** = ઈશ્વરાર્પિત કર્મથી **शुद्धिः** = હૃદયની શુદ્ધિ થાય છે **च** = તથા **ततः** = સત્ત્વશુદ્ધિમાંથી **शान्तिः** = વિક્ષેપની નિવૃત્તિ થાય છે. તેથી બ્રહ્માર્પણ ભાવે કર્મ કરવું.

**ભાષ્ય**—જે તત્ત્વ જાણતો નથી પણ, તત્ત્વનો જિજ્ઞાસુ છે, તેણે બ્રહ્માર્પણ બુદ્ધિથી, યથાવિધિ, બધું કર્મ સંગ છોડીને કરવું ઘટે. તેમ કરવાથી ચિત્તની વિમલતા પ્રગટ થાય છે. અને વિમલતાથી વિક્ષેપની નિવૃત્તિ રૂપી શાન્તિ થાય છે. શાન્ત થઈ તત્ત્વાનુસંધાન પરાયણ થઈ મુક્તિને યોગ્ય બને છે. તેથી વિધિસર કર્મ કરવાં ઘટે. લોકહૃદયની યાતનાને જાણનાર ભગવાનનું વચન છે કે:—

"સમર્પી ઈશને કર્મો કરે જે સંગને તજી,
લેપાતો નવ તે પાપે પદ્મપત્ર યથા જલે.
મન બુદ્ધિ અને દેહે કે ફક્ત ઇન્દ્રિયોવતી,
તજી સંગ કરે કર્મો યોગી શુદ્ધ્યર્થ આત્મની,
યોગી કર્મ ફલો ત્યાગી પામે નૈષ્ઠિક શાન્તિને–"

(અ. ૫. શ્લો. ૧૦–૧૨) ॥ ૬ ॥

એ ભલે તેમ હોય. પરંતુ આત્માનું કર્તૃત્વ વગેરે સ્વાભાવિક છે–કારણ કે તે પ્રત્યક્ષ છે. દરેક કર્તા "હું કરું છું." એવો અહંકાર કરતો જણાય છે. "આ મારું" એવો સંગ પણ કરતો દેખાય છે. આથી કર્તૃત્વ વગેરે સ્વાભાવિક જ માનો. દર્શનસંપન્ન જીવો પણ અહંકાર મમકાર કરતા જણાય છે. અને પ્રત્યક્ષનું જ માહાત્મ્ય વધારે હોય છે. તો ક્યાંય ન દેખાતા નિરહંકાર અને નિર્મમતાની વાતથી બસ હો. નાહક સમસ્ત જગતના અનુભવથી વિરુદ્ધ પ્રતિપાદન કરતાં અચકાતા નથી? આ શંકા પ્રાપ્ત થતાં આત્માના કર્તૃત્વાદિનો નિરાસ કરતાં કહે છે;—

**न आत्मनः कर्तृत्वादिकं अध्यासस्य तत्त्वास्पर्शित्वात् ॥ ७ ॥**

**સૂત્રાર્થ—आत्मानः** = પરમાત્મ સ્વરૂપ આત્માનું **कर्तृत्वादिकं** = કર્તાપણું કે કારયિતાપણું **न** = નથી કેમ? **अध्यासस्य** = આરોપણ **तत्त्वास्पर्शित्वात्** = તત્ત્વને સ્પર્શી શકતું નથી.

**ભાષ્ય**—દર્શનસંપન્ન વ્યક્તિઓમાં પણ અહંકારાદિ જોવામાં આવતાં હોઈ ને, આત્માનું સ્વાભાવિક કર્તાપણું માનનાર તું, હજુ તત્ત્વના પ્રદેશમાં પ્રવેશ્યો જ નથી! દોરડીથી હાથીને બંધાએલો જોયો તો તેથી બળેલી હોય તો તેવીથી પણ એ બંધાશે–એવું કહેવું તો નિર્લજ્જ ગણાય. કર્તૃત્વ વગેરે ભલે, સ્વાભાવિક હો–અમે પણ એમ માનીએ છીએ. પણ આત્માને એ સ્વાભાવિક છે એ તો પ્રાણાન્તે પણ ન સ્વીકારાય. સમાધિ, સુષુપ્તિ અને મોક્ષમાં એમ જણાતું નથી. સ્વભાવને છોડીને વર્તતો ભાવ, આજ સુધીમાં કોઈએ જોયો નથી. તમારે અનુમત કર્તૃત્વ વગેરેને છોડીને સમાધિ વગેરે અવસ્થામાં આત્મા સ્વાભાવિકપણે વર્તતો જણાય છે. નિષ્પ્રપંચ (આત્મામાં આ પ્રપંચ) આરોપિત છે. અને આરોપણથી આરોપિતમાં સ્હેજે વિકૃતિ થતી નથી. સર્પનું આરોપણ કરવાથી દોરડી સાપ બનતી નથી. અધ્યાસ તત્ત્વને સ્પર્શી શકતો નથી. દૃષ્ટિસંપન્ન જીવો પણ અહંકાર કરતા દેખાય છે એમ કહ્યું તે પણ તુચ્છ જ છે. જીવનના અંત સુધી તો રાગદ્વેષશૂન્ય સાત્ત્વિક અહંકાર છોડી ન શકાતો હોઈ ને, અને નિર્વિષ સર્પની માફક તે નિર્વીર્ય હોઈ ને, અને શિવના દેહ પર વીંટળાયેલ તે અલંકારરૂપ હોઈ ને, તે નિર્દોષ છે. આથી આત્માનું કર્તૃત્વ વગેરે સ્વાભાવિક નથી.

તો પછી કર્તૃત્વ વગેરે કોનું? સ્વભાવનું જ. સ્વભાવ એટલે અહીં ત્રિગુણાત્મિકા પ્રકૃતિ. એ સ્વભાવ વાસના રૂપે કરાવનાર, કાર્યકરણ સમૂહ રૂપે કર્તા, અને નિયતિ ને રૂપે ફળપ્રાપ્તિ કરાવનાર છે. આથી આત્મા કે પરમાત્માનું કર્તૃત્વ વગેરે સિદ્ધ થતું નથી. અજ્ઞાનનું જ આ અનવગાહ્ય માહાત્મ્ય છે. જ્ઞાનનું તેથી પણ વધારે મહત્ત્વ છે. કારણ કે અજ્ઞાનથી ભાસિત થતાં ને, જ્ઞાન જ નિવૃત્ત કરી શકે.

કર્તૃત્વ વગેરે અજ્ઞાનનો જ વિલાસ છે. અને તત્ત્વસ્પર્શી જ્ઞાનથી જ એનો બાધ થાય છે. તત્ત્વજ્ઞ ભગવાને કહ્યું જ છે:—

"ન ઈશ લોકનાં કર્મો કે કર્તૃત્વ વળી સૃજે,
ન કર્મફલની પ્રાપ્તિ; સ્વભાવ કિન્તુ વર્તતો !"
ઘેરાયું જ્ઞાન અજ્ઞાને, તેથી મોહિત જન્તુઓ. ॥ ૭ ॥

(અ. ૫. શ્લો. ૧૪)

તો અજ્ઞાનને મારવાનો ઉપાય શો ? કહે છે :—

**ज्ञानाद् अध्यासप्रहाणिः विरोधित्वात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ—ज्ञानाद्** = યથાર્થ દર્શનથી. **अध्यासप्रहाणिः** = અજ્ઞાનથી કરેલાં આરોપણનો નાશ થાય છે કારણ કે **विरोधित्वात्** = તે પ્રતિપક્ષી છે.

**ભાષ્ય**—અજ્ઞાનથી જન્મેલાં કર્તૃત્વ વગેરેના અધ્યાસનો નાશ તત્ત્વજ્ઞાનથી જ થાય છે. તત્ત્વ છે આત્મા. આત્માના સમ્યક્ જ્ઞાનથી જ જન્મમરણના સંતાનને પોષતું, આત્મામાં નિરર્થક આરોપેલું કર્તૃત્વ વગેરે નાશ પામે છે. આથી અંધકારથી જેમ તેજ, તેમ અજ્ઞાનથી જ્ઞાન વિરુદ્ધ છે. અને જ્ઞાન સબળ છે જ્યારે અજ્ઞાન નિર્બળ છે. જ્ઞાન સાલંબન છે, અજ્ઞાન નિરવલંબ છે. જ્ઞાન સનાથ છે અજ્ઞાન અનાથ છે. આથી જ્ઞાનથી અજ્ઞાન નાશ પામે છે. જ્ઞાનપ્રિય ભગવાને કહ્યું જ છે કે:—

"જેમનું આત્મના જ્ઞાને લુપ્ત અજ્ઞાન તે થયું;
તેમનું સૂર્યશું જ્ઞાન, આત્મતત્ત્વ સ્ફુરાવતું.
આત્મામાં મનને બુદ્ધિ, નિષ્ઠા, તત્પરતા, વળી-
જેમનાં જ્ઞાનથી નષ્ટ પાપો તે મોક્ષના પથી.
વિદ્યા વિનયથી યુક્ત વિપ્રે, ગાયે અને ગજે-
પંડિતો સમદર્શી છે, શીકારી શ્વાનને વિષે."

(અ. ૫ શ્લો. ૧૬–૧૮) ॥ ૮ ॥

પરંતુ અજ્ઞાનનો નાશ એટલું જ જ્ઞાનનું ફળ છે કે તેથી વિશેષ ? વધારે છે એ બતાવતાં કહે છે :—

**ततः ब्रह्मणाऽभेदः तस्य निर्दोषत्वात् समत्वाच्च ॥ ९ ॥**

**સૂત્રાર્થ—ततः** = આત્મજ્ઞાનથી **ब्रह्मणा** = પરમાત્મા સાથે **अभेदः** = જીવતાં જીવ અભેદ થાય છે કેવી રીતે ? **तस्य** = જ્ઞાની **निर्दोषत्वात्** = રાગાદિ દોષથી રહિત હોવાને લીધે **च** = તથા **समत्वात्** = એકરસ હોવાથી.

**ભાષ્ય**—જ્ઞાન બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારું છે. "**ब्रह्मविद् ब्रह्मैव भवति**" "બ્રહ્મનો જાણકાર બ્રહ્મ જ બને છે" એવી શ્રુતિ છે માટે. આત્મજ્ઞાની

યાવજ્જીવ સ્વાત્મામાં રહેતો હોવા છતાં, બ્રહ્મમાં જ અવસ્થિત હોય છે. ત્યાર બાદ તે મુક્ત જ બને છે. વિદેહમુક્તિ તો સાધારણી છે તેથી શંકાને યોગ્ય નથી. એમ કેમ? નિર્દોષ અને સમ હોવાને લીધે. રાગદ્વેષ વગેરે દોષોનો સમૂહ, આ જ્ઞાનીના ચિત્તમાં, હવે દોષને લાવનારા બનતા નથી. બ્રહ્મ પણ નિર્દોષ છે. આથી શુદ્ધ પાણીમાં સીંચેલું શુદ્ધ પાણી જેમ તેવું જ બને, તેમ શુદ્ધ બ્રહ્મમાં નિષ્ઠ આ મહાત્મા પણ બ્રહ્મસ્વરૂપ જ બને. સર્વત્ર રહેલા, એક રસ, અભિન્ન, બ્રહ્મનું ભાન તે સમત્વ. તે ભાનને લીધે ભેદના સંસ્કાર દૂર થતા હોઈને, શરીરાદિના ભેદ હોવા છતાં પ્રાણીઓમાં આત્માની દૃષ્ટિએ ભેદનો અનુભવ થતો નથી. આ તેનું બીજું બ્રહ્મ લક્ષણ છે. આથી સામ્ય ને અતિશય વિનાનો બ્રહ્મભાવ જ્ઞાનનું ફ્લ છે. નિર્દોષ અને સમ ભગવાનનું એ પ્રમાણેનું વચન છે કે :—

" અહીં જ ભવ તે જીત્યો સામ્યે જેનું રહ્યું મન,
નિર્દોષને સમ બ્રહ્મ; તેથી તે બ્રહ્મમાં સ્થિત. "

અને વળી ( અ. ૫. શ્લો. ૧૯ ) ॥ ૯ ॥

**प्रकृतिस्पर्शस्य दुःखयोनित्वात् तत्त्वे एव रमणम् ॥ १० ॥**

**સૂત્રાર્થ—प्रकृति०** = દેહ ઇન્દ્રિય વિષય વગેરે રૂપે પરિણમેલી પ્રકૃતિનો સંબંધ **दुःखयोनित्वात्** = ત્રણે પ્રકારના દુઃખનું કારણ હોવાને લીધે **तत्त्वे** = સુખસ્વરૂપ આત્મામાં જ **रमणम्** = શાશ્વત શાંતિ બ્રહ્મસ્વરૂપ કર્મયોગીને મળે છે.

**ભાષ્ય**—પ્રકૃતિનો સ્પર્શ જ દુઃખનું મૂળ છે. તે હેય છે. તેનું હાન આત્મામાં રમણથી જ થાય કારણ કે આત્મા સુખસ્વરૂપ છે. જે આત્માને ગ્રહણ કરતો નથી તે રમણીય પ્રકૃતિને કદી છોડી શકતો નથી. આ જાણતો હોઈને મહાત્મા કર્મ-યોગી, દુઃખના કારણ રૂપ, અસ્પૃશ્ય દેહેન્દ્રિયવિષય રૂપે પરિણમેલી પ્રકૃતિને અડ્યા વિના, આત્મામાં જ રમે છે. આત્મામાં રતિ સુખદાયક છે. આ શાશ્વત સ્વરૂપા-નન્દની અનુભૂતિ એ જ્ઞાનનું વધારાનું ફળ છે. સુખસાગર ભગવાને કહ્યું છે :—

" અસક્ત બહારના અર્થે, સુખ જે અંતરે લહે,
સર્વત્ર બ્રહ્મદર્શી તે સુખ અક્ષય્ય મેળવે.
વિષયોના જણ્યા ભોગો દુઃખમૂલ નક્કી બને!—
આદિને અંતવાળા જે તેમાં ના રમતો બુધ!
કામક્રોધ જાણ્યો વેગ, સહવા જે સમર્થ છે,
અહીં જ, મૃત્યુથી પૂર્વે, તે યોગી, તે સુખી, નર!
જેને આરામ, ને જ્યોતિ, સુખ અંતરમાં રહ્યું,
બ્રહ્મરૂપ થયો યોગી તે બ્રહ્મે લય પામતો.

( અ. ૫. શ્લો. ૨૧-૨૪ ) ॥ ૧૦ ॥

કર્મયોગીના મહિમાની પ્રશંસા કરતાં અધ્યાયની સમાપ્તિ કરે છે કે :—

**विदितात्मनः जीवनन्मुक्तिः एव ॥ ११ ॥**

**સૂત્રાર્થ—विदितात्मनः** = આત્મતત્ત્વના જાણકારને **जीवनमुक्तिः एव** = જીવતાં જીવત જ મોક્ષ મળે છે, તો વિદેહમુક્તિની તો વાત જ શી?

**ભાષ્ય**—જે આત્માને જાણે છે અને જાણીને કર્મયોગ આરૂઢ બને છે, તે જીવનમુક્તિ અનુભવે છે. અને જીવનમુક્તિ વિદેહમુક્તિને નિઃસંશય કરે છે. આથી કર્મયોગને જન્માવનાર આત્મજ્ઞાન મુમુક્ષુએ મેળવવું જોઈએ. નિત્યમુક્ત ભગવાને કહ્યું જ છે :—

"કામ ક્રોધ થકી છૂટ્યા, સંયમી, યત્નશીલ, ને—
આત્માના જાણકારોને બ્રહ્મમાં લય, સંમુખે.
બાહ્ય અર્થો કરી બહાર, નયનો બે ભવાં મહીં,
ઘૂમતા નાકમાં પ્રાણ–અપાન સરખા કરી
ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ જીતી, મોક્ષેચ્છુ જે મુનિ,
ભય, ક્રોધ અને ઇચ્છા–શૂન્ય તે મુક્ત છે સદા!
યજ્ઞને તપનો ભોક્તા, મહેશ સર્વલોકનો—
શાન્તિ પામે મને જાણી વળી સુહૃદ સર્વનો"

(અ. ૫. શ્લો. ૨૬–૨૯) ॥ ૧૧ ॥

**इति कर्मसंन्यासयोगः**

---

## ॥ अथ आत्मसंयमयोगः ॥

કર્મયોગ જીવનદર્શન છે. આત્માનું યથાર્થ જ્ઞાન મેળવવું ઘટે, વિશ્વપ્રેમમાં સ્નાત થવું ઘટે, ફળનિરપેક્ષ થઈ જીવનભર વર્તવું જોઈએ–એ છે જીવનદર્શન. એ દર્શન યોગની અપેક્ષા રાખે છે. અહીં યોગ એટલે મનની સમાધિ સ્થૂલમાં સ્થૂલ વસ્તુનું તત્ત્વ પણ, અસમાહિતને ત્રણે કાળમાં જણાતું નથી, તો પછી સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાત્મ સ્વરૂપ આત્માનું દર્શન અને તેમાંથી ઉદ્‌ભવતા વિશ્વપ્રેમની સ્થિરતા અને તેમાંથી જન્મતું કર્મયોગનું આચરણ, યોગ વિના સિદ્ધ થાય એ તો કેમ બને? આથી યોગના અભ્યાસની અપેક્ષા રહે છે. બધાય યોગોની પશ્ચાદ્ ભૂમિકા સમા એ યોગનું વ્યાખ્યાન કરતાં, સારાય જગતના ઉદ્ધારની ઇચ્છાવાળા, સૌ યોગમાં પ્રવીણ, ભગવાન શ્રી કૃષ્ણ પૂર્વભૂમિકા રચતાં પૂર્વવૃત્તની યાદ અપાવે છે એવો ઉપન્યાસ કરતાં કહે છે કે :—

त्यागो हि फलस्य न कर्मणः शक्यस्यैवोपदेशात् ॥ १ ॥

**सूत्रार्थ**—**त्यागः** = પરિહાર **फलस्य हि** = ફળનો જ **न** = નહીં કે **कर्मणः** = પ્રાપ્ત કર્તવ્યનો. કેમ? **शक्यस्यैवोपदेशात्** = સંભવિત વસ્તુનો જ ઉપદેશ ઉચિત છે માટે.

**ભાષ્ય**—શક્યનો ઉપદેશ થાય, અશક્યનો નહીં. ફળનું અનુસંધાન ન કરવાનું શક્ય છે, સ્વરૂપે કર્મનો ત્યાગ શક્ય નથી. આથી શ્રેયનો ગરજુ કર્મફળનો ત્યાગ કરે, કર્મનો નહીં.

ભગવાન યદુનન્દને એ જ કહ્યું છે :—

" આશરો ફળનો ત્યાગી, જે કરે કાર્ય કર્મને,
તે સંન્યાસી અને યોગી અગ્નિ કે કર્મશૂન્ય ના ! "

( અ. ૬. શ્લો. ૧ ) ॥ ૧ ॥

પરંતુ ઇચ્છા કરવા માત્રથી ફળનો ત્યાગ શક્ય નથી. ફળનું અનુસંધાન કેવળ સ્વાભાવિક છે અને નૈસર્ગિક છે એટલું જ નહીં પણ તે કર્મ પ્રયોજક છે. ફળનું અનુસંધાન કર્યા વિના કોઈ કર્મમાં વ્યાપૃત થતો નથી. તો ફળ ત્યાગનો ઉપાય શો ? આ પ્રશ્ન થતાં કહે છે :—

त्यागस्य योग्यता योगात् ॥ १ ॥

**सूत्रार्थ** – **त्यागस्य** = કર્મફળના ત્યાગની **योग्यता** = અધિકાર **योगात्** = મનની સમાધિરૂપી યોગથી સંભવે છે.

**ભાષ્ય**—સાચું. ફળના અનુસંધાનનો અભાવ કેવળ અભિલાષાથી ન થાય ફળનો વિચાર સ્વાભાવિકપણે સ્ફુરે છે. તેમાં કોઈ વિઘ્ન નથી. ગીતાનો ઉપદેશ ફળના વિચારનો નિષેધ કરતો નથી. પરંતુ કર્મના આરંભ પહેલાં પૂર્ણ વિચાર અને વિવેકનું વિધાન કરે છે. વિચાર વિનાનું વર્તન વિચાર રમણીય નથી. કારણ તે વિવેકનો વધ કરનારું થાય છે. કર્મયોગ જે કહે છે તે વિચારરમણીય છે. પહેલાં અમુક કર્મનું અમુક ફળ મળશે—એમ બુદ્ધિબળ પહોંચે ત્યાં સુધી વિચારી, પછી યોગમય ચિત્તથી સહૃદય ભાવે ફળના વિચારને છોડીને, વૈજ્ઞાનિક રીતે કર્તવ્ય તરીકે પ્રાપ્ત થએલું સઘળું કર્મ કરવું જોઈએ. યથાર્થપણે કર્મ કરીને પછી તેને વિસરી જવું. કારણ કે કરેલાં કર્મનું ફળ દેશ, કાળ અને નિમિત્તની અપેક્ષા રાખે છે, અને ફલદાતા ભગવાન અંતર્યામીની યોજના પ્રમાણે ફળે જ છે, આથી અવશ્યંભાવિ ફળની પ્રતીક્ષા છોડી બીજી ક્ષણે પ્રાપ્ત થતાં કર્તવ્ય કર્મને કરવામાં દત્તચિત્ત થવું જોઈએ. પ્રતીક્ષા, ઉતાવળ, આપણો હઠાગ્રહ, ચિત્તવિક્ષેપ કે

અતિચિન્તાથી, સર્વભૂતહિતેરત ભગવાન પોતાની યોજના નહીં બદલે. દેશકાલ નિમિત્ત વગેરેનો સંક્ષેપ નહીં કરે. ભગવાનની યોજના ભદ્રતમ–મંગળતમ છે. આથી કરતી વખતે અને પછી પણ, ફળનું અનુસંધાન વિશ્વયોજનામાં નિરર્થક વિક્ષોભ પેદા કરે છે. અને વિશ્વમાં વિક્ષોભ કરનાર શાંતિ મેળવતો નથી. આથી પહેલાં સારી રીતે વિચાર કરી, યથાવિધિ કર્મ કરી, ફળલાલસા છોડી, ઉત્તરોત્તર કર્મમાં પ્રવર્તે અને વળી ફળપ્રાપ્તિથી સ્વરૂપમાં કોઈ વધઘટ થતી નથી એ પણ વિચારવું ઘટે. સૌનો આત્મા હમેશાં કર્મ કે ફળથી અસ્પૃષ્ટ જ છે. આથી અશિષ્ટ માનવને સુલભ એવી, મનની ખંજવાળ જેવી, ફળની આકાંક્ષાને ધીર માનવ જ્ઞાનના બળે સહી લે. યોગથી આ યોગ્યતા આવે છે. તેથી યોગ સાધવો રહ્યો. એમ ભગવાન યોગેશ્વરે—

"કહે સંન્યાસના નામે જેને તે યોગ જાણ તું" (અ. ૬. શ્લો. ૨)

ત્યાંથી માંડી "શ્રેષ્ઠ તે સમબુદ્ધિ જે" (અ. ૬. શ્લો. ૯)—સુધીના સંદર્ભમાં કહ્યું છે. ॥ ૨ ॥

પરંતુ અહીં કયો યોગ અભિપ્રેત છે? કેમ શંકા કરો છો? એનો અર્થ પ્રસિદ્ધ જ છે. ના. પંડિતો પણ યોગશબ્દના અર્થને નિર્ણિત કરવામાં મોહ પામે છે, કલહ કરે છે! કલહ કરતાં તેઓ પોતપોતાનો જ શંખ વગાડે છે. અને બીચારા જિજ્ઞાસુ લોક તેના ભૈરવ નાદથી ડરે છે. ડરને લીધે ઊંધી સમજને લઈને અનર્થ પામે છે. આથી યોગ શબ્દનો અર્થ નક્કી કરવો જોઈએ. તો ઠીક. એવો સ્વીકાર કરતાં કહે છે—

**सर्वेषु योगेषु अनुस्यूतत्वात् सर्वमूलत्वाच्च योगोऽत्र पातञ्जलोक्तः ॥३॥**

**સૂત્રાર્થ—सर्वेषु** = બધાય **योगेषु** = યોગ નામે પ્રખ્યાત જ્ઞાન વગેરે જીવનના નિરીક્ષણ અને વર્તનની નિષ્ઠામાં **अनुस्यूतत्वात्** = ઓતપ્રોત હોઈને **च** = તથા **सर्वमूलत्वात्** = બધા યોગોનું મૂળ–જન્મભૂમિ હોવાથી **अत्र** = અહીં છઠ્ઠા અધ્યાયમાં અને બીજે પણ **योगः** = સમાધાનરૂપી બે પ્રકારનો યોગ **पातंजलोक्तः** = પાતંજલ યોગદર્શનમાં કહેલો તે જ જાણવો.

**ભાષ્ય**—વિદ્વાનોના વાણી વૈચિત્ર્યથી રખે કોઈ અનર્થ પામતું, રખે કોઈ ડરતું. કારણકે વિદ્વાનોને માટે શું અશોભન હોય? પરંતુ વિપ્રતિપત્તિમાં સ્વાનુભવ કે વિવેકને ગુરુ માનવો. ચર્ચામાં જ વિપ્રતિપત્તિ લાગે તે પ્રયોગ દશાએ અદૃશ્ય થઈ જાય છે. આથી સૌએ યથાશક્તિ પ્રયોગવીર બનવું. યોગ અહીં પાતંજલયોગ જાણવો. કારણકે જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ વગેરે સૌમાં પાતંજલ યોગની વ્યાપ્તિ દેખાય છે: તે તેમાં ઓતપ્રોત છે એટલું જ નહીં પણ બધાનું મૂળ પણ

એ જ છે. સમાધિ વિના એકે યોગને તેનું સ્વરૂપ જ પ્રાપ્ત થતું નથી. આથી અહીં અને બીજે બધે જ, ઓતપ્રોત હોઈને, સર્વ યોગોનાં શ્રીગણેશ હોઈને, પાતંજલ યોગ જ લેવો.

એ પ્રમાણ વગેરે વૃત્તિના નિરોધ રૂપ, અભ્યાસ અને વૈરાગ્ય રૂપી ઉપાયથી સાધ્ય, સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત રૂપી ભેદે બે પ્રકારનો, કૈવલ્યરૂપી પ્રયોજનવાળો, પાતંજલયોગ સર્વથા સૌ મતિમાનો માટે અને ગીતાના અર્થના જિજ્ઞાસુઓ માટે આદરણીય છે. કારણ કે ભગવતી ગીતા આ યોગનું જ પરમ મનોહર ફળ છે. અસંપ્રજ્ઞાત સમાધિની સ્થિતિમાં પરમાત્માનાં દર્શન કરનાર મહાભાગ માનવ, તેની અપેક્ષાએ વ્યુત્થાન ગણાતી એવી સમ્પ્રજ્ઞાત દશામાં વર્તતો હોય ત્યારે જીવન-ભર જ્ઞાની કે ભક્ત કે કર્મયોગી એમ કહેવાય છે.

> " ઇચ્છે આરોહ યોગે જે મુનિ, કર્મ નિમિત્ત ત્યાં,
> યોગારૂઢ થતાં તેને લોકસંગ્રહ હેતુ છે ! " ( અ. ૬. શ્લો. ૩ )

ત્યાંથી માંડી " મોક્ષથી અદકી રેતી મુજમાં શાન્તિ, પામતો." ( અ. શ્લો. ) ત્યાં સુધી અને બીજે પણ યોગીજનોના હૃદયમાં વસનારા ભગવાને જે સંક્ષેપમાં કહ્યું છે તે પતંજલિએ યોગદર્શનમાં વિસ્તારથી કહેલું જાણવું–એટલે અહીં વિસ્તાર નહીં કરીએ. ગ્રંથગૌરવના ભયે ઇષ્ટ છતાં અહીં વિસ્તાર કરતા નથી. ધ્યાનપૂર્વક એનું આલોચન અમારી યોગપત્રાવલિમાં જોવું. ॥ ૩ ॥

પરંતુ યોગની વ્યાખ્યા કરવા ઇચ્છનાર ભગવાને આહાર વગેરેની મીમાંસા શા માટે કરી છે ? એ અપ્રસ્તુત લાગે છે. આથી ઉત્તર આપે છે :—

**योगे युक्ततायाः आग्रहः फलसाधकत्वात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—योगे** = યોગાભ્યાસમાં **युक्ततायाः** = આહાર વિહાર વિગેરેની યુક્તતાનો આગ્રહ રાખવામાં આવે છે. શા માટે ? **फलसाधकत्वात्** = દુઃખહાનિ રૂપી યોગફળની પ્રાપ્તિ કરાવનાર હોઈને.

**ભાષ્ય**—બધી કળાઓમાં જીવનકળા શ્રેષ્ઠતમ છે. સરિતાનું જેમ સમુદ્ર તેમ બધી કળાનું જીવનકળા એકાયતન છે. કળા વ્યવસ્થિતિ, સમપ્રમાણતા વગેરેની અપેક્ષા રાખે છે. સમપ્રમાણતા વિનાની, વ્યવસ્થિતિ રહિત કૃતિને કળાનું નામ ન આપી શકાય. આથી કલાકૃતિમાં સમપ્રમાણતા વગેરે ઘટક અવયવ તરીકે અપેક્ષિત છે. જીવન પણ કળા છે. તેથી તે જીવનકળાના પણ આહાર વિહાર, નિદ્રા જાગરણ વગેરે ઘટક અવયવોમાં યુક્તતા હોવી ઘટે. તેના અભાવમાં કળા કદાંથત થાય. યોગમાં યુક્તતાનું દુઃખહાનિ રૂપી ફળ મળે. આથી યુક્તતા માટેનો

આગ્રહ અતિ ઉચિત છે એમ માનવું. સૌ કળામાં નિપુણુ ભગવાનનું તે મુજબનું વચન છે :—

“બહુ વા અતિ જે ઓછું ખાય, જાગે, ઊંઘે વળી;
કદી યોગ નહિ તેને સિદ્ધ આ થાય અર્જુન !
ખાન પાન અને ચેષ્ટા કર્મે જાગૃતિ ઊંઘની—
યોગ્ય માત્રા હશે તેને યોગ આ દુ:ખહારક !”

(અ. ૬. શ્લો. ૧૬-૧૭) ॥ ૪ ॥

ભલે તેમ હોય. યોગાભ્યાસ તરફ ઢળેલું હોય તોય મન જલ્દીથી વશમાં આવતું નથી. ક્વચિત્ સત્ત્વમાં તો ક્વચિત્ રજસ્‌માં તો ક્વચિત્ તમસ્‌માં રમતું, પળવારમાં તો એક વિષયમાંથી બીજા વિષયમાં જતું, નિમિષભરમાં આકાશથી પાતાળમાં અને પાતાળથી આકાશમાં ઝૂલતું મન સ્થિર થતું નથી. વિષાદ જન્માવે છે, અભ્યાસમાં વિરાગ ઉપજાવે છે, ઉત્સાહને મારનાર નિર્વેદને લાવે છે. ભેગી કરેલી મોટી પુણ્ય સંપત્તિને ક્ષણુમાં ધસી નાંખે છે. આથી મનની સમાધિ માટે યોગ એ ઉપાય નથી. આ શંકા થતાં આશ્વાસન આપતાં કહે છે:—

**फलान्तयोगाभ्यासाग्रहः दुःखवियोगकरत्वात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—फलान्त०**= ફળ પર્યન્ત યોગના અભ્યાસનો આગ્રહ રાખવો કેમ ? **दुःख०** = ફળ પર્યન્તનો યોગાભ્યાસ દુ:ખનો વિયોગ કરાવનાર થાય છે માટે.

**ભાષ્ય**—સાચું. મનનું ચરિત અતિ લાડકું છે. સર્વને દમનારું મન, દાન્ત બને જ—જો ફળપર્યન્તના યોગાભ્યાસનો આગ્રહ રાખ્યો હોય તો. મન કાબૂમાં આવતાં દુ:ખનો વિયોગ થાય જ. આથી અટકવું ન જોઈએ. ફળ આવે ત્યાં સુધી અભ્યાસ કરવો. ફળ આગળ કહેવામાં આવશે. આ પ્રમાણે અણુથાક્યાં ચિત્તથી કરાએલો યોગ દુ:ખનો વિયોગ કરનારો નીવડે. આથી યોગનો અભ્યાસ કરવો ઘટે. સંયમી ભગવાને કહ્યું જ છે :—

“અત્યંત શુદ્ધ આ જ્યારે આત્મામાં જ રહે મન;
નિ:સ્પૃહી સર્વ અર્થેમાં, યોગી ત્યારે થતો ખરો !
નિવાતે દીપ ના કંપે જેમ, તે ઉપમા સ્મરી,
વિશુદ્ધચિત્ત યોગીની સાધતા યોગ આત્મનો.
યોગાભ્યાસવતી શુદ્ધ ચિત્ત જે સ્થાનમાં ઠરે,
જોતો આત્મા વડે આત્મા, આત્મામાં તુષ્ટ જ્યાં રહે.
જ્યાં લહે સુખ તે સૂક્ષ્મ સ્વાત્મગમ્ય અનન્ત જે
જ્યાં ઠર્યો એકદા કોદી’ તત્ત્વથી તે નહીં ચળે.

પામી જે અદકો તેથી લાભ બીજો ન માનતો,
ઠર્યો જેમાં ન ભારી કો દુઃખથીય વળી ચળે!
જાણે તે દુઃખસંયોગ-વિયોગ યોગ નામનો,
અખિન્ન ચિત્તથી યોગ સાધે તે દઢતા વડે!”

(અ. ૬. શ્લો. ૧૮–૨૩) ॥ ૫ ॥

પરંતુ અતિપરિશ્રમથી અભ્યસ્ત યોગનું ફળ શું? તો કહે છે :—

**योगपरिपाकात् आत्मदर्शनम् ॥ ६ ॥**

**સૂત્રાર્થ—योगपरिपाकात्** = યોગના પરિપાકથી–યોગ સિદ્ધ થતાં. **आत्मदर्शनम्** = આત્માનો પરમાત્મારૂપે અનુભવ થાય છે.

**ભાષ્ય**—યોગ પરિપક્વ થતાં આત્માનું સુસ્પષ્ટ દર્શન થાય છે. નિર્મળ દર્પણમાં જેમ પ્રતિબિંબ દેખાય તેમ હૃદય વિમલ થતાં આત્મા દેખાય છે. એ સિદ્ધ થએલા યોગનું શ્રેષ્ઠ ફળ છે. આ છે અર્થ. પરમ વિરાગ જેનું કારણ છે એવો અને સંસ્કારશેષ રૂપ અસંપ્રજ્ઞાત યોગ-જેને નિર્બીજ સમાધિ કહે છે– તે જ્યારે સહજ થાય ત્યારે, ફૂલ દૂર થતાં (સ્વચ્છ) મણિની માફક, કુલીન આત્માની સ્વરૂપમાં અવસ્થિતિ થાય છે. ત્યારે ગુણનો અધિકાર અસ્ત પામે છે. કલેશ દગ્ધ બને છે. કર્માશય વંધ્યવીર્ય બને છે. કર્મના વિપાકની ગાંઠ તૂટે છે. સ્વરૂપાવસ્થાનના અનુભવથી સંપન્ન બનેલો જીવ સર્વભૂતોમાં અને આત્મામાં અંતર્યામી રૂપે રહેલા પરમાત્માને સાક્ષાત્ જુવે છે. તેના આનંદને ભોગવતો, સંપ્રજ્ઞાત રૂપી વ્યુત્થાનમાં યથાવકાશ કર્મયોગનું આચરણ કરતો, યાવજ્જીવ રહે છે. તેને હવે કર્મનો ડર નથી. ભીંત પર પડેલા પ્રકાશની માફક તેનું ચિત્ત વાસનાશૂન્ય હોઈને નિરંજન બન્યું હોઈ, સ્વપ્ને પણ ક્યાં યે આસક્ત બનતું નથી. ગંગાનો પ્રવાહ જેમ સમુદ્રમાં તેમ તે પરમાત્મામાં વિલીન થાય છે. પરમાત્મામાં નિમજ્જન અને ઉન્મજ્જન હવે તેને માટે સ્વાધીન છે. એવો કર્મયોગી ભગવતી વસુંધરાનું સૌભાગ્ય તિલક બને છે. યોગવિદ્યા આત્માના બ્રહ્મસ્વરૂપે અનુભવમાં પરિણમે છે. તેથી આત્મદર્શન એ સિદ્ધ થએલા યોગનું પરમ લોભનીય ફળ છે. આનંદ સાગર ભગવાને કહ્યું છે :–

“સર્વભૂતે રહ્યો આત્મા, આત્મામાં સર્વભૂતને;
ભાળે યોગે પ્રસન્નાત્મા, બધે જે સમદર્શન;
સર્વત્ર જે મને ભાળે, ભાળે જે મુજમાં બધું.
પરોક્ષ નવ હું તેને, તે ન મારે પરોક્ષ છે!
ભજે જે એકતા ભાળી, સર્વભૂતે રહ્યા મને;
સર્વથા વર્તતો તોયે તે યોગી મુજમાં વસે!”

(અ. ૬. શ્લો. ૨૯–૩૧) ॥ ૬ ॥

ભલે તેમ હો. સ્વરૂપમાં અવસ્થિતિ એ યોગનો શ્રેષ્ઠ લાભ છે. એ સ્વરૂપે જ આનંદમયી છે. એ નિત્ય–નિરતિશય–નિરૂપાધિક આનંદમય અવસ્થાને છોડી, દુઃખભરેલા આ લોકમાં સંપ્રજ્ઞાત અવસ્થામાં આવવા પણ કોણ ઇચ્છે? હૃદય-હિમાલયમાં પ્રતિષ્ઠિત થએલ, જગતના જ્વાલામુખીમાં પોતાની જાતને નિરર્થક ન તો નાંખવા ઇચ્છે, કે ન તો નાંખે તો પ્રાજ્ઞ ગણાય. તેથી યોગબાદ સંન્યાસ જ જુદા રૂપમાં આવે. અને સ્વાભાવિક હોય તો ભલે સંન્યાસ આવતો. હઠપૂર્વક પ્રતિપાદિત કરાતો, આવવા ન ઇચ્છતો છતાં બળજબરીથી લાવવામાં અણાતો બિચારો કર્મયોગ ભલે ધરભેગો થતો. એવી શંકા થતાં કહે છે:—

**योगस्य प्रान्तभूमित्वात् आत्मौपम्येन वर्तनं श्रेष्ठम् ॥ ७ ॥**

**સૂત્રાર્થ—योगस्य** = સિધ્ધ યોગની **प्रान्तभूमित्वात्** = ચરમસીમા હોઈને આત્મૌપમ્યેન = જાતના દૃષ્ટાન્તે **वर्तनं** = વર્તન–આચરણ **श्रेष्ठम्** = સર્વોત્તમ છે.

**ભાષ્ય**—સિદ્ધ થયેલા યોગની ચરમસીમા આત્મૌપમ્ય વર્તનમાં કૃતકૃત્ય થાય છે. આત્માનંદ પ્રાપ્ત કરનાર કૃપણ ન રહે અને આત્માનો આનંદ સૌની સામાન્ય મિલ્કત છે. આથી આત્માનંદનું વિતરણ જ્ઞાનીનું સદાવ્રત હોય છે. અને એનું વિતરણ હિમાલયની કોઈ ગુફામાં રહી, સમાજપર ઉપકાર કરવાનું છોડી, દુઃખમાં ડૂબેલા લોકનું તર્જન કરવાથી થતું નથી. આત્મદર્શી કોઈની જુગુપ્સા કરતો નથી. આથી સ્વરૂપભૂત જગતમાં રહેતો, સમાજમાં ફરતો, લોકના સુખનો ગુણાકાર કરતો, દુઃખનો વિભાગ કરતો, આત્મૌપમ્યથી સર્વત્ર ચર અને અચરમાં સમદૃષ્ટિ રાખતો, ત્રણ ગુણોથી સ્વતંત્ર છતાં, વેદને પરાધીન ન હોવા છતાં, યોગ્ય વિધિનિષેધનું પાલન કરતો, લોકમર્યાદાનું રક્ષણ કરતો, જીવનભર સુખમાં મગ્ન રહેતો, બીજા આનંદ દરિદ્રીઓને પણ આનંદ સમૃદ્ધ કરતો રહે છે. આથી મંગલમય કર્મયોગી જ શ્રેષ્ઠ છે એ બુદ્ધિશાળીઓથી અણજાણ્યું નથી. સર્વભૂતાત્મભૂતાત્મ-ભાવે વર્તતા ભગવાનનું વચન છે કે :—

"જાત દૃષ્ટાન્તથી ભાળે, સર્વત્ર સરખું, સખે
સુખ વા દુઃખને જે કો, તે યોગી શ્રેષ્ઠ મેં ગણ્યો"

( અ. ૬. શ્લો. ૩૨ ) ॥ ૭ ॥

યોગનું માહાત્મ્ય તો આકર્ષક છે. યોગની આ વાણી ફલશ્રુતિની દૃષ્ટિએ મનોહર છે. પણ યોગની સિદ્ધિ એ બાળલીલા નથી. જોડો ક્યાં ચૂભે છે તે તો પહેનાર જ જાણે. અર્જુનને મુખે પ્રકટ થએલી આ સમસ્ત જગતની વેદનાને પૂર્વપક્ષ કરી સમાધાન આપતાં કહે છે :—

**असाध्यो योगः चांचल्यादिविद्धत्वात् इति**
**चेन्न वैराग्याभ्यासाभ्यां साध्यत्वात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ—असाध्यः** = સાધી ન શકાય **योगः** = સમાધિ જેનું બીજું નામ છે એવો સમવર્તન સ્વરૂપ યોગ છે. કેમ? **चांचल्यादिविद्धत्वात्** = મન ચપળતા –વિદ્ધ હોવાને લીધે. **इति चेत्** = એમ જો કહેતા હો તો **न** = એમ નહીં માનશો. કેમ? **वैराग्या०** = વૈરાગ્ય અને અભ્યાસ એ બે મળીને તે સાધ્ય હોવાથી.

**ભાષ્ય**—સાચું. યોગની સિદ્ધિ અભિલાષ માત્રથી થતી નથી. કારણ કે મન ચંચળ, મથી નાંખે એવું અને દુર્લંઘ છે. પારા જેવાં ચંચલ, મહિષ જેવાં પ્રમથનશીલ, વજ્ર જેવાં દુર્ભેદ્ય મનની સમાધિ જો અભિલાષ માત્રથી થતી હોય તો તો વાયુ પણ મુઠીમાં પકડાત! વશ કરવું દુષ્કર હોઈને યોગ અસાધ્ય છે. પ્રાણી માત્રની આ વેદના છે. છતાં પરાક્રમે પાંગળો રખે થતો. કાલ્પનિક પરાજયથી આત્મવિશ્વાસ ન ગુમાવ. આજે નહીં તો સો વર્ષે પણ મનની સમાધિ સાધ્ય થશે જ. અને ઉપાય પણ છે. ઉપાયનો વિનિયોગ ન કરતાં ચર્ચાથી જ હતસત્ત્વ બને તો મનનો વિજય અને આત્માનો પરાજય સ્વીકારી લેશે. તેથી ખેદ છોડી, ઉત્સાહી બન, ઉપાયનું આચરણ કરવામાં તત્પર બન. ઉપાય છે વૈરાગ્ય અને અભ્યાસ. દીર્ઘકાળ, નિરંતર, સત્કારથી સેવેલા યમનિયમાદિના અભ્યાસથી, વિતૃષ્ણતારૂપી બળવાન અને દૃઢ વૈરાગ્યથી મન જરૂર વશમાં આવશે. તેથી ખેદ ન પામ. આત્મવિશ્વાસથી નિર્ભર બની વિજયપ્રસ્થાન કર. ખિન્ન બનેલા અર્જુનનાં અને ખેદને ન ઓળખતા ભગવાનનાં તદનુસાર વચનો છે:—

"જે આ યોગ કહ્યો આપે, સમદૃષ્ટિ તણો પ્રભો!
એની હું સ્થિતિ ના કલ્પું સ્થિર, ચંચલ છે મન!
મન ચંચલ છે કૃષ્ણ! મથતું, દૃઢ ને બલી,
તેનો નિગ્રહ હું માનું વાયુ પેરે અસંભવી!
નિઃશંક, ચલ છે ચિત્ત, એનો નિગ્રહ દુષ્કર,
તો ય અભ્યાસ વૈરાગ્યે, એનો નિગ્રહ શક્ય છે!"

(અ. ૬. શ્લો. ૩૩–૩૫) ॥ ૮ ॥

પરંતુ આ યોગનો પ્રયોગ અતિરુદ્ર વગેરેના પ્રયોગની માફક અગિઆર દિવસમાં સિદ્ધ થનારો પ્રયોગ નથી. જન્મજન્માન્તરમાં વિસ્તરેલો એ યોગ શ્રદ્ધા, વીર્ય, ઉત્સાહ અને પ્રજ્ઞાને શિથિલ કરી નાંખે. એટલું જ નહીં, યોગ માર્ગે નીકળેલો કદાચ ક્યાંક વચ્ચે જ અટકી પડે. પ્રમાદથી કે આળસથી, શ્રદ્ધાભંગથી કે બળને અભાવે, કે એવા બીજા કોઈ દૃષ્ટ કે અદૃષ્ટ નિમિત્તને લીધે અટકી પડે

અથવા મૃત્યુગ્રસ્ત પણ થાય. એમ થાય તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયેલા બીચારા એની દયનીય પરિસ્થિતિ થાય. આથી ગાઢ અંધકારમાં અફળાવું વિવેક વિનાનું જ સિદ્ધ થશે. સ્વયંવરમાં પસંદ ન થએલા રાજકુમારો જેવી સજ્જનો માટે શોચનીય એની દશા થાય. આથી અનિશ્ચિત ફળવાળા ભયાવહ યોગાભ્યાસથી બસ હો. એવી શંકા થતાં ફરીથી કર્મયોગનું માહાત્મ્ય સંભળાવતા કહે છે—

**कृतस्याविनाशात् सत्त्वाच्च आत्मनः न योगभ्रेषाद् हानिः ॥ ९ ॥**

**સૂત્રાર્થ—कृतस्य** = આચરેલાંનો **अविनाशात्** = લોપ ન થતો હોઈને **च** = તથા **आत्मनः** = સ્વરૂપભૂત હાનોપાદાન રહિત આત્મા **सत्त्वात्** = ત્રણે કાળમાં અબાધિત હોવાને લીધે **योगभ्रेषात्** = યોગમાંથી ચળવાથી **न हानिः** = કોઈ ગેરલાભ થતો નથી.

**ભાષ્ય**—કલ્યાણના માર્ગના પ્રવાસીની કદી દુર્ગતિ થતી નથી. યોગનો માર્ગ કલ્યાણથી પરિપૂર્ણ છે. આથી એ માર્ગે નીકળેલો મરણથી કે બીજી કોઈ કારણે ભ્રષ્ટ થાય તો તેનાથી શ્રેયોહાનિ થતી નથી. કેવી રીતે? કરેલાંનો વિનાશ થતો ન હોવાથી. કરેલું સુકૃત કે દુષ્કૃત મોક્ષ સુધી રહે છે; નાશ પામતું નથી. કરેલાંનો નાશ થતો હોય તો તો અનવસ્થા જન્મે. કરેલું જન્મજન્માંતરમાં આવી ઉભે છે. વાછરડું જેમ ગાયને, તેમ કર્મ કર્તાને શોધીને ફળ રૂપે તેને મળે જ છે. તેથી–આરંભેલાનો વિનાશ ન થતો હોઈને, જન્માન્તરમાં પણ તે મળતું હોઈને કોઈ હાનિ નથી. અને વળી આત્માના સત્પણાને લીધે પણ કરેલું નાશ પામતું નથી. ત્રણે કાળમાં નાશ ન પામનાર આત્મા પોતાનું કરેલું સ્વયં પ્રાપ્ત કરે છે. આથી અડધું કે અપૂર્ણ કરી વચ્ચે જ અટકે તો કોઈ ગેરલાભ નથી. કર્મયોગની મહત્તા જ એ છે કે એમાં આરંભેલા કર્મનો નાશ નથી, પ્રત્યવાય નથી, અને એ ધર્મનું અલ્પ આચરણ પણ મહાન ભયમાંથી ઉગારે છે. શંકા અને સમાધાનના રૂપમાં શિષ્ય અને ગુરુનાં એ અનુસાર વચન છે—

> “ શ્રદ્ધાળુ અલ્પયત્નીનું યોગભ્રષ્ટ થયું મન;
> સિદ્ધિ ના યોગની પામી, કૈ ગતિ કૃષ્ણ! પામતો?
> વિખૂટાં વાદળાં પેરે ભ્રષ્ટ શું બેઉથી થતો?
> વિમૂઢ બ્રહ્મના માર્ગે, મહાબાહો! ન જે ઠર્યો!
> પૂરો સંશય આ કૃષ્ણ! છેદવા આપ યોગ્ય છો!
> બીજો સંશયનો છેત્તા આપનાથી ન સંભવે!”

*　　*　　*　　*

"અહીં કે પરલોકે ના પાર્થ ! તેનો વિનાશ છે !
ન કો કલ્યાણનો કર્તા ! બાપુ ! દુર્ગતિ પામતો ?
પુણ્યશાળી તણાં લોકો પામી, દીર્ઘ વસી; વળી;
શુચિ શ્રીમન્તને ઘેરે યોગથી ભ્રષ્ટ જન્મતો !"
અથવા બુદ્ધિશાળી તે યોગીના જ કુળે થતો !
આવો જે જન્મ છે લોકે તે તો અત્યંત દુર્લભ !"

(અ. ૬. શ્લો. ૩૭-૪૨) ॥૯॥

અને વળી—

**पौर्वदेहिकबुद्धिसंयोगस्य लाभात् पुनरनुसंधानं सुप्तोत्थितवत्** ॥ १० ॥

**સૂત્રાર્થઃ—पौर्वदेहिक०** = પૂર્વદેહમાં થએલો જે બુધ્ધિનો સંયોગ તેના **लाभात्** = બીજા જન્મમાં પ્રાપ્તથી **पुनरनुसंधानम्** = પૂર્વ દેહમાં તૂટેલી યોગસાધનાનું ફરીથી અનુસંધાન થાય છે. **सुप्तोत्थितवत्** = આગલે દિવસે સુતેલા અને બીજે દિવસે ઉઠેલાને જેમ અધૂરાં કર્મનું અનુસંધાન થાય તેમ.

**ભાષ્યઃ**—પૂર્વ જન્મમાં કરેલું ફરીથી આવી મળે છે એટલું જ નહીં, પણ જ્યાંથી બાકી હોય ત્યાંથી આગળ યોગભ્રષ્ટ જીવ પોતાનો વિકાસ શરૂ કરે છે. કારણકે પૂર્વદેહના બુદ્ધિસંયોગનો લાભ જીવાત્માને મળે છે. અને સંસિદ્ધિને માટે તે વધુ યત્નશીલ બને છે. તેથી ભ્રષ્ટ થવા છતાં તે અશોચ્ય છે. અહીં ઊંઘીને ઊઠેલા પુરુષનું ઉદાહરણ છે. જેમ સૂતેલો ઊઠીને ફરીથી આરંભ કરે, તેમ આ પણ મૃત્યુરૂપી નિદ્રાથી બીડાએલી આંખવાળો, પછી બીજા જન્મમાં, નવા દેહમાં ઈશ્વરની યોજના પ્રમાણે આંખ ઉઘડતાં, દર્શન માટે આસિદ્ધિ યત્ન કરે છે. દર્શનસંપન્ન થઈ મુક્ત થાય છે. અનિરૂદ્ધ દૃષ્ટિ વાળા ભગવાને તે કહ્યું જ છેઃ—

"ત્યાં પામે બુદ્ધિસંયોગ, હતો જે પૂર્વજન્મનો,
પછી ત્યાંથી વળી પાછો સિધ્યર્થ યત્ન આચરે;
ન ઈચ્છે તો ય ખેંચાતો પૂર્વાભ્યાસવતી જ તે;
યોગ- જિજ્ઞાસુ એ પાર્થ ! શબ્દબ્રહ્મ વટાવતો
સદા યત્ન કરે છે જે યોગી નિર્મળ-માનસ;
અનેક જન્મમાં સિદ્ધ થતાં પામે પરાગતિ !

(અ. ૬. શ્લો. ૪૩-૪૫) ॥૧૦॥

પરંતુ સર્વ યોગીઓમાં શ્રેષ્ઠ કોણ ? કહે છેઃ—

**स्वरूपावस्थितः श्रेष्ठः अवधिदर्शनात्** ॥ ११ ॥

**સૂત્રાર્થ—स्वरूपावस्थितः** = પરમાત્મામાં સ્થિત બનેલો યોગી **श्रेष्ठः** = સર્વોત્તમ છે. શા માટે ? **अवधिदर्शनात्** = સીમા બતાવી હોઈને.

**ભાષ્ય**—બધા યોગીમાં, સ્વરૂપભૂત વિશ્વરૂપ પરમાત્મામાં રહેલો કર્મયોગી સર્વોત્તમ છે. કારણ કે " पुरुषात् न परं किञ्चित् सा काष्टा सा परा गति :—" પુરુષથી પર કશું નથી. તે અવધિ છે; તે પરાગતિ છે, એવી સીમા શ્રુતિમાં બતાવી છે. પરમાત્મામાં વર્તવું એટલે કર્મયોગ; અને પરમાત્મા વિશ્વરૂપ છે. આથી વિશ્વરૂપે વર્તતા પરમાત્માના સ્વરૂપમાં નિત્યસ્થિત, મન વાણી કર્મથી તેનું જ તર્પણ કરતો કર્મયોગી સૌ યોગીઓમાં શ્રેષ્ઠ છે. યોગી શિરોમણિ ભગવાને એ કહ્યું જ છે :—

" તપસ્વીથી ગણ્યો શ્રેષ્ઠ યોગી, જ્ઞાની થકી વળી,
કર્મીથીએ ગણ્યો શ્રેષ્ઠ ! યોગી તો બન અર્જુન !
સર્વ યોગી મહીં યે જે મારામાં ગત-માનસ—
મને શ્રદ્ધાળુ જે સેવે, તે મારે મન શ્રેષ્ઠ !"

( અ. ૬. શ્લો. ૪૬–૪૭ ) ॥ ૧૧ ॥

॥ इति आत्मसंयमयोगः ॥

## ॥ अथ ज्ञानविज्ञानयोगः ॥

યોગીઓના હૃદયકમલમાં નિવાસ કરનારા ભગવાને આગલા અધ્યાયના અંતમાં ઉપદેશ્યું કે " મને શ્રધ્ધાળુ જે સેવે, તે મારે મન શ્રેષ્ઠ છે !" અને ભજન સ્વરૂપજ્ઞાનની અપેક્ષા રાખે છે. જે જેને જાણતો ન હોય, તેને તેના પર પ્રેમ ન ઉપજે, પ્રેમના અભાવે ભક્તિ ન થાય. આથી ભક્તિપાત્રનું સ્વરૂપજ્ઞાન અનિવાર્ય છે. સ્વરૂપનું જ્ઞાન દુર્લભ છે એમ સૂચવતાં પોતાની અપરિમિત કરુણા બતાવતાં ભગવાને જે કહ્યું તેનો અનુવાદ કરતાં સાતમો અધ્યાય શરૂ કરે છે :—

**दुर्लभतमं तत्त्वज्ञानं सौक्ष्म्यावधेः ॥ १ ॥**

**સૂત્રાર્થ—तत्त्वज्ञानं** = સ્વરૂપનું જ્ઞાન **दुर्लभतमं** = મુશ્કેલીથી પ્રાપ્ત થાય એવું છે. કેમ ? **सौक्ष्म्यावधेः** := સૂક્ષ્મતાની **अवधेः** := સીમા હોઈને.

**ભાષ્ય**—જ્ઞાનપૂર્વક જ ભક્તિ સંભવે. સેવાપ્રધાન ભક્તિ, સેવ્યના જ્ઞાનની અપેક્ષા રાખે છે. જ્ઞાનથી ભક્તિ ઉપજે અને પછી તેને અનુરૂપ મહિમામય વર્તન થાય. આથી ભક્તે ભક્તવ્યનું જ્ઞાન સંપાદિત કરવું જોઈએ. અને આ પ્રકૃત જ્ઞાન અતિ દુર્લભ છે. સ્વરૂપભૂત પરમાત્માનું જ્ઞાન સૌને જલ્દીથી પ્રાપ્ત થતું

-નથી. કારણ કે સ્વરૂપભૂત પરમાત્મામાં સૂક્ષ્મતાની અવધિ છે. સૂક્ષ્મ છે પ્રકૃતિ. સૂક્ષ્મતર છે જીવાત્મા. અને સૂક્ષ્મતમ છે જીવાત્માના સ્વરૂપભૂત, અંતર્યામી તરીકે વર્તતા, સૌના સાક્ષી પરમાત્મા. એવા પરમાત્માનું સ્વરૂપજ્ઞાન સ્થૂલ બુદ્ધિ માટે અપ્રાપ્ય જ છે. સૂક્ષ્મ બુદ્ધિવાળા પંડિતોને પણ સ્વરૂપ જ્ઞાન પડકારે છે તો હમેશાં સ્થૂલતમ પદાર્થોમાં નિષ્ઠાવાળા સાધારણ જનોની તો વાતજ શી? આમ પરમાત્મા સૂક્ષ્મતમ હોઈને દુર્જ્ઞેય છે. અને તેથી જ પ્રાકૃત માનવોને માટે તે દુરારાધ્ય છે. આથી સ્વરૂપ વિજ્ઞાનને સ્પષ્ટ કરતા પરમ કરુણામય ભગવાન સૌના હિતચિન્તક છે એમ જાણવું. એવું એમનું વચન છે :—

> " ચિટકયું મન મારામાં, આશ્રયે મુજ, સાધતો–
> યોગ; તે સુણ નિઃશંક મ્હને પૂરો યથા લહે :
> પૂર્ણ વિજ્ઞાનની સાથે જ્ઞાન આ હું તને કહું,
> અહીં જે જાણતાં બાકી જાણવા યોગ્યના રહે!
> હજારો માનવીઓમાં સિદ્ધયર્થ યત્ન કો કરે,
> મથતાં સિદ્ધમાં યે કો યથાર્થ જાણતો મને.
> (અ. ૭ શ્લો. ૧-૩) ॥ ૧ ॥

ભગવાનના સ્વરૂપનું વિવરણ કરતાં કહે છે :—

**सर्वशक्तिमत्त्वं भगवतः उत्तत्त्यादेः ॥ २ ॥**

**સૂત્રાર્થ—भगवतः** = " ऐश्वर्यस्य समग्रस्य " તદનુસાર ૭ પ્રકારના ઐશ્વર્યથી સમન્વિત પરમપુરુષ પરમાત્માનું **सर्वशक्तिमत्त्वं** = સર્વમાં બળલવાનપણું જાણવું. કેવી રીતે? **उत्तत्त्यादेः** = સર્વ જગતના સર્જનાદિનું કારણ હોવાથી.

**ભાષ્ય**—પ્રકૃતિ પુરુષાત્મક આ જગત કાર્ય છે. કારણ કે કાર્યના ધર્મોનો એમાં અનુભવ થાય છે. અને જેવું કાર્ય તેવું કારણ હોવું જોઈએ. ગુરુતમ–ભવ્ય સરંજામથી ભરપૂર છે કાર્ય. અને આથી એવા તે કારણનું અનુમાન કરાવે છે. અને એવું કારણ સર્વશક્તિમત જ હોવું ઘટે. જેનામાં સ્વાભાવિક સર્વશક્તિમત્તા છે એવા જગદુત્પત્તિસ્થિતિલય રૂપી લીલા કરનાર ભગવાન જ છે. અને અનુમાન શ્રુતિથી ગૌણ છે. શ્રુતિ પણ એમજ કહે છે. " यतो वा इमानि भूतानि जायन्ते "— " જેમાંથી આ ભૂતો નક્કી જન્મે છે." વગેરે શ્રુતિના જ અર્થને અનુસરતો તર્ક શ્રદ્ધેય બને. આથી શ્રુતિ અને અનુમાનથી, ભગવાન કારણ હોઈને, તેનું સર્વ-શક્તિમત્વ સિદ્ધ થાય છે. જે સર્વજ્ઞ, સર્વશક્તિમાન, કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ, સ્વતંત્ર, નિરંકુશ ઐશ્વર્યયુક્ત, અનંત કલ્યાણગુણ પૂર્ણ, નિર્ગુણ–ભગવાન વિચિત્ર આત્મશક્તિથી પ્રકૃતિ અને પુરુષ રૂપે રમતો, પોતાની યોજના પ્રમાણે ક્વચિત્ સ્પષ્ટ, ક્વચિત્ અસ્પષ્ટ, ક્વચિત્ આવિર્ભૂત તો ક્વચિત્ તિરોભૂત, સ્વાત્મમાં જ

સ્વાત્માને વહેંચી દઈ પોતાને માટે, પોતાના વડે જ પોતાને કરે છે અને વિરુદ્ધપણુ કરે છે. તેની આ દુર્જ્ઞેય લીલા કાર્યકારણના ભાવને ઓળંગીને ચાલતી હોઈને વિદ્વાનોનાં મનને પણ મુગ્ધ કરે છે. તેજ મુજબ અનવગાહ્ય મહિમાવાળા, કરુણાના અગ્રેસર, જગદ્ગુરુ ભગવાન દેવકીપુત્ર કહે છે:—

"ભૂમિ આકાશ ને પાણી, અગ્નિ, વાયુ તથા મન,
અહંતા, બુદ્ધિ, આ, મારી અષ્ટધા ભિન્ન પ્રકૃતિ.
કિન્તુ આ અપરા; એથી બીજી પ્રકૃતિ છે પરા,
જીવરૂપ થઈ મારી, ધારે છે આ બધું જગ!
સર્વ ભૂતતણું એ બે જાણ નક્કી જ કારણુ!
હું આખા જગનો પાર્થ! ઉત્પત્તિ–લય કારક!"

( અ. ૭. શ્લો. ૪–૬ ) ॥ ૨ ॥

પરંતુ એ સર્વ સમર્થ ભગવાન વસે છે ક્યાં? વૈકુંઠમાં કે ગોલોકમાં કે બ્રહ્મલોકમાં? એમ જો હોય તો એક સ્થાનમાં રહેતા ભગવાનું ઐશ્વર્ય હણાય! ઉત્તર આપતાં કહે છે :—

**सर्वव्यापित्वं कारणत्वात् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—सर्वव्यापित्वं** = ભગવાન સર્વત્ર ઓતપ્રોત છે એમ જાણવું કેમ? **कारणत्वात्** = અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ હોઈને.

**ભાષ્ય**—વૈકુંઠમાં કે બ્રહ્મલોકમાં કે ગોલોકમાં ભગવાન રહે છે કહી વિડંબના શા માટે કરો છો? જે સર્વવ્યાપી હોય તે એકી વખતે બધે જ રહે. ભગવાન સર્વવ્યાપી છે કારણ કે તે સારાંય સ્થાવરજંગમાત્મક જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. ભગવાન બન્ને પ્રકારનું કારણ છે–ફક્ત બે પ્રકારનું જ નહીં; કારણના જેટલા પ્રકારની કલ્પના થઈ શકે તેટલા બધા પ્રકારે તેનું કારણપણું દૂષિત થતું નથી. કારણ તે સર્વશક્તિમાન છે. આથી અભિન્નનિમિત્તોપાદાન કારણ હોઈને ભગવાન સ્થાવર જંગમ બધાંય, ઉત્પન્ન કે અનુત્પન્ન, ભૂત કે ભાવિ કે વર્તમાન ભૂતમાત્રમાં વસે છે. આથી ભગવાન એકદેશીય નથી સર્વદેશીય છે. સર્વદેશીય જ નહીં, દેશકાળ વગેરેની ગતિ તેમાં ન હોઈને ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે. જગત રૂપે દેખાતા ભગવાન એક અંશ માત્રે પ્રકટ થએલા હોઈને પોતાના ઐશ્વર્યની એ કણિકા માત્ર પણ પૂર્ણ પણે વ્યક્ત કરતા નથી. "अत्यतिष्ठत् दशांगुलम्" "ઓળંગીને દશ આંગળી ઉપર છે, એ શ્રુતિ દ્વારા ભગવાનનું આનન્ત્ય બતાવ્યું છે. ભગવાન સર્વદેશીય છે, તેથી પણ અપરિચ્છિન્ન હોઈને સર્વત્ર વર્તે છે. એની અસ્તિ અનુલ્લંઘનીય છે. ॥ ૩ ॥

પરંતુ એવા સર્વજ્ઞ સર્વશક્તિ સર્વવ્યાપી ભગવાનથી પર કોઇક હશે, કારણ કે કાર્યકારણભાવ તો અનન્ત છે ! ! તો ના–એમ હેતુપૂર્વક સમાધાન દેતાં કહે છે—

**पराभावः अनवस्थाप्रसंगात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—पराभावः** = ભગવાનથી પર ઉત્કૃષ્ટ બીજાનો અભાવ જાણવો કેવી રીતે ? **अनवस्थाप्रसंगात्** = શાસ્ત્રવિરુદ્ધ અનિષ્ટ અનવસ્થા દોષનો પ્રસંગ આવી પડતો હોઇને.

**ભાષ્ય**—કાર્યકારણભાવે પણ ક્યાંક તો અટકવું જ પડે'એ ન અટકે તો કશું જ સિદ્ધ થતું નથી. એટલે વ્યવસ્થા શક્ય હોય તો બુદ્ધિશાળીએ અનવસ્થા દોષનો સ્વીકાર ન કરવો ઘટે અને વ્યવસ્થા શક્ય છે. બધા કાર્યકારણ ભાવની વ્યવસ્થા ભગવાનમાં થઈ શકે છે. આથી તેનાથી પર તેનાં પણ કારણ રૂપ કોઈ છે એવી માન્યતા નિરવલંબ છે. ઇશ્વરના પણ ઇશ્વરની કલ્પના કરીએ તો ઈશિતવ્યના ઐશ્વર્યની હાનિ થતી હોવાથી, જેનું ઈશિતૃત્વ હોય તેનું ઇશ્વરપણું અર્થાત્ સિદ્ધ થાય. આથી તર્કપણ બીજા ઇશ્વરને ન સહતાં, એક જ ઇશ્વરનું સમર્થન કરે છે. આથી ભગવાનથી પર કોઇની કલ્પના કરવી શક્ય નથી. તદ્દનુરૂપ પરમેશ્વરનું વચન પણ છે :—

"મારાથી પર એવું ના કશુંયે છે ધનંજય !
દોરામાં મણકા પેરે આ સીવ્યું મુજમાં બધું !
રસ હું જલમાં પાર્થ ! જ્યોતિ હું સૂર્ય ચંદ્રમાં–
નરે ઉદ્યોગ, ૐકાર વેદમાં, શબ્દ હું નભે !
ભૂમિમાં પુણ્ય હું ગન્ધ, અગ્નિમાં તેજ રૂપ હું,
પ્રાણરૂપ બધાં ભૂતે, તપસ્વીમાં રહું તપ !
સર્વભૂતો તણું જાણ મને બીજ સનાતન,
બુદ્ધિમાન તણી બુધ્ધિ તેજીનું તેજ હું પ્રિય !
બલ હું બલવાનોનું કામરાગ સિવાયનું,
ભૂતોમાં કામ હું પાર્થ ! ધર્મથી ન વિરુદ્ધ જે"

(અ. ૭. શ્લો. ૭–૧૧) ॥ ૪ ॥

ભજવા યોગ્ય પરમાત્માનું બીજું ઐશ્વર્ય બતાવતા કહે છેઃ—

**निराधारोऽपि सर्वाधारः अधिष्ठानत्वात् ॥ १५ ॥**

**સૂત્રાર્થ—निराधारोऽपि** = પોતે બીજા આધારરહિત હોવા છતાં પણ પૂર્ણ હોઇને **सर्वाधारः** = આત્મભૂત પ્રકૃતિપુરુષરૂપી સર્વ પદાર્થોનો આધાર–અવલંબન ભગવાન છે. કેવી રીતે ? **अधिष्ठानत्वात्** = આશ્રય હોવાને લીધે.

ભાષ્ય—સ્વમહિમામાં પ્રતિષ્ઠિત ભગવાને બીજો આધાર વિનાનો છે. સ્વયં પૂર્ણ પરમાત્માનો બીજો આધાર ન હોઇ શકે; નહીં તો તેની નિરીશ્વરતાનો પ્રસંગ ઉપસ્થિત થાય. આથી સ્વમહિમામાં પ્રતિષ્ઠિત ભગવાન સર્વાધાર છે, અધિષ્ઠાન હોઇને એ આધાર છે. આ વિશ્વને ધારણ કરનારું ફલક તો ભગવાન છે. ભગવાનને આધારે સૃષ્ટિ છે. સચ્ચિદાનંદાત્મક ભગવાન અવલંબન હોઈને સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થયેલી તેનું ધારણ થાય છે. ધારિત થએલી તેમાં રહે છે. અને રહેલી એવી તે તેમાંજ લીન થાય છે.

આથી સર્વના પૃષ્ઠરૂપે રહેલ ભગવાન જાતે નિરાધાર, આત્મામાં જ આત્માનું સ્થાપન કરતા હોઈને અનન્ત વિસ્મય જન્માવે છે. સર્વવિસ્મયના નિધિસ્વરૂપ તેમનું વચન છેઃ—

"ભાવો સાત્ત્વિક, નક્કી જે હોય રાજસ, તામસ,
મારાથી જ થયા જાણ, મુજમાં તે, ન હું તહીં." ॥ ૫ ॥
(અ. ૭. શ્લો. ૧૨)

પરંતુ એવા સ્વમહિમામાં પ્રતિષ્ઠિત ભગવાન ક્યાંય દેખાતા નથી ! હોય તો તો પ્રમાણથી જણાવા જોઈએ. પણ જણાતા નથી તો તેનું હોવાપણું કેવી રીતે જાણીએ. ઉત્તર આપે છેઃ—

**अप्रमेयः प्रमाणानां तत्र प्रवृत्तेः ॥ ६ ॥**

**સૂત્રાર્થ—अप्रमेयः** = પ્રમાણો દ્વારા ભગવાનને માપવા અશક્ય છે. કેમ ? **तत्र** = ભગવાનના સ્વરૂપમાં **प्रमाणानां** = પ્રત્યક્ષ વગેરે પ્રમાણોની **अप्रवृत्तेः** = અયોગ્ય હોઈને પ્રવૃત્તિ થતી નથી માટે.

**ભાષ્ય**—" तदेतत् अप्रमेयः ध्रुवः " તે આ ધ્રુવ તત્ત્વ અપ્રમેય છે. વગેરે શ્રુતિ પ્રમાણથી ભગવાન અપ્રમેય છે. ભગવાનના સ્વરૂપ નિર્ણયમાં પ્રમાણો પ્રવર્તતાં નથી. પરંતુ પ્રમાણથી પકડાતો જ હોય એવો ભગવાન હોવો જ ઘટે. હોય તે તો પ્રમાણથી પકડાય ! ના. બધા પદાર્થ પ્રમાણોથી પકડાતા નથી. પ્રમાણની પણ મર્યાદા હોય છે. અયોગ્ય હોઈને ન પ્રવર્તતાં પ્રમાણો ભગવાનને જાણવા સમર્થ નથી. નહીં કે ભગવાનના અભાવને લીધે. ભગવાનથી પ્રમાણિત હોઈને પ્રમાણોને સ્વરૂપ લાધે છે. આથી પોતાનામાં વૃત્તિનો વિરોધ થતો હોઈને પ્રમાણોનો, પણ આત્મા હોઈને, ભગવાન પ્રમાણ ગોચર નથી. પ્રમાણને પણ પ્રમાણિત કરનાર ભગવાન અપ્રમેય જ છે. આથી ભગવાન હોવા છતાં પ્રમાણોનો તે પ્રતિકાર કરે છે.

પણ આ સૂત્ર અસંગત છે. અહીં પ્રતિપાદિત કરેલો અર્થ પહેલા નક્કી થઈ ચૂક્યો છે અને પુનરાવૃત્તિનો પ્રસંગ ન હોઈને, આ સૂત્ર અવસરમંડિત નથી.

એકાએક એ કેમ પ્રવૃત્ત થયું? એમ જો શંકા થતી હોય તો—ના. શરીર-ઈંદ્રિય-વિષય રૂપે પરિણમેલા ગુણમય ભાવોથી આખું જગત મોહિત થએલું હોઈને, એનાથી પર રહીને વર્તતા ભગવાનના તત્ત્વજ્ઞાનનો અભાવ હોય છે.

પ્રમાણ પ્રમેયનો સમગ્ર વ્યવહાર ગુણો પર્યન્ત જ હોય છે. સર્વથી પર નિર્ગુણ ભગવાનમાં, ગુણની કરેલી પ્રમાણ વગેરે ભાવની પ્રવૃત્તિ ન હોવાથી રખે કોઈ એનાં અસત્વની શંકા કરતું. તેથી ભગવાનના અપ્રમેયપણાનું પ્રતિપાદન ઉચિત છે. ભગવાન અપ્રેમય હોવા છતાં તેના સત્ત્વને જાણનાર ગુણથી પર થાય, અજ્ઞાની નહીં. માટે વિના પ્રસંગે જ આ પ્રકરણ શરુ થયું છે એમ કહેવું યોગ્ય નથી. ॥ ૬ ॥

પરંતુ ભગવત્ તત્ત્વ હોવા છતાં એનો અવબોધ કેમ નથી થતો? કહે છે:—

**तत्त्वानवबोधः मायायाः आवरकत्वात्** ॥ ७ ॥

**સૂત્રાર્થ—तत्त्व** = તત્ત્વનો—ભગવાનનો સ્વરૂપનો **अनवबोधः** = અપ્રતિતિ થાય છે. કેમ? **मायायाः आवरकत्वात्** = દેહ – ઇન્દ્રિય તથા વિષય વગેરે રૂપે પરિમણેલી ત્રિગુણમયી પ્રકૃતિ જ્ઞાનનું આવરણ કરવાના સ્વભાવવાળી હોવાથી!

**ભાષ્ય**—ભગવદ્ તત્ત્વ હોવા છતાં તેનું જ્ઞાન માયાના આવરણને લીધે લીધે થતું નથી. એમ જાણવું અને એ માયા ભગવાનની અચિન્ત્ય પ્રભાવવાળી કોઈક વિચિત્ર શક્તિ છે. એ કોઈક સર્જેલા પ્રાણીઓના ધર્મની અપેક્ષાએ, તેની યોજના મુજબ વર્તતા દેહ ઇન્દ્રિય વગેરે રૂપે પરિણામ પામેલી હોઈને, આત્માના દર્શનને આવરીને, બધા પ્રાણીઓને વિમોહિત કરે છે. જ્ઞાનને આવરીને વર્તતી આ શક્તિ સૌને સામાન્યપણે સવિશેષ અન્ધ કરે છે. આથી માયાથી ઢંકાયેલી આંખવાળો લોક, ભગવતત્ત્વને તે સ્પષ્ટ અને અનાવૃત હોવા છતાં, જોતો નથી. ન જાણતો હોઈને તે ભગવાનને ભજતો નથી. ન ભજતો હોઈને એક દેહમાંથી બીજામાં પ્રવ્રજ્યા કરે છે. અને સંસારને પામે છે. આથી માયાને લઈને તેમનો જ્ઞાન પ્રકાશ હણાઈ ગયેલો હોઇને તે ભગવાનને જાણતો નથી. માયાપતિ ભગવાને એ જ કહ્યું છે કેઃ—

"ગુણત્રય ભર્યાં કાર્યે, વિશ્વ આ સઘળું સખે!—
મૂઢ, ના જાણતું એથી પર અવ્યય તે મને."

(અ. ૭. શ્લો. ૧૩) ॥ ૭ ॥

તો એ ભગવાનની ગુણમયી માયાને તરવી શી રીતે? કહે છે:—

**मायासंतरणं प्रपत्तेः** ॥ ८ ॥

**સૂત્રાર્થ—मायासंतरणं** = માયાને સામે પાર ગમન **प्रपत्तः** = શરણાગતિ દ્વારા સુખેથી થઈ શકે.

**ભાષ્ય**—ભગવાનની વિચિત્ર માયાને તરવાનો ઉપાય ભગવાનની પ્રપત્તિ જ છે. અને પ્રપત્તિ એટલે શ્રદ્ધાભક્તિના પ્રકર્ષપૂર્વક શરણાગતિ. સર્વભાવે ભગવાનને શરણે જવું એ માયાને સુખેથી તરવાનો ઉપાય છે. એ પ્રપત્તિને છોડી બીજો કોઈ સહેલો ઉપાય નથી. પ્રપત્તિથી પ્રસન્ન થએલા ભગવાને પસંદ કરેલો જીવ જ, માયાને ઓળંગી શકે, નહીં કે કોઈપિણ કેટલાય પણ કેવળ આત્મપ્રયત્નથી. ભગવાનની અનુકંપાથી અનુકંપિત પુરુષાર્થ જ સફળતા પામે. શ્રુતિ પણ એમ જ કહે છે. " यमेव एष वृणुते तेनैव लभ्यः तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् "— "જેને તે પસંદ કરે તેજ તેને મેળવે. તેની સમક્ષજ તે સ્વરૂપનું વિવરણ કરે છે." ભગવાનની પસંદગી પ્રપત્તિની અપેક્ષા રાખે છે. તેથી પ્રપત્તિ માયાને તરવાનો ઉપાય છે. કરુણાસાગર ભગવાને કહ્યું છે કે :—

" દૈવી ગુણમયી માયા મારી આ છે જ દુસ્તર;
મારે જ શરણે જેઓ, માયા તેઓ જતા તરી."

( અ. ૭. શ્લો. ૧૪ )

પરંતુ એ પ્રપત્તિ એટલે શું ? પોતાની પ્રપત્તિનું શાસન કરતા ભગવાન તો સત્તાલોલુપ લાગે છે. અને વિષમ અને નિર્દય પણ ભાસે છે. આ શંકાનું સમાધાન દેતાં કહે છે—

**प्रपत्तिः ईश्वराज्ञापालनम् ॥ ९ ॥**

**સૂત્રાર્થ—प्रपत्तिः** = શ્રદ્ધાભક્તિના પ્રકર્ષથી ભગવાનને શરણે જવું એટલે **ईश्वराज्ञापालनं** = ઈશ્વરની–ભગવાનની જે આજ્ઞા તેનું યથાશક્તિ સહૃદય પાલન કરવું એમ સમજવું.

**ભાષ્ય**— પ્રપત્તિમાં ઈશ્વરની સત્તાલોલુપતા, નિર્દયતા કે વિષમતા ન વાંચવી. ઘટે આપાતકઠોર અને અમધુર હોવા છતાં, સત્યનું પ્રતિપાદન કલ્યાણકર છે. પ્રપત્તિનું વિધાન કરતા ભગવાન સત્યનું જ પ્રતિપાદન કરે છે. કારણ કે ભગવાન સત્યસ્વરૂપ હોઈને અસત્યને સહન કરતા નથી. ઈશ્વરની આજ્ઞાનું પાલન એ જ માયાને તરવાનો ઉપાય છે. સાચું. એજ મુખ્ય ભક્તિ છે. અને એ સત્ય અનિચ્છાએ પણ સ્વીકારવું જ રહ્યું. કારણકે " सत्यमेव जयते नानृतम् " સત્યનો જ જય થાય છે, અસત્યનો નહીં એમ શ્રુતિ કહે છે. ઈશ્વરની આજ્ઞાનું પાલન એટલે યમનિયમ વગેરેનું અનુષ્ઠાન. તેના અનુસરણથી સત્ત્વની શુદ્ધિ સંપાદિત કરી, પ્રસન્ન થએલા ઈશ્વરની કૃપાથી બળ મેળવી, જીવ સુખેથી દુસ્તર માયાને તરે છે

અને બીજાને પણ તારે છે. આથી ઈશ્વરાજ્ઞાના પાલન રૂપી પ્રપત્તિને મેળવી તેની અનુકંપાથી માયાને તરી જાય છે. તારણમાં કુશળ ભગવાનનું એવું વચન છે કે

"મારે જ શરણે જેઓ, માયા તેઓ જતા તરી."

(અ. ૭. શ્લો. ૧૪)

પરંતુ ઈશ્વરની આજ્ઞાના પાલન માટે સૌના હૃદયની વૃત્તિ કેમ નથી હોતી? ઈચ્છા હોવા છતાં ઘણાં તેના અનુસરણમાં શિથિલ જોવામાં આવે છે અને ઈચ્છા ન હોવા છતાં તેના ભંગમાંજ કટિબદ્ધ થએલા દેખાય છે! કહે છેઃ—

**अप्रपत्तिः मौढ्यात् ॥ १० ॥**

**સૂત્રાર્થ—अप्रपत्तिः** = ઈશ્વરની આજ્ઞાના પાલનમાં શિથિલતા **मौढ्यात्** = વિવેકના અભાવને લીધે થાય છેઃ—

**ભાષ્ય**—સાચું. ઘણાંય ઈશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરતાં જ દેખાય છે. પણ તેનાથી સિદ્ધાન્તની હાનિ થતી નથી. માયાથી જેનું જ્ઞાન ન ઢંકાયું હોય એવા કોઈ વિરલ જ સુકૃતિ નરશ્રેષ્ઠ દૈવી પ્રકૃતિનો આશ્રય લઈ પરમેશ્વરની આજ્ઞાનું પાલન કરે છે. બીજા તો દેહાત્મજ્ઞાન રૂપી મૂઢતાને લીધે, વિવેકવિનાનાં કોઈ આત્મહિત ન જોતાં, આપાત રમણીય પદાર્થનું સેવન કરતાં, સ્વચ્છંદી આચારમાં રમતા, ઈશ્વરને ભૂલે છે, સંસારને જ યાદ કરે છે તે તો દયા ખાવા જેવા છે! ॥ ૧૦ ॥

પણ બધા જ ઈશ્વર આજ્ઞાનો ત્યાગ કરતા નથી. ઈશ્વરાજ્ઞાનું અનુસરણ કરનારા પણ પૂજ્ય સજ્જનો છે. તેમનામાં આ શરણાગતિ કેવી રીતે આવે છે? કહે છેઃ—

**प्रबोधात् प्रपत्तिः ॥ ११ ॥**

**સૂત્રાર્થ—प्रबोधात्** = અવિપ્લવ વિવેકથી **प्रपत्तिः** = શરણાગતિ આવે છે.

**ભાષ્ય**—સાચું જગત ફક્ત રાવણોથી જ ભરેલું નથી. રામ પણ દેખાય છે. અને તે રામ, પ્રબોધના પ્રભાવને લઈને ઈશ્વરાજ્ઞાનું પાલન કરે છે. અને પાલન કરતો તે પુણ્યથી ખરીદેલી ઈશ્વરની સહાય વડે માયાને તરે છે. ટૂંકમાં પ્રબોધ શરણાગતિનું કારણ છે. ॥ ૧૧ ॥

પરંતુ શરણે ગએલા શરણાગત ભક્તોમાં પણ કોઈ વિશેષતા હોય છે ખરી? સુકૃતિપણું તો સૌમાં સમાન જ છે. એટલે તેઓમાં જે અસામાન્ય ભેદને ઉત્પન્ન કરનારું હોય તે કહેવું ઘટે. કહે છેઃ—

**चतुर्विधो भक्तः आर्तादिभेदात् ॥ १२ ॥**

**સૂત્રાર્થ—चतुर्विधः** = ચાર પ્રકારના **भक्तः** = ભગવાનના ભક્ત હોય છે. કેવી રીતે? **आर्तादिभेदात्** = આર્ત, જિજ્ઞાસુ વગેરે ભેદને લીધે.

**ભાષ્ય**—જે દુષ્કૃતિ હોય છે તેમને તો ભક્તિ જ થતી નથી. આથી જે સુકૃતિ છે તેમનો જ ભક્તિમાં અધિકાર છે. સત્કર્મી હોઈને તેઓ શુદ્ધ હોય છે. અને શુદ્ધ હોઈને ભક્તિભાવને પ્રકટ કરવા માટે યોગ્ય હોય છે. તેઓમાં ચાર ભેદ હોય છે કેટલાક દુઃખગ્રસ્ત હોઈને ભગવાનને શરણે જાય છે. બીજા જ્ઞાનની ઇચ્છાવાળા હોઈને શરણે જાય છે. વળી બીજા અર્થના ગરજુ હોઈને ભગવાનના ચરણ કમલને શરણે જાય છે. તો બીજા જ્ઞાની હોઈને ભગવાનનું અવલંબન સ્વીકારે છે. આ બધા જ ઉદાર છે. કારણ કે તેઓ ભગવાનના માર્ગના યાત્રી છે. ભક્ત પરાયણ ભગવાન એ જ કહે છે :—

" પુણ્યશાળી જનો સેવે, મને તે ચાર જાતના;
આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી,ને જ્ઞાની, ભરતર્ષભ ! "

( અ. ૭. શ્લો. ૧૬ )

તો એ ચાર પ્રકારના ભક્તોમાં શ્રેષ્ઠ કોણ ? વિશિષ્ટતા જાણવાથી તેનું અનુકરણ સરળ બને. તો કહે છે :—

**तत्र ज्ञानिनः श्रेष्ठत्वं भगवदात्मत्वात् ॥ १३ ॥**

**સૂત્રાર્થ**—**तत्र** = તે ચાર પ્રકારના આર્ત વગેરે ભગવદ્ ભક્તોમાં **ज्ञानिनः** = બ્રહ્માત્મજ્ઞાની ભક્તની **श्रेष्ठत्वं** = વિશિષ્ટતા છે. કેમ ? **भगवदात्मत्वात्** = ભગવાનના સ્વરૂપભૂત હોઈને.

**ભાષ્ય**—એ ભક્તોમાં જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે. કારણ કે તે નિત્યયુક્ત, એકભક્તિ અને ભગવત્પ્રિય છે. બીજા એવા નથી. દાખલા તરીકે–આર્તભક્ત તેનું દુઃખ પૂરું થતાં ભગવાનને ભૂલી જાય. અને ફરી દુઃખગ્રસ્ત બને ત્યારે બીજા કોઈને શરણે જાય. જિજ્ઞાસુ પણ છેવટનું જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જ તૃપ્ત થઈને વચ્ચે જ અટકી પડે અને અર્થના ગરજુને તો લાજ જ નથી હોતી. તેનો અર્થ જે સારે તેનો તે તો ભક્ત થઈ જાય! આથી એ ત્રણમાં નિત્યયુક્તતા, એકભક્તિપણું ને ભગવત્ પ્રીતિ નથી. પણ જ્ઞાની તો ભગવાનને ભજનીય સમજતો હોઈને હમેશાં તેને ભજે છે. એની ભક્તિ કાદાચિત્ક નથી. સતી જેમ પતિને તેમ તે એકભક્તિથી ભગવાનને ભજે છે. તેના ભાવનો વ્યભિચાર નથી. અને વળી તત્ત્વજ્ઞાનને લીધે ભગવાન તેને પ્રિયછે. તે ભગવાને જ પ્રેમના વિષય તરીકે જાણે છે. આથી ભગવાનને છોડી તેના પ્રેમની ધારા બીજે ક્યાંક જતી જ નથી. " तदेतत् प्रेयः पुत्रात् प्रेयो वित्तात् प्रेयोऽन्यस्मात् सर्वस्मात् अन्तरतरं यदयमात्मा " = તે આ અન્તર આત્મા પુત્રથી, વિત્તથી-અરે બીજાં બધાંયથી વધારે વ્હાલો છે. એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે તે પરમપ્રેમપાત્ર ભગવાનને

જ ભજે છે. આથી એકભક્ત, નિત્યયુક્ત, આત્મપ્રિય, ભગવાનને નિરંતર ભજનાર એવો તે સર્વશ્રેષ્ઠ છે. પ્રેમયોગી ભગવાનનું વચન છે કેઃ—

" તેમાં જ્ઞાની સદાયોગી, અદકો એક ભક્તિ જે;
જ્ઞાનીને પ્રિય હું નક્કી અત્યંત, તે મને પ્રિય !"

( અ. ૭. શ્લો. ૧૭ )

પરંતુ આવો જ્ઞાની ભક્ત તો મળવો મુશ્કેલ ! કેમ ? ઉત્તર આપે છે :—

**तादृशस्य दुर्लभत्वं साधनायाः दुष्करत्वात्**
**तदृते च ज्ञाननिष्ठायाः अलाभात् ॥ १४ ॥**

**सूत्रार्थ—तादृशस्य** = એવા જ્ઞાની ભક્તની **दुर्लभत्वं** = દુર્લભતા છે. **साधनायाः** = જ્ઞાન માટેની સાધનાનું આચરણ **दुष्करत्वात्** = સહેલું ન હોવાથી **च** = અને **तदृते** = તે સાધના વિના **ज्ञाननिष्ठायाः** = જ્ઞાનમાં અવિચલ સ્થિતિ રૂપી નિષ્ઠા **अलाभात्** = અપ્રાપ્ય હોવાથી.

**ભાષ્ય**—જેમ પર્વતે પર્વતે માણેક નથી હોતા, હાથીએ હાથીએ મોતી નથી મળતાં, વન વનમાં જેમ ચંદન સુલભ નથી તેમ વ્યક્તિ વ્યક્તિએ એવા ભક્ત સુલભ નથી હોતા. જ્ઞાનપૂર્વકની અવ્યભિચારિણી ભક્તિ મનુષ્યોમાંથી વિરલમાં જ જોવામાં આવતી હોઈને, તેનું દુર્લભપણું સાધના દુષ્કર હોવાને કારણે જાણવું. સાધનાની કઠોરતા માણસને શિથિલ કરે છે. સાધના પરિપક્વ ન થઈ હોય તો એના ફ્લ લાભનો પણ સંભવ નથી. આથી સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરનારો ભક્ત કરોડો લોકોમાં દુર્લભ જ હોય છે. આથી સર્વસાધનસિદ્ધ ભગવાનનું વચન છે કે :—

" અનેક જન્મને અંતે જ્ઞાની લે શરણું મુજ—
વાસુદેવ બધું એમ, મહાત્મા તે સુદુર્લભ !"

( અ. ૭. શ્લો. ૧૯ )

અલ્પાત્મા સુલભ છે મહાત્મા નહીં. ટૂંકમાં જ્ઞાનની સાધના પર નિર્ભર રહેવામાં મહાત્માની મોટપ છે. ॥ ૧૪ ॥

પરંતુ પરમાત્માને છોડી બીજા દેવતાઓને ભજનારા અને તેમની પાસેથી ફળ મેળવનારા હજારો જોવામાં આવે છે અને રાજા-અનુચર ન્યાયે=રાજા કરતાં એના સેવકને ખુશ કરવો સહેલો છે. એ ન્યાયે ભગવાન સિવાયના દેવતાનું ભજન જ સહેલું છે. તો ભગવાનના ભજનથી બસ. આ શંકા થતાં કહે છે :—

**सर्वकर्मफलदातृत्वं सर्वज्ञत्वात् ॥ १५ ॥**

**સૂત્રાર્થ—सर्वकर्मफलदातृत्वं** = બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધીના તમામ પ્રાણીઓનાં સમગ્ર કર્મના દાતા ભગવાન જ છે, બીજા દેવતાઓ નહીં. કેમ ? **सर्वज्ञत्वात्** = ભગવાન સર્વજ્ઞ છે માટે !

**ભાષ્ય**—જે સર્વજ્ઞ હોય તે જ ફલની વહેંચણીનો અધિકારી બને. અને કેવળ એક ભગવાન જ સર્વજ્ઞ છે. બીજા દેવતાઓ અને મહર્ષિઓ તો ભગવાનના અનુગ્રહ-પાત્ર થઈને સાપેક્ષ સર્વજ્ઞતાવાળા હોય છે. ભગવાન કરતાં એમનું જ્ઞાન વધારે હોઈ શકતું નથી. ભગવાનનો અનુગ્રહથી તેમનું સાપેક્ષ સર્વજ્ઞત્વ હોય છે. આથી એમનું સર્વતંત્ર સ્વતંત્ર, નિરપેક્ષ, સર્વજ્ઞત્વ હોતું નથી. આથી દેવો, મહર્ષિઓ કે યોગીઓ ફલદાન કરતા જણાય છે છતાં વસ્તુતઃ તે ફલદાન કરતા નથી. રાજાના મંત્રીઓ રાજાનું કામ કરતા દેખાય, તેથી કંઈ તે રાજાની આજ્ઞાને છોડીને વર્તતા નથી હોતા. ઈશ્વરે અધિકાર આપ્યો હોઈને દેવો કે બીજા, કોઈ જીવને ફલપ્રદાન કરતા હોય છે. પણ તે ઈશ્વરની આજ્ઞા પ્રમાણે જ તેમ કરે છે. આથી બીજાનું પૂજન અને તેમના દ્વારા ફળપ્રાપ્તિ પણ, સર્વજ્ઞ સર્વતંત્ર સ્વતંત્ર ભગવાનનાં છે. આમ ફળનો ભેદ થતો હોવાથી અને ફલદાનમાં દેવાનું ઈશ્વર જ નિયમન કરતા હોઈને ઈશ્વરનું જ ભજન સહેલું છે, બીજા દેવોનું નહીં. પ્રસન્ન થએલ ઈન્દ્ર ઈન્દ્રપણાથી અધિક આપવા માટે અસમર્થ છે. પણ પરમેશ્વર પ્રસન્ન થાય તો બ્રહ્માણ્ડનું પણ સ્વામિત્વ આપે ! તેને કોણ રોકે ? આથી પૂજાનો યત્ન સમાન હોવા છતાં ફલભેદ થતો હોઈને ઈશ્વરની જ પૂજા કરવી ઘટે. આથી ઈશ્વરને છોડી બીજાનો આધાર લેનારા મોહનો મહિમા જ પ્રકટ કરે છે ભલે કરે. તેથી સિદ્ધાન્તની હાનિ નથી. દેવવત્સલ ભગવાનનું વચન છે કે :—

> " તે તે ઇચ્છા વડે મૂઢ ભજે છે અન્ય દેવતા;
> પાળતા નિયમો તે તે, બંધાયા સ્વસ્વભાવના !
> પૂજવા ઇચ્છતો ભક્ત શ્રદ્ધાથી દેવમૂર્તિ જે;
> શ્રદ્ધા અચલ હું તેની તે જ તેવી બનાવતો !
> તે તે શ્રદ્ધા વડે યુક્ત તેનું તોષણ તો કરી;
> તેની પાસે થકી પામે કામો મારા જ જે કલ્યા !
> વિનાશી ફળ તે અલ્પમતિનું કિન્તુ તે થતું;
> દેવપૂજક દેવોને પામે મદ્‌ભક્ત તો મને ! ".

(અ. ૭. શ્લો. ૨૦-૨૩) ॥ ૧૫ ॥

પરંતુ ભગવાનને છોડી બીજા દેવતાઓને પૂજવાનો આ વ્યાપક મોહ શા માટે થાય છે ? કહે છે :—

**सर्वसंमोहः द्वंद्वात् ॥ १६ ॥**

**સૂત્રાર્થ—सर्वसंमोहः** = વિદ્વાન કે અવિદ્વાન સૌ જીવોને આ **संमोहः** = મૂઢતા **द्वंद्वात्** = ઇચ્છા દ્વેષથી ઉત્પન્ન થએલા દ્વંદ્વને લીધે થાય છે એમ જાણવું.

**ભાષ્ય**—આ વ્યાપક મોહ ઇચ્છા અને દ્વેષમાંથી જન્મેલા દ્વંદ્વને લીધે થાય છે. આ સંસારમાં મોટે ભાગે પ્રાણીઓ રાગદ્વેષથી અભિભૂત થઈને જ વર્તે છે. મારા રાગને અનુકૂળ અને દ્વેષને પ્રતિકૂળ થાઓ એવા તીવ્ર અભિનિવેશથી વર્તતાં પ્રાણીઓ રાતદિન તેમાં જ આસક્ત હોઈને, અડધી ક્ષણનો પણ અવકાશ ન મેળવતા હોઈને, તત્ત્વનું ચિન્તન કરતાં નથી. તેથી હમેશાં મોહના આક્રમણને લીધે ભગવાન તરફ વળતા નથી. અને ભગવાનથી વિમુખ તેઓ તેને જાણે શી રીતે, ભજે શી રીતે અને મોહને તરે શી રીતે? આથી દ્વંદ્વમાંથી ઉપત્ન્ન થએલ મોહ સૌ પ્રાણીઓને કદર્થિત કરે છે. મોહનો વિલાસ જાણનાર ભગવાનનું એ પ્રમાણે વચન છે:—

> "રાગદ્વેષ થકી જન્મ્યાં દ્વંદ્વના મોહથી સખે!
> ગાઢ મોહ બધા પાર્થ! પામે છે જીવ, સૃષ્ટિમાં!" (અ. ૭. શ્લો. ૨૭)

પણ જો બધા જ ભગવાનને ન જાણે તો ભક્તિશાસ્ત્ર વ્યર્થ જાય!—કારણ કે અધિકારી જ ન હોય-એવી શંકાને બહાને અધ્યાયનો ઉપસંહાર કરતાં સમાધાન કરે છે:—

**भजनान् मोक्षः ॥ १७ ॥**

**સૂત્રાર્થ—भजनान्** = ભગવાનના ભજનથી **मोक्षः** = મુક્તિ થાય છે.

**ભાષ્ય**—જગતમાં ફક્ત મૂઢો જ નથી. એટલે સર્વ શબ્દનો અર્થ અહીં સંકુચિત કરેલો જાણવો. સર્વ શબ્દથી મોટે ભાગે બધા પ્રાણીઓ એવો અર્થ લેવાય. જાણવા યોગ્ય વસ્તુના જાણકાર પણ જગતમાં જોવામાં આવે છે. આથી જે સત્કર્મીઓનું પાપ પૂરું થયું હોય અને જે દ્વંદ્વના આક્રમણથી મુક્ત થયા હોય તે દૃઢવતી થઈને ભગવાનને ભજે છે. ભજતા હોઈને મુક્ત થાય છે. જ્ઞાનને અધીન છે મુક્તિ. પરિવારસહિત બ્રહ્મના જ્ઞાનથી તે મુક્ત થાય છે. આમ જ્ઞાનીઓ પણ છે તેથી અધિકારીઓનો સદ્‌ભાવ હોવાને લીધે ભક્તિશાસ્ત્ર વ્યર્થ નથી. ભગવાન વાસુદેવે એમ કહ્યું છે—

> "કિન્તુ જે પુણ્ય શીલોનાં પાપો પામ્યાં વિનાશ હો!
> મુક્ત તે દ્વંદ્વના મોહે દૃઢવ્રત મને ભજે!
> જરા મરણ મોક્ષાર્થ મથે જે મુજ આશ્રયે!
> તે પૂર્ણ બ્રહ્મને જાણે, અધ્યાત્મ, પૂર્ણ કર્મને.
> મને ભૂત અને દૈવ યજ્ઞની સાથ તે લહે;
> મૃત્યુ કાલેય તે જાણે મને એકાગ્ર ચિત્ત જે."
> (અ. ૭. શ્લો. ૨૮-૩૦) ॥ ૧૭ ॥

**॥ इति ज्ञानविज्ञानयोगः ॥**

---

## अथ अक्षरब्रह्मयोगः

આમ આગલા અધ્યાયને અન્તે ભજનથી મોક્ષ મળે એવો ઉપદેશ ભગવાને આપ્યો. અને ભજન જ્ઞાન સાથે સંબંધ ધરાવે છે. અને જ્ઞાન જ્ઞેયની અપેક્ષા રાખે છે. અને આગલા અધ્યાયને અંતે સાત પદાર્થો જ્ઞેય તરીકે ગણાવ્યા. સાત પદાર્થને લગતા અર્જુનના પ્રશ્નનું રહસ્ય પહેલાં સ્પષ્ટ કરતાં કહે છે :—

**अर्जुनस्य प्रश्नसप्तकं व्यवहारनियामकत्वात् तत्त्वज्ञानस्य ॥ १ ॥**

**સૂત્રાર્થ—अर्जुनस्यः** = પાર્થના **प्रश्नसप्तकं** = સાત પ્રશ્નોનો સમૂહ **तत्त्वज्ञानस्य** = યથાર્થ જ્ઞાન. **व्यवहारनियामकत्वात्** = લોક વ્યવહારનું નિયામક હોવાને લીધે છે.

**ભાષ્ય**—લોકોનો બધો વ્યવહાર તત્ત્વજ્ઞાનની નિષ્ઠા રૂપી મૂળવાળો છે. જેની પીઠમાં તત્ત્વજ્ઞાન ન હોય તે લોકવ્યવહાર નિર્મળ ન હોય. કે દૃઢ ન હોય. તત્ત્વજ્ઞાનથી નિયમિત બનેલો લોકવ્યવહાર પરંપરાએ શ્રેયસાધક બને છે. અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ કરાવનારો લોકવ્યવહાર, જીવનદૃષ્ટિ જેનું નામ છે તે તત્ત્વજ્ઞાનથી વ્યાપ્ત હોવો ઘટે. આથી તત્ત્વજ્ઞાન અતિ ઉપયોગી છે અને તેને લગતા અર્જુનના સાત પ્રશ્નોનો સમૂહ છે. આ સાત પ્રશ્નના સમૂહમાં જ સમગ્ર જીવન વ્યવહારના જ્ઞાનની સમાપ્તિ થાય છે. જિજ્ઞાસુ અર્જુનના આ પ્રમાણે બોલ છે :—

"બ્રહ્મ, અધ્યાત્મ ને કર્મ અધિભૂતતણું તથા–
અધિદૈવતણું તેમ નરશ્રેષ્ઠ! સ્વરૂપ શું?
અધિયજ્ઞ અહીં કોણ દેહમાં? કેમ જાણવો?
આપને જાણવા કેમ અંતે એકાગ્ર માનવે?"

( અ. ૮. શ્લો. ૧–૨ ) ॥ ૧ ॥

પણ ભગવાનના દરેક પ્રશ્નના ઉત્તર ખૂબ જ ટૂંકા છે. અને સંક્ષેપમાં સપરિવાર તત્ત્વજ્ઞાનનું પ્રકાશન ન થાય. અને તેથી જાણેલું સુસંપન્ન બનતું નથી. અને તેના અભાવમાં સમાધાન પણ અસમાધાન જ છે! તેથી કહે છે :—

**प्रतिवचनं षट्कस्य समासेन व्यासस्य अन्यत्र दृष्टत्वात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—षट्कस्य** = સાતમા સિવાયના પહેલા ૬ પ્રશ્નોનો **प्रतिवचनं** = પ્રત્યુત્તર ભગવાને **समासेन** = સંક્ષેપમાં જ આપ્યો. કેમ? **व्यासस्य** = એનો વિસ્તાર **अन्यत्र दृष्टत्वात्** = બીજે જોવામાં આવતો હોવાથી.

**ભાષ્ય**—પહેલાં ૭ પ્રશ્નનું ભગવાને સંક્ષેપમાં જ સમાધાન આપ્યું. તેમાં કોઈ અપરાધ નથી. સંક્ષેપમાં કહેવું તો સારું. ટૂંકમાં હોય કે વિસ્તારથી હોય પણ

કથન અસંદિગ્ધ હોવું જોઈએ. અસંદિગ્ધ અને સંક્ષેપમાં કહેલું વચન તો શોભન છે. કારણ કે તે સત્સને પ્રસન્ન કરનાર અને નકામાં ગૌરવ વિનાનું છે. અને વળી એનો વિસ્તાર બીજે જોવામાં આવ્યો જ છે. જેમકે " किं तद् ब्रह्म " એ બ્રહ્મ એ શું છે ?" વગેરે પ્રશ્નોનો વેદાન્ત વગેરે શાસ્ત્રોમાં વિસ્તાર જોવામાં આવે છે. નવાનું દર્શન, વિસ્તારની અપેક્ષા રાખે. પણ જોએલાંનો તો સ્પર્શ માત્ર ઉલ્લેખ ઉચિત છે. આથી અપૂર્વ એવા ગતિને લગતા સાતમા પ્રશ્નનું વિસ્તારથી વિવેચન ભગવાનની નજરે મુખ્ય છે. આથી સાતમા પ્રશ્નના સમાધાન રૂપ આ અધ્યાય મૃત્યુંજય મંત્ર શિખવનારો જાણવો. ॥ ૨ ॥

પરંતુ અંતકાળે ભગવાનનું જ સ્મરણ શા માટે કરવું ? અનુભવેલા પદાર્થનું સ્મરણ સ્વાભાવિક હોય. આથી સ્વાભાવનું સહજ સ્મરણ ભલેને થતું કદીય ન જોએલાના કૃત્રિમ સ્મરણના પ્રયત્નથી શું કહે છેઃ—

**मतिनियम्या गतिः प्रेरकत्वात् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—मतिनियम्या** = બુદ્ધિથી નિયમિત થાય છે **गतिः** = મરણોત્તર ગતિ. કેવી રીતે ? **प्रेरकत्वात्** = મતિ ગતિની પ્રેરક છે માટે-ઉચ્ચતર વિષયને લગતી જ મતિ થવી જોઈએ.

**ભાષ્ય**—જેની જેવી મતિ તેવી તેની ગતિ થાય એ છે સિદ્ધાન્ત. " यथा कर्म यथा श्रुतं " " જ્ઞાન અને કર્મ અનુસાર જીવની ગતિ થાય છે," એવી શ્રુતિ છે. મરણબાદ શુભ ગતિ પામવામાં જ જીવની શોભા છે. કેવળ ઈશ્વર પ્રસાદ-રૂપ દુર્લભ મનુષ્ય જીવન પ્રાપ્ત કરી જે ઉચ્ચતમ ગતિ પ્રાપ્ત કરતો નથી તે તો જનનીના યૌવનને માત્ર હરે છે. આથી માનવદેહ પ્રાપ્ત કરીને શ્રેષ્ઠ ગતિને જ પ્રાપ્ત કરવી. અને એ ગતિ મતિ પર આધાર રાખે છે. જેની ગતિ સર્વોચ્ચ વિષયને લગતી ન હોય તેને ઉત્તમ ગતિનો લાભ થવો શક્ય નથી. અને સર્વોત્તમ તો ભગવાન જ છે કારણ કે ત્યાં સીમા બતાવી છે. " पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः" "પુરુષથી પર બીજું કશું નથી. તે સીમા છે, તે પરાગતિ છે." એ શ્રુતિમાં સીમા બતાવી છે. આત્માને લગતિ મતિ કૃતાર્થ હોઈને જન્મમરણના સંબંધને છેદે છે. અને ન અનુભવેલો પદાર્થ કદી સ્મૃતિનો વિષય બનતો નથી. આથી અંતકાળે ભગવત્સ્મરણનું વિધાન કરતા ભગવાન, જીવનદરમ્યાન ભગવતતત્ત્વનો અનુભવ કરવો જોઈએ એવું અર્થાત્ જ કહે છે. જીવનકાળે જેને ભગવાનનો અનુભવ નથી તેને અંતકાળે ભગવાનની સ્મૃતિ ઉપસ્થિત થતી નથી. અને તેનો લાભ ન થાય તો માનવ જીવન વ્યર્થ છે. આથી ભગવાનનો અનુભવ જીવતાં જીવત કરવો જોઈએ. એમાં જ જન્મની કૃતાર્થતા છે. મનુષ્ય હોઈને વિચારવું ઘટે કે જીવન ભોગ માટે

છે કે ભવરોગ માટે છે કે અપવર્ગ માટે છે ? ભોગની સાથે જકડાયેલા ભવરોગ માટે આ માનવ જીવન છે એવો જો નિર્ણય હોય તો તે મહાત્માઓ માટે અનુકંપ્ય છે. અને આ મનુષ્ય જીવન અપવર્ગને સાધવા માટે છે એવો જો નિર્ણય હોય તો તત્ત્વને પામી ચૂકેલ મહાત્મા માટે તે અનુગ્રહ કરવા યોગ્ય છે. આથી કૌમારાવસ્થામાં જ સત્સંગ નિરત અને યૌવનમાં જ ઇશ્વિરાનુભવ પરાયણ બને, અને વૃદ્ધાવસ્થામાં યોગ દ્વારા દેહને ત્યજે. અને આ આત્મજ્ઞાન પરિપક્વ અને દૃઢ બનતાં શકય છે ! બીજે તો ભોગબુદ્ધિ જ મુખ્ય હોય. પણ મનુષ્ય જીવનમાં તો યોગબુદ્ધિ જ મુખ્ય હોવી ઘટે. મનુષ્ય હોઈને ભોગનિમ્ન રહે એ તો અહો ! મોહનો જ મહિમા છે ! આત્માને ભોગબુદ્ધિ અસ્વાભાવિક છે; ત્યાગબુદ્ધિ સ્વાભાવિક છે. આથી સ્વાભાવિક અને અસ્વાભાવિક, અને અસ્વાભાવિકને સ્વાભાવિક માનનાર, તો કરુણાળુઓ માટે ક્ષમાપાત્ર છે. તેથી ઉચ્ચતમ ભગવાનને લગતી જ મતિ ડાહ્યા માણસે કરવી ॥ ૩ ॥

ભગવાનના સ્મરણનાં વિધાનને બીજા હેતુસર દૃઢ કરતાં કહે છે :—

**भगवदनुस्मरणमेव भावस्य भवकारणत्वात् उत्क्रान्तेः जीवनपिशुनत्वाच्च ॥ ४ ॥**

**સૂત્રાર્થ—भगवदनुस्मरणमेव** = પરમપુરુષ ભગવાનની સ્મૃતિ જ, બીજા કોઈ ભાવની નહીં એવો ' एव ' નો અર્થ ફળે છે. કેમ ? **भावस्य** = બીજા ભાવ. બીજા પદાર્થના સ્મરણ **भवकारणत्वात्** = જન્મનું નિમિત્ત બનતું હોવાથી **च** = તથા **उत्क्रान्तेः** = મરવાની રીત **जीवनपिशुनत्वात्** = જીવનકાળના વર્તનની દ્યોતક હોવાથી ભગવાનનું સ્મરણ જ ફલિત થાય છે.

**ભાષ્ય—**ભાવ એ ભવનું કારણ છે. જેવો જેનો ભાવ તેવો જ તેનો આ ભવ કે પરભવ. પદાર્થને લગતો ભાવ પદાર્થને આગળ કરે. ભગવાનને લગતો ભાવ ભગવાનને સામે ધરે. અનાત્મભાવ અનાત્માને અને આત્મભાવ આત્માને લાવે. તેથી આત્મા અને અનાત્માને વિવેક કરવો જોઈએ અને વિવેક ભગવાનનું સ્મરણ જ લાવે. શ્રીનિકેતન ભગવાનનાં સ્મરણથી જીવનશ્રી પરિપૂર્ણ થાય. તેથી ભગવાનનું સ્મરણ વિવેકરમણીય છે.

અને વળી ઉત્ક્રાન્તિ જીવનની ચાડી પૂરે છે. આ જીવન કેવી રીતે જીવ્યો એનું પ્રમાણપત્ર, મૃત્યુ પામવાની રીત આપે છે. મરણકાળ જીવનકાળનું સૂચન કરે છે. આ મૃત્યુંજય છે કે મૃત્યુથી પરાજિત થયો છે તે તો મૃત્યુકાળે જણાય. જેણે જીવતાં જીવત ભગવાનનો સાક્ષાત્કાર કર્યો હોય તે મૃત્યુથી ડરતો નથી. બીજો ડરે છે. મૃત્યુનો ભય પાપમય જીવન સૂચવે છે. આથી ભગવાનના સાક્ષાત્કાર માટે પ્રાપ્ત થએલા જીવનને જે ભોગમાં શોષી કાઢે છે, તે તેના આ અક્ષમ્ય અપરાધને

લીધે મહાન ભયને પામે છે. તેથી જીવતાં જીવત ભગવાનનો અનુભવ કરે. જે ભગવદ્ ભાવનો અનુભવ કરે તે અનિચ્છાએ પણ અંતકાળે ભગવાનને જ સ્મરે. અનુભવના સંસ્કારો તત્ત્વસ્પર્શી છે. અને ભોગના સંસ્કારો અતત્ત્વ સ્પર્શી હોય છે, અને આથી નિર્બળ જ હોય છે. પરિણામે તેવો તત્ત્વને જ પામે છે. આથી બીજા સમયની માફક અંતકાળે પણ ભગવાનનું સ્મરણ અભયપ્રદ છે. ભગવાનની યાદ સર્વ પાપનો નાશ કરનારી છે.

અને સ્મૃતિ અનુભવમૂલક હોય છે. સ્મૃતિ અનુભવનો વ્યભિચાર કરતી નથી. અને ભગવાનનો અનુભવ, સાધના દ્વારા તે-પ્રભુ સન્મુખ થતાં તેની અનુકંપાથી પ્રાપ્ત થાય છે. આથી સમગ્ર જીવન ભગવાનના અનુભવ માટે જ સતત સાધના રૂપ છે એમ બુદ્ધિશાળીએ જાણવું. તત્ત્વવિશારદ ભગવાને કહ્યું જ છે કેઃ—

“સ્મરી મને જ જે અંતે, છોડીને દેહ ને જતો !
મારાં તે રૂપને પામે સ્હેજે સંશય ના અહીં !
અંતે જે જે સ્મરી ભાવ છોડતો આ કલેવર;
તે પામે ભાવને તે તે ભીનો તે ભાવથી સદા.
પળે પ્રત્યેક તેથી તું મને ચિન્તવ ને લડ,
મન બુદ્ધિ મને સોંપી મને જ પામશે નકી !
અભ્યાસ યોગથી યુક્ત ન બીજે ભમતાં મને—
સ્મરતાં પામતો પાર્થ ! શ્રેષ્ઠ દિવ્ય પરેશને;
જે ચિન્તવે છે કવિને પુરાણ, જગન્નિયન્તા પરમાણુ સૂક્ષ્મ.
સમસ્ત સ્રષ્ટા અવિચાર્ય રૂપ, અંધારથી જે પર સૂર્યવર્ણ.
પ્રયાણકાળે સ્થિર ચિત્તથી ને, જે ભક્તિને યોગબળે ભરેલ,
ભવાં વચ્ચે પ્રાણ ધારી સ્મરે જે, તે દિવ્ય પામે પરમેશ તત્ત્વ
વદે જ જે અક્ષર વેદવાદી, જેમાં પ્રવેશે યતિ, વીતરાગી
જેને ઇચ્છી આચરે બ્રહ્મચર્ય, સંક્ષેપમાં હું પદ તે કહું તને !
કરી બંધ બધાં દ્વારો, હૃદયે મનને જડી;
ભવામાં પ્રાણને ધારી ગ્રહીને યોગ ધારણા !
ૐ એવું બ્રહ્મનું નામ ઉચ્ચરી ને સ્મરી મને,
જાય જે દેહને છોડી તે પામે શ્રેષ્ઠ તે પદ;
સર્વદા એક ચિત્તે જે નિરંતર મને ભજે,
મળવો સ્હેલ હું તેને સદા એકાગ્ર ચિત્તને
મને પામી પુનર્જન્મ દુઃખાલય અનિત્ય જે,
ન તે પામે મહાત્માઓ પામ્યા જે પરસિદ્ધિને.”

(અ. ૮. શ્લો. ૫-૧૫) ॥ ૪ ॥

પરંતુ પ્રકરણ તો ભગવદ્ સ્મરણનું ચાલતું હતું અને તેમાં અપ્રકૃત બ્રહ્મલોક વગેરેનું વર્ણન ક્યાંથી આવ્યું? આરંભેલાનો ત્યાગ અને ન આરંભેલાનો પ્રારંભ કરાતો હોઈને આ ઉચિત નથી. આ શંકા થતાં બ્રાહ્માદિ લોકના કથનનું રહસ્ય સ્પષ્ટ કરતાં કહે છે :—

**प्रभवाप्ययोल्लेखः वैराग्यप्रबोधनार्थः ॥ ५ ॥**

**સૂત્રાર્થ—प्रभवाप्ययोल्लेखः** = સૃષ્ટિની ઉત્પત્તિ અને લયનો ઉલ્લેખ **वैराग्य०** = જ્ઞાન પ્રસાદરૂપી વૈરાગ્યની ઉત્પત્તિ માટે છે.

**ભાષ્ય**—ભગવાન આપ્તતમ હોઈને કશું અનુપયોગી કહેતા નથી. બ્રહ્મલોક પર્યન્તના સમગ્ર સંસારની ઉત્પત્તિ અને લયનો ઉલ્લેખ ભગવાને વૈરાગ્યના ઉદ્બોધન માટે કરેલો જાણવો. એક દેહમાંથી બીજા દેહમાં જતો, દુઃખમાંથી બીજા દુઃખને પામતો, ભોગવેલું જ ભોગવતો, પીધેલું જ પીતો, અનુભવેલું જ ઇન્દ્રિયોનું તાંડવ અનુભવતો, મોહથી બીડાએલી આંખવાળો આ જીવ, ખિન્ન થતો નથી! સ્વરૂપે અજ અને અવિક્રિય આત્માનું જન્મથી થતું અપમાન જોતો નથી. પારકાને ઘરે મહેમાન તરીકે આવી ગૃહસ્વામી તરીકે વર્તતો અચોર તો ન કહેવાય! બ્રહ્માથી માંડી સ્થાવર સુધી પ્રસરેલી પ્રકૃતિ જીવાત્માનું પારકું ઘર છે, પોતાનું નથી. તેમાં કુમુહૂર્તે પ્રવેશેલો આ અતિથિ, પોતાના ઘરની માફક પારકાના ઘરમાં નિર્લજ્જ થઈ લાંબો વખત શી રીતે આનંદે? એનું ઉત્તરોત્તર પતન ન થાઓ—એમ વિચારી ભગવાન દેવકીપુત્ર સૃષ્ટિના ઉલ્લેખ દ્વારા વૈરાગ્યનું અહીં શિક્ષણ આપે છે. વિરક્ત થએલ કદાચ સ્વધામમાં રહેવાનું ઇચ્છે અને ઇચ્છતો હોઈને સ્વધામનું સ્મરણ કરે. સ્મરતો હોઈને સ્વરૂપને મેળવે. આમ આ અપ્રકૃત નથી પણ અતિ સંવાદી છે. તેજ પ્રમાણે ભગવાનનું ઉદ્બોધન છે :—

> "બ્રહ્મલોક સુધી લોકો પુનર્જન્મ સ્વભાવના,
> કિન્તુ પાર્થ! મને પામી ન પુનર્જન્મ પામતા!
> બ્રહ્માનો દિન જે તે છે હજાર યુગનો તથા—
> હજાર યુગની રાત્રિ જ્યોતિષી ગણના વિષે!
> બ્રહ્માના દિવસારંભે મૂર્તિઓ પ્રકટે બધી!
> અવ્યક્તથી, વળી તેમાં રાત્રિએ લય પામતી!
> તેજ આ ભૂતનાં વૃન્દ જન્મી જન્મી પુનઃ પળે—
> અસ્વતંત્ર, નિશારંભે પ્રકટે છે દિનાગમે!"

(અ. ૮. શ્લો. ૧૬-૧૯)

પરંતુ વૈરાગ્યપૂર્વક ભગવાનનું સ્મરણ કરવાથી ભગવાનના લાભે શું થાય? કહે છે :—

**भगवत्प्राप्तेः अपुनरावृत्तिः सामग्रीविरहात् ॥ ६ ॥**

**સૂત્રાર્થ—भगवत् प्राप्तेः** = ભગવાનની પ્રાપ્તિ થતાં. **अपुनरावृत्तिः** = પુનર્ભવ થતો નથી—મોક્ષ થાય છે. કેવી રીતે? **सामग्रीविरहात्** = ભગવાનની પ્રાપ્તિ થતાં જન્મની સામગ્રીનો વિયોગ થાય છે.

**ભાષ્ય**—ભગવાનના સાક્ષાત્કારથી મોક્ષ પ્રાપ્ત થાય છે. સાક્ષાત્કાર એટલે અપરોક્ષ તત્ત્વજ્ઞાન. તત્ત્વજ્ઞાનથી મોક્ષ મળે છે એ સર્વતંત્રનો સિદ્ધાન્ત છે. કેવી રીતે? ત્યાં સુધી જીવ જન્મે, જ્યાં સુધી જન્મવાની સામગ્રી હોય. સાક્ષાત્કારથી તો ક્લેશકર્માશય રૂપી જન્મની સામગ્રી જ નાશ પામે. અને મૂળ નાશ પામતાં ફળ ન ઊગે. આથી જન્મની સામગ્રી ન હોવાથી ફરી જન્મતો નથી. જન્મના અભાવે ફરીથી મરતો નથી અને બન્નેના અભાવે દુઃખ પામતો નથી. ઉલટું, સ્વરૂપભૂત આનંદમાં સદા પ્રતિષ્ઠિત બને છે. વિદ્યા સ્વરૂપ ભગવાને કહ્યું છે :—

"મને પામી પુનર્જન્મ દુઃખાલય અનિત્ય જે,
ન તે પામે મહાત્માઓ પામ્યા જે પરસિદ્ધિને."

(અ. ૮. શ્લો. ૧૫) ॥ ૭ ॥

પરંતુ ભગવાનનો સાક્ષાત્કાર શી રીતે થાય? ઉપાય બતાવે છે :—

**विरागपुष्टानन्यभक्तेः परलाभः तस्याः साधनत्वात् ॥ ७ ॥**

**સૂત્રાર્થ—विराग०** = વૈરાગ્યથી પરિપુષ્ટ થએલ અદ્વૈત ભક્તિથી **परलाभः** = પર—પરમાત્મા—અક્ષર સ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. **तस्याः** = કહેલાં લક્ષણવાળી ભક્તિનું તે **साधनत्वात्** = સાધન હોઈને.

**ભાષ્ય**—વૈરાગ્યથી પરિપુષ્ટ થએલી અનન્ય ભક્તિ જ પરમપુરુષની પ્રાપ્તિ માટે ઉપાય રૂપ છે એમ જાણવું. પ્રેમ પરવશ ભગવાન વિરાગરાગીના હૃદયમાં સ્વાત્માનું ઉદ્ઘાટન કરે છે. વિરાગ એ ભક્તિનું કવચ છે, ભક્તિના વ્યભિચારને તે નિવારે છે. આથી વિવેકની પુરોગામી, વિરાગયુક્ત ભક્તિ જ ભગવદ્ પ્રાપ્તિમાં કારણરૂપ છે. ફળરૂપા આ ભક્તિ સાધનરૂપે પણ પ્રેમસ્વરૂપિણી જાણવી. પ્રેમૈકમૂર્તિ ભગવાનનું તે પ્રમાણે વચન છે :—

"અનન્યભક્તિથી પ્રાપ્ય તારે તે પુરુષોત્તમ—
જેને હૈયે રહ્યાં ભૂતો, જેનો વિસ્તાર આ બધો!"

(અ. ૮. શ્લો. ૨૨) ॥ ૭ ॥

પરંતુ ગતિના નિયામક તરીકે મરણકાલનો અહીં નિર્દેશ છે. કર્મ કે જ્ઞાન, ઉચિત હોઈને જો ગતિનાં નિયામક થતાં હોય તો તે બરાબર છે, પણ મરણકાળનું

નિયામકપણું બુદ્ધિમાં આવતું નથી. અને જે બુદ્ધિમાં ન આવે તે ગ્રાહ્ય નથી થતું. પરંતુ ભગવાને સ્વયં કહ્યું હોઈને સંદેહ થાય છે. સંદેહ તો શમાવવો જોઈએ. કારણ કે જ્ઞાનના મેલ સમાન સંદેહ જ્યાં સુધી જીવે ત્યાં સુધી નિરામય જ્ઞાન ઉદ્ભવતું નથી. આથી સમાધાન આપે છે.

**शुक्लकृष्णगत्योः शास्त्रीयत्वेऽपि लोकमानसादरणार्थं उल्लेखः तत्त्वज्ञाने कालकृतविशेषस्य अकिंचित्करत्वात् ज्ञानिनः मोहाभावस्य स्वयमेव प्रदर्शितत्वात् च ॥ ८ ॥**

**સૂત્રાર્થ—शुक्ल०** = કાળી ધોળી ગતિનો **शास्त्रीयत्वेऽपि** = શાસ્ત્રમાં કહી હોવા છતાં **लोक०** = તત્કાલીન જનતાના મનના વિચારને સત્કારવા માટે **उल्लेखः** = નિર્દેશ ભગવાને કર્યો છે. કેમ ? **तत्त्वज्ञाने** = વસ્તુના જ્ઞાનના પ્રકરણમાં **काल** = સમયે કરેલા ભેદ **अकिंचित्करत्वात्** = નિષ્પ્રયોજન છે **च** = તથા તત્ત્વ-નિષ્ઠ જ્ઞાનીનો **मोहाभावः** = અવિવેકનો અભાવ **स्वयमेव** = ભગવાને સ્વયમેવ **प्रदर्शितत्वात्** = બતાવ્યો છે.

**ભાષ્ય**—ઉપનિષદ્માં કહ્યો હોઈને, જો કે ગતિનો ઉલ્લેખ શાસ્ત્રીય છે છતાં અહીં તો ભગવાને લોકદૃષ્ટિનો આદર કરતાં તેનો ઉલ્લેખ કર્યો છે એમ માનવું. તત્ત્વજ્ઞાન અને મરણકાળની વચ્ચે કોઈ બુદ્ધિગમ્ય સંબંધ કલ્પી શકાય એમ નથી. જન્મ અને મરણનું કંઈ મુહૂર્ત નથી હોતું. આથી જન્મમરણ ભગવાનને અધીન છે. અને તેમાંય તત્ત્વજ્ઞાનીને તો વળી એકે ગતિ સાથે સંબંધ હોતો નથી. કાળી કે ધોળી ગતિએ દેહને એ છોડે તોય બ્રહ્મને જ પામે છે. આથી તેની ગતિ વિષે કહેવાનો અવસર જ નથી. તેનો તેમાં અધિકાર નથી. અને વળી ભગવાન સ્વયં તત્ત્વજ્ઞમાં મોહનો અભાવ કહે છે. આથી તત્ત્વજ્ઞ સિવાયનાનું ભલે એ ગતિમાંથી એક દ્વારા ગમન થતું. તત્ત્વજ્ઞાનીને તેની સાથે લેશમાત્ર સંબંધ નથી. હાનિ ન કરે એવાં લોકમાનસને યુગપુરુષો નકામા ક્ષુબ્ધ કરતા નથી. આથી લોક માનસમાં વર્તતી અને શાસ્ત્રમાં પણ દેખાતી આ માન્યતાનો ભગવાન સહજપણે ઉલ્લેખ કરે છે. અને તેથી આરંભ કરેલાં વિષયની હાનિ થતી નથી. લોક–માનદ ભગવાનનું એવું વચન છે કે :—

"જે કાળે મરતા યોગી પુનરાવૃત્તિ પામતા–
તથા અપુનરાવૃત્તિ કાળ તે હું કહું તેને!
સૂર્યાગ્નિ સુદનો કાળ દિન જો ઉત્તરાયણ–
બ્રહ્મવેત્તા જનો પામે બ્રહ્મ તે કાળમાં મર્યા!
સાયં રાત્રિ તથા કૃષ્ણ પક્ષ જો દક્ષિણાયન–
સ્વર્ગીય જ્યોતિને પામી યોગી પાછા ફરે તદા!

ધોળી કાળી ગણી આ બે જગની ગતિ શાશ્વત—
ન એકે ફરતો પાછો, બીજીથી ફરતો વળી!
ગતિ આ જાણતો જે બે યોગી મૂઢ કદી નહિ—
બને, તેથી બધા કાળે અર્જુન! યોગ યુક્ત થા!"

(અ. ૮. શ્લો. ૨૩-૨૭) ॥ ૮ ॥

કર્મયોગમાં અતિશય શ્રદ્ધાની સંપત્તિ માટે તેના માહાત્મ્યને કહેતાં અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**योगस्य प्रशंसनम् परमफलदातृत्वात् ॥ ९ ॥**

**સૂત્રાર્થ—योगस्य** = કર્મયોગની **प्रशंसनम्** = સ્તુતિ **परमफलदातृत्वात्** = શ્રેષ્ઠફળ દેનાર હોઈને કરી છે.

**ભાષ્ય**—યોગી શ્રેષ્ઠ આગવું સ્થાન પામે છે. તે સ્થાનની પ્રાપ્તિ માટે વેદ, યજ્ઞ, તપ, દાન વગેરેની પ્રવૃત્તિ છે. સારી રીતે ભણેલા વેદનું જે ફળ, સારી રીતે કરેલા યજ્ઞનું જે ફળ, સારી રીતે તપેલા તપનું અને સારી રીતે દીધેલા દાનનું જે ફળ, તે બધાંને યોગી ઓળંગી જાય છે. યોગ નિરતિશય ફળ આપનારો છે. આથી કોઈ પણ હિસાબે તેજ સાધવો એવી પ્રશંસા યોગનું માહાત્મ્ય સૂચવનારી છે. આ અંગે યોગેશ અને યોગીશ ભગવાનનું વચન છે કે—

વેદે તથા યજ્ઞ તપે તથા જે દાને બતાવ્યું ફ્લ પુણ્યજન્ય;
ઓળંગતો તે સઘળું લહી આ, યોગી પળે પદ આદ્ય ઉત્તમ.

(અ. ૮. શ્લો. ૨૮) ॥ ૯ ॥

॥ इति अक्षरब्रह्मयोगः ॥

---

## ॥ राजविद्याराजगुह्ययोगः ॥

છેલ્લા અધ્યાયના અંતે ભગવાને કર્મયોગની પ્રશંસા કરી. સપરિવાર આત્માનું જ્ઞાન સ્વાભાવિક ન થાય ત્યાં સુધી કર્મયોગ સહજ બનતો નથી. જ્ઞાનોત્તર મહિમામય વર્તન એટલે જ કર્મયોગ. જ્ઞાન વિના તે ન આવે. આથી કર્મયોગ પહેલાં જ્ઞાનની અપેક્ષા રાખે છે. એ પૂર્વજ્ઞાનની પ્રતિજ્ઞા કરતાં ભગવાન નવમા અધ્યાયનો આરંભ કરે છે. એ અધ્યાયનું આ પહેલું સૂત્ર છે—

**ज्ञानस्य राजगुह्यतमत्वादिकं परमात्मतत्त्वगोचरत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—ज्ञानस्य** = કહેવામાં આવનાર જ્ઞાનનું **राजगुह्यतमत्वादिकं** =

રાજાની માફક શ્રેષ્ઠત્વ વગેરે, આદિ શબ્દવડે રાજવિદ્યા વગેરે પણ લેવું. **परमात्मतत्त्वगोचरत्वात्** = પરમાત્મ તત્ત્વ તેનો વિષય થતું હોઈને છે.

**ભાષ્ય**—કહેવામાં આવનારા જ્ઞાનને ભગવાન ગુહ્યતમત્વ વગેરે અનેક વિશેષણોથી વિશિષ્ટ કરે છે. તેની વિશેષતા પરમાત્મતત્ત્વ તેનો વિષય હોઈને જાણવી. ધર્મનું જ્ઞાન ગુહ્ય છે. તેનાથી ગુહ્યતર છે પ્રકૃતિ સહિત પુરુષનું જ્ઞાન. તેનાથીય ગુહ્યતમ છે સચરાચરના નિયામક અંતર્યામી ભગવાનનું જ્ઞાન. જ્યાં સુધી ધર્માનુસરણ કરવામાં ન આવે ત્યાં સુધી પ્રકૃતિપુરુષનો વિવેક સાક્ષાત્ ન થાય, ત્યાં સુધી ભગવત્ તત્વને લગતું જ્ઞાન ઉત્પન્ન થતું નથી. સાક્ષાત્કારની આ વેદોક્ત પ્રક્રિયા છે. વૈરાગ્ય અને અભ્યાસથી પ્રાપ્ત થએલ સંપ્રજ્ઞાત યોગથી પહેલાં પ્રકૃતિ અને પુરુષનું સ્વરૂપ સમજાય છે અને ત્યારબાદ સંપ્રજ્ઞાતમાં પણ આસક્તિ વિનાના પુરુષને પરવૈરાગ્યના અભ્યાસ બળે અને ઇશ્વરની અનુકંપાથી સચરાચરના સાક્ષીરૂપ ભગવાન અંતર્યામીનું દર્શન અસંપ્રજ્ઞાત અવસ્થામાં પ્રાપ્ત થાય છે. પરમાત્મદર્શન પામેલ પુરુષસિંહનું જે વ્યુત્થાન—સંપ્રજ્ઞાત અવસ્થામાં રમણ—તે જ કર્મયોગની પૂર્વભૂમિકા જાણવી. તે આ કર્મયોગનું અંગભૂત, વિજ્ઞાનથી સમર્થિત જ્ઞાન, અમંગલને દૂર કરનારું, સર્વ વિદ્યામાં રાજાની માફક ઉત્કૃષ્ટ હોઈને રાજવિદ્યા, સર્વ ગુપ્ત વસ્તુઓમાં રાજાની માફક શ્રેષ્ઠ હોઈને રાજગુપ્ત, પાપરૂપી મળને સંપૂર્ણપણે પખાળનાર હોઈને પવિત્ર, ઉચ્ચતમ વસ્તુવિષયક હોઈને ઉત્તમ, પોતાના અનુભવથી જ સિદ્ધ થતું હોઈને પ્રત્યક્ષાવગમ, ધર્મથી વેગળું ન હોઈને ધર્મ્ય, અતિ સુખપૂર્વક સંપાદિત થઈ શકતું હોઈને કરવું સુસુખ, અવિનાશી ફળવાળું હોઈને અવ્યય છે એમ જાણવું. સર્વભૂતહિતૈષી ભગવાને એ પ્રમાણે જ કહ્યું છે કે :—

> "સૌથી ગુહ્ય કહું કિન્તુ આ તને અનસૂયુને;
> જ્ઞાન વિજ્ઞાનની સાથે, પાપથી જે લહી છૂટે !
> વિદ્યા ને ગુહ્યમાં રાજા, પવિત્ર, શ્રેષ્ઠ ધર્મ્ય આ,
> વળી સ્વાનુભવે સિદ્ધ, કરવું સ્હેલ, અવ્યય."

(અ. ૯. શ્લો. ૧–૨ ) ॥ ૧ ॥

પરંતુ પોતાના મહિમાની પ્રશંસા તો આત્મશ્લાઘા ગણાય. અને તેની તો પાપમાં ગણના થાય છે. તો નિષ્પાપ ભગવાન શા માટે પોતાના મહિમાના વર્ણનની પ્રતિજ્ઞા કરે છે ?—કહે છે :—

**प्रेम्णः महिमज्ञानमूलत्वात् स्वमहिमवर्णनप्रतिज्ञा ॥ २ ॥**

**સૂત્રાર્થ**—**प्रेम्णः** = મર્ત્ય કે અમર્ત્ય પ્રેમ—અનુરાગ **महिम०** = મહિમાના જ્ઞાન મૂલક—હોઈને—તેમાંથી જન્મતો હોઈને **स्वमहिमर्णनप्रतिज्ञाः** = પોતાનો જે મહિમા તેના વર્ણનની પ્રતિજ્ઞા ભગવાને કરી છે.

**ભાષ્ય**—પ્રેમ મહિમાજ્ઞાન મૂલક છે, પછી તે પ્રેમ મર્ત્યવિષયક હોય કે ભગવાનવિષયક. જ્યાં જ્યાં પ્રેમ ત્યાં ત્યાં તેના મૂળ રૂપે મહત્વનું જ્ઞાન સ્વાભાવિક કે આહાર્ય પણ હોય. જે જેને મહિમાપૂર્વક ન જાણે તેનો તેના પર અનુરાગ ન થાય. મહિમાજ્ઞાન મૂલક અનુરાગ એ જ ભક્તિનું બીજું નામ છે. તે પ્રેમની ઉત્પત્તિ માટે ભગવાને આત્માના મહિમાનું ગાન કર્યું છે, પોતાની પ્રશંસા માટે નહીં. આત્મશ્લાઘા માટે ભગવાનને પ્રયોજન જ નથી. કારણ કે પ્રશંસાના અભાવે પણ તેનો મહિમા સ્પષ્ટ જ છે. આથી પરોપકાર માટે ભગવાન પોતાનો મહિમા કહેવાની પહેલા શ્લોકમાં પ્રતિજ્ઞા કરે છે. ॥ ૨ ॥

વિસ્તારપૂર્વક આત્મજ્ઞાનની ગુહ્યતમતાનું સ્ફોટન કરતાં કહે છે :—

**तत्त्वस्य अव्यक्तत्वं योगैश्वर्ययुक्तत्वं, अधिष्ठानत्वं, अप्रमेयत्वं, कर्तृत्वेऽपि अलिप्तत्वं, वैषम्यनैर्घृण्यरहितत्वं अध्यक्षत्वं हि गुह्यतमत्वम् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—तत्त्वस्य** = પરમાત્માના **अव्यक्तत्वं** = અદૃશ્યત્વ, **योगैश्वर्ययुक्तत्वं** = નિરતિશય જ્ઞાન અને ક્રિયા શક્તિનો પ્રભાવ, **अधिष्ठानत्वं** = આશ્રયપણું **अप्रमेयत्वं**—પ્રમાણુ દ્વારા ન પકડાવાપણું **कर्तृत्वेऽपि अलिप्तत्वं** = કર્મ કરવામાં સ્વતંત્રતા છતાં ફળના લેપનો અભાવ, **वैषम्यनैर्घृण्यरहितत्वं** = વિષમતા અને નિર્દયતા રહિતપણું **अध्यक्षत्वं** = સાક્ષીપણું **हि गुह्यतमत्वम्** = ગોપ્યતમ છે એમ જાણવું.

**ભાષ્ય**—જેને વિષે પ્રતિજ્ઞા કરી છે તે જ્ઞાન ગુહ્યતમ છે, એ ગુહ્યતમપણું એટલે શું ? સૂત્ર દ્વારા શંકાનું સમાધાન કરે છે. જેમકે પરમાત્માનું અવ્યક્તપણું છે. અવ્યક્તપણું એટલે અદૃશ્યપણું. સગુણ માત્ર દૃશ્ય છે, પુરુષનું નિર્ગુણ તત્ત્વ અદૃશ્ય છે. પરંતુ એમ તો પ્રકૃતિનું પણ અસ્તિત્વ અનુમેય છે અને અદૃશ્ય છે. સાચું. છતાં પણ જડ હોઈને પ્રકૃતિ ગ્રાહ્ય છે અને આત્માથી પ્રકાશિત થતી હોઈને તેનું દર્શન થઈ શકે છે. પરમાત્મા તો અગ્રાહ્ય હોઈને, અને ચેતન હોઈને તેનું દર્શન અસંભવિત છે. જો ગ્રહણ થઈ શકે તો તો ભગવાન જડ ગણાય અને તે તો અનિષ્ટ છે. આથી સ્વરૂપે ભગવાન નિર્ગુણ અવ્યક્ત છે એમ જાણવું. અવ્યક્ત અને નિર્ગુણ હોવા છતાં તે ગુણપોષક છે તેથી નિર્ગુણ હોવા છતાં પોતાની માયાના ગુણના યોગથી વિશ્વરૂપે વ્યક્ત બને છે. તે મુજબ તેનું વચન છે :—

અદૃશ્યરૂપ એવા મેં વિસ્તાર્યું આ બધું જગ !" ( અ. ૯ શ્લો. ૪ )

અને વળી પરમાત્માનું તત્ત્વ યોગૈશ્વર્યયુક્ત છે. નિરતિશય જ્ઞાન અને ક્રિયામાંથી યોગનું ઐશ્વર્ય ઉત્પન્ન થાય છે. અને તે ભગવાનને માટે સ્વાભાવિક છે. આ ઐશ્વર્યથી યુક્ત પરમાત્મા, પરસ્પર વિરોધી એવા તત્ત્વને તથા ગુણોને

પણ પોતાનામાં એકી વખતે બતાવી શકે છે. સમગ્ર તર્કનો પણ પ્રતિકાર કરનાર આ યોગનું ઐશ્વર્ય બુદ્ધિશાળીઓમાં શ્રેષ્ઠ જનોને માટે પણ અનવગાહ્ય છે. તદનુસાર ભગવાનની ઉક્તિ પણ છે:—

"મદાધાર બધાં ભૂતો આશ્રયે હું ન તેમનાં!"

(અ. ૯ શ્લો. ૪)

બધાંય પ્રાણીના આધારભૂત ભગવાન પોતે આધારવિનાના હોઈ પોતાનું યોગૈશ્વર્ય જ બતાવે છે. અને

"વળી ભૂતો ન મારામાં યોગ અદ્ભુત જો! મુજ!
ભૂતોત્પાદક ને ભર્તા, ભૂતે હું ન રહ્યો છતાં!"

(અ. ૯ શ્લો. ૫)

આ પરસ્પર વિરોધ પણ તેનામાં અવિરોધીપણે વર્તે છે. ભૂતભાવન હોવા છતાં ભૂતભૃત્ હોવા છતાં, તે ભૂતસ્થ નથી એ એનું અચિન્ત્ય જ્ઞાનૈશ્વર્ય છે. સીમિત કુટુંબનું ભાવન કરનાર અને ભરણ કરનાર જીવ અહંમમાભિમાન રૂપી સંગથી દૂષિત દેખાય છે. પણ સમસ્ત બ્રહ્માંડનું પોષણ અને ભાવન કરવા છતાં, ભગવાન, સ્વપ્ને પણ પોતાના મહિમાથી ચલિત થતા નથી, ભ્રષ્ટ થતા નથી, ક્યાંય, કદાચ, કેમે અહંમમાભિમાનથી ચલિત–વિદ્ધ નથી થતા, એ આ અસંગ પરમાત્માનું જ્ઞાનમાંથી જન્મેલું મહાન ઐશ્વર્ય છે.

અને વળી એ પરમાત્મા સારાય જગતનું અધિષ્ઠાન છે. અધિષ્ઠાન એટલે આશ્રય. અવલંબન. સૌના આશ્રયરૂપ બનેલા ભગવાન આકાશની માફક અસંગ જ રહે છે. આકાશ જેમ વાયુને તેમ તેનામાં બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધીના સ્થાવરજંગમ સૌ પ્રાણીઓને અવકાશ દે છે. તે પ્રમાણે તેમનું વચન છે—

"વસ્યો વ્યોમે યથા નિત્ય, વાયુ સંચરતો બધે!
મહા; તેમ બધાં ભૂતો જાણ તું મુજમાં વસ્યાં!"

(અ. ૯ શ્લો. ૬)

આમ ભગવાન અપ્રમેય છે. તે પ્રમાણોનો ગોચર નથી બનતો. આ વસ્તુ આગળ પ્રસ્થાપિત કરી હોઈને તેની પુનરાવૃત્તિ કરી નથી. અપ્રેમય એવા ભગવાન બધાય વૈદિક તથા લૌકિક પ્રમાણ પ્રમેય વ્યવહારના આલંબનભૂત છે.

અને વળી પરમાત્મા કર્તા હોવા છતાં અનાસક્તિના માહાત્મ્યને લીધે અકર્તા જ છે. કારણ કે ફળના લેપના મૂળમાં અહંભાવ છે. સૃષ્ટિ, સ્થિતિ અને લય કરનાર ભગવાન તે કર્મથી લેપાતા નથી. કારણ કે તેમને સંગ નથી. એ ભગવાનનું ગુહ્યતમ જ્ઞાનૈશ્વર્ય અને ક્રિયૈશ્વર્ય છે. તે પ્રમાણેનું તેમનું વચન છે કે :—

"કલ્પાન્તે મુજ માયામાં લીન ભૂતો બધાં થતાં
વિસર્જું તેમને પાર્થ! આરંભે કલ્પના તથા!
ટેકવી મુજ માયાને વિસર્જું હું ફરી ફરી;
માયાવતી પરાધીન આ આખાં ભૂતવૃન્દને!"
(અ. ૯ શ્લો. ૭-૮)

આથી જ ભગવાન વિષમ અને નિર્દય નથી. વિષમતા અને નિર્ઘૃણતા તો સર્જાતા પ્રાણીઓના ધર્મની અપેક્ષાએ તેનામાં છે, સ્વરૂપે તેનામાં તે નથી. એનું તેના પર આરોપણ કરેલું હોઈને તે તેનામાં સજજ નથી. તે પ્રમાણે વચન છે કે

"ન મને કિન્તુ તે કર્મો શકે બાંધી ધનંજય
ઉદાસીન સમા બેઠા અસકત સર્વ કર્મમાં" (અ. ૯. શ્લો. ૯.)

એનું અધ્યક્ષપણું પણ પ્રકૃતિને પ્રેરનારું છે. ભગવાનની મહામાયા ભગવતી પ્રકૃતિ તેના ઇક્ષિણ માત્રથી ચરાચર જગતને જન્માવે છે. અને તે મુજબ તેની ઉક્તિ છે કે :—

"મારી નજરથી માયા જન્માવે છે ચરાચર;
વારંવાર ફરે વિશ્વ કારણે આ ધનંજય!"
(અ. ૯. શ્લો. ૧૦).

તે આ પરમાત્માનું ગુહ્યતમ જ્ઞાન જીવાત્માને પણ સ્વરૂપની બાબતમાં નિઃસંશય કરે છે. કારણ કે પરમાર્થ દૃષ્ટિએ જીવાત્મા અને પરમાત્માની એકતા છે. સંસાર દશામાં જેનાં આત્માનું ઐશ્વર્ય તિરોહિત થયું છે એવો જીવાત્મા પ્રબુદ્ધ દશામાં પોતાનો વિશાળ મહિમા જોઈ વિશોક બને છે. તેથી આ પરમાત્માને લગતું ગુહ્યતમ જ્ઞાન જીવાત્માને માટે પણ ઉપયુકત થાય છે. ॥ ૩ ॥

પરંતુ અચિન્ત્ય યોગ ઐશ્વર્યવાળા, જગતની ઉત્પત્તિસ્થિતિલયના એક કારણ રૂપ સર્વ પ્રાણીઓના આત્માસ્વરૂપ ભગવાનનું બધા મનુષ્ય ભજન કે આદર કેમ કરતા નથી? કારણ સૂચવતાં કહે છે :—

**दैवासुरसंपद्विभागस्य बीजोपन्यासः**
**दैवीप्रकृतियुक्तस्य भजनप्रकारविधानार्थम् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—दैवासुर०** = સોળમાં અધ્યાયમાં વિસ્તારપૂર્વક કહેવામાં આવનાર દેવ અને દાનવની સંપત્તિના વિભાગનો **बीजोपन्यासः** = બીજરૂપે ઉપન્યાસ અહીં **दैवी०** = દૈવી સંપત્તિયુક્ત ભાગ્યવાન પુરુષના ભજનના પ્રકારનું વિધાન કરવા માટે-સેવાનો પ્રકાર બતાવવા માટે છે એમ જાણવું.

**ભાષ્ય**—બધા લોકો ભગવાનનો આદર કેમ નથી કરતા એ બાબતમાં કારણ છે. બે જાતના માનવ હોય છે. દેવ જેવા અને અસુર જેવા. દૈવી ગુણની સંપત્તિ જેની પાસે હોય તે દેવ માનવ અને આસુરી ગુણની સંપત્તિ જેની પાસે હોય તે આસુર માનવ. ગ્રામ્યધર્મમાં પરાયણ આસુરી માનવ ભગવાનનો આદર કરતા નથી. કારણ તેમની સત્ત્વશુદ્ધિ નથી હોતી. શુદ્ધ અંતઃકરણવાળા જ ભજનમાં અધિકારી બને છે. જે મહાત્માઓ દૈવીપ્રકૃતિનો આશ્રય લઈ વર્તે છે તેઓની સત્ત્વશુદ્ધિને લીધે, ભગવાનની ભક્તિ કરવાની યોગ્યતા હોય છે. આથી તેઓ જ ભગવાનનો આદર કરે છે. ગુણસંપદ્‌વિભાગ યોગ નામના સોળમા અધ્યાયમાં વિસ્તારપૂર્વક આ કહેવામાં આવશે. અહીં તો ફક્ત તેનું બીજારોપણ જ કરેલું જાણવું. અને એ બીજ પ્રક્ષેપ દૈવી પ્રકૃતિને આશ્રયે રહેલા કેવી રીતે ભગવાનને ભજે છે તે બતાવવા પૂરતો જાણવો. આદર અને અનાદરમાં ઉદાસીન હિતૈષી ભગવાને કહ્યુંજ છે.

મહેશ સર્વભૂતોનો, મારાં એ શ્રેષ્ઠ રૂપના—
અજ્ઞ; મૂઢો ઉવેખે છે નર દેહે રહ્યા મને!
વ્યર્થાશ, વ્યર્થકર્મી ને વ્યર્થજ્ઞાની અબુદ્ધિ છે,
રાક્ષસી આસુરી તેમ વર્યા મોહક પ્રકૃતિ!
ભજે પાર્થ! મહાત્મા તો દૈવી પ્રકૃતિને વર્યા!
અનન્ય ચિત્તથી જાણી મને ભૂતાદિ અવ્યય!

( અ. ૯. શ્લો. ૧૧-૧૩ ) ॥ ૪ ॥

દૈવી પ્રકૃતિને આશ્રયે રહેલા મહાત્માઓ ભગવાનને ભજે છે. તેઓ જેને ભજે છે તે ભગવાન કેવો છે? એ પ્રશ્ન કેમ થયો? સર્વરૂપ સર્વનામ સર્વગુણધામ ભગવાનનું કોય એક નામ કે ગુણ પક્ષપાતયોગ્ય નથી. પ્રિય વ્યક્તિનું કોઈ એક અંગ કે ગુણ પ્રિય હોય અને બાકીના ગુણો કે અંગો અપ્રિય હોય એવું ન બને. પ્રેમ પાત્ર તો સંપૂર્ણપણે પ્રિય હોવું જોઈએ. નહીં તો અર્ધજરતીય ન્યાય આવી ઊભે. આથી કહે છે.—

**विश्वतोमुखस्य भजनं अखण्डदृष्टेः एव फललाभात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ**—**विश्वतोमुखस्य**=સર્વતોમુખ સર્વ ઠેકાણે વિશ્વ રૂપે ઉપસ્થિત અને વિશ્વથી અભિન્ન ભગવાનનું **भजनं**=સેવન કરવું ઘટે. કેમ? **अखंडदृष्टेः एव**=પૂર્ણ દર્શનથી જ, બીજાથી નહીં એવો **एव**=શબ્દનો અર્થ છે, **फलालभात्**=ઇષ્ટ મોક્ષ રૂપી ફળની પ્રાપ્તિ થાય છે.

**ભાષ્ય**—જો કે ભગવાનના કોઈ એ નામ કે ગુણના ભજનનો નિષેધ કરતા નથી, પરંતુ વિશ્વરૂપ અને વિશ્વનામ, સર્વ કલ્યાણ ગુણસંપન્ન, વિશ્વથી અભિન્ન એવા

ભગવાનનું ભજન જ અધિક ફળ દેનારું છે. અખંડ એવા ભગવાનમાં ખંડવૃત્તિ શોભન નથી. વિશ્વરૂપ ભગવાન છે એમ એનો સ્વીકાર કરવો ઘટે. વિશ્વરૂપે વર્તતા તેનું ભજન કરવું ઘટે. વિશ્વનો જે વિસ્તાર છે તેનાથીય અધિક વિસ્તારવાળા ભગવાનનું સર્વરૂપે, સર્વનામે, સર્વગુણે, સર્વક્રિયાએ સેવન કરવું ઘટે. કારણ કે સંકોચ અને ખંડદર્શન ન્યાયયુક્ત નથી. સર્વરૂપે સ્વીકૃત ભગવાનને જ જો સહૃદયપણે પૂજવામાં આવે, તો તે રાગદ્વેષાદિ સમગ્ર દોષસમુદાયને ક્ષીણ કરે છે. ભેદ હોય તો રાગાદિદોષની ઉત્પત્તિ થાય; અભેદમાં નહીં. અને અભેદ મુખ્ય છે, ભેદ ગૌણ છે. વિશ્વરૂપી વૃક્ષના મૂળ હોઈને ભગવાન બાહ્ય કે આંતર દૃષ્ટિએ વિશ્વથી અભિન્ન છે. મૂળરૂપ ભગવાન ભુવનદ્રુમરૂપે દશે દિશામાં વિકસીત બની પોતે પોતાનામાંજ, પોતાવડે જ પોતાને ખાતરજ રમણ કરે છે. આથી પ્રબોધની ઇચ્છાવાળા લોકોએ રાગદ્વેષાદિ સમસ્ત વિષમતાનો ઉચ્છેદ કરનારી અખંડ દૃષ્ટિનો સ્વીકાર કરવો. તેનાથી જ ઇષ્ટિતમ એવા મોક્ષફળની પ્રાપ્તિ થાય છે. વિશ્વરૂપ ભગવાને કહ્યું છે કે:—

"કીર્તતા મુજને નિત્ય યત્નશીલ દૃઢવ્રતી,
નમતા ભક્તિથી નિત્યયુક્ત સેવે મને સદા.
જ્ઞાનયજ્ઞ વડે બીજા પૂજતા વિશ્વતોમુખી—
અભેદે ભેદથી સવે મુજને બહુ રીતથી!
યજ્ઞ હું શ્રૌતને સ્માર્ત પિતૃ ને દૈવ અન્ન હું—
મંત્ર હું ઘી વળી હું છું, અગ્નિ ને હોમ કર્મ હું.
પિતા, માતા તથા ધાતા હું પિતામહ વિશ્વનો,
જ્ઞેય, પાવન, ૐકાર, ઋક્-સામ-યજુ-મન્ત્ર હું
ભર્તા, સાક્ષી, ફળ, સ્વામી, નિવાસ, શરણું સુહૃદ,
ઉત્પત્તિ, લયને સ્થાન, આશ્રય, બીજ અવ્યય.
હું તપાવું; તથા રોકું વિસારું વરસાદ વા—
મૃત્યુ, જીવન હું પાર્થ! કાર્ય, કારણ હું સખા!"

(અ. ૯. શ્લો. ૧૪-૧૯). ॥ ૫ ॥

પરંતુ "પુણ્યપ્રાન્તે મૃત્યુલોકે પ્રવેશ" એમ કહેતા ભગવાને વેદત્રયીની નિન્દા કરી છે! અને ભગવાને કહેલી વેદત્રયીમાં કરેલા ધર્મની નિંદા યોગ્ય નથી. કારણ કે વેદ પરમ આપ્ત છે અને ભગવાને જ કહેલા છે. પોતાના કહેલાંની પોતે જ નિંદા જો કરે તો લોકોમાં અવિશ્વાસ ઉપજે. આવી શંકા થતાં કહે છે :—

**सकामभक्तेः निन्दनं पुनरावृत्तेः ॥ ६ ॥**

**સૂત્રાર્થ—सकामभक्तेः** = કામનાથી કરેલી ભક્તિનું **निन्दनं** = નિન્દા કરવામાં આવે છે. શા માટે? **पुनरावृत्तेः** = કારણ કે સકામભક્તિ પુનર્જન્મને લાવે છે.

**ભાષ્ય**—ભગવાન પરમઆપ્ત વેદની નિન્દા કરતા નથી. પરંતુ વેદાર્થની વ્યવસ્થા કરે છે. અધિકાર પ્રમાણે કર્મનું વિધાન કરનાર, એ કામનાથી ધવાએલા-ઓને માટે કામ્ય કર્મો અને નિષ્કામ મનુષ્યો માટે નિષ્કામ કર્મયોગનું વિધાન કરતો હોઈને, વિવેકને અવકાશ આપતો હોઈને અતિઉદાર જાણવો. ભગવાન જે કરે છે તે તો વેદની આ વ્યવસ્થાનું વિવેચન માત્ર છે. વેદ આજ્ઞાનો વિરોધ કે નિન્દા નહીં. નિષ્કામ ભાવે કરેલા કર્મનું ફળ છે અક્ષય આત્મપ્રાપ્તિ. એવો વિવેક કરનાર ભગવાન, જનોનું હિત જ કહે છે. આથી ભગવાન વેદની નિંદા કરવામાં પરાયણ નથી, પણ વેદાર્થના રહસ્ય જાણવામાં પરાયણ છે—એમ માનવું ઘટે. ફલની ઇચ્છાથી વિંધાએલું કર્મ પુનર્જન્મ લાવનારું હોઇને ત્યાજ્ય છે; ફળના અનુસંધાન વિનાનું કર્મકરણ પુનર્ભવ ન લાવતું હોઇને ઉપાદેય છે, એવો વિવેક દર્શાવતા ભગવાન હિતતમ છે, એ થયો અર્થ. અને હિતતમ ભગવાનનું એ પ્રમાણેનું વચન છે કે:—

"યજ્ઞે પૂજી યાજ્ઞિકો શુદ્ધપાપ, સ્વર્ગપ્રાપ્તિ પ્રાર્થતા સોમપાની,
તે પુણ્ય પામી સુરરાજ લોક, ભોગો સ્વર્ગે ભોગવે દિવ્ય તેઓ.
તે આરોગી સ્વર્ગ ભોગો વિશાળ પુણ્યપ્રાન્તે મૃત્યુલોકે પ્રવેશે.
યજ્ઞાશ્રયે આમ રહેલ પામે, ભોગેચ્છુ આવાગમનો અનેક."

(અ. ૯. શ્લો. ૨૦-૨૧) ॥ ૬ ॥

ફલિત સિદ્ધાન્ત કહે છે:—

**निष्कामायाः प्रशंसनं तत्त्वलाभात् ॥ ७ ॥**

**સૂત્રાર્થ—निष्कामायाः** = ફલેચ્છાશૂન્ય ભક્તિનું **प्रशंसनं** = સ્તવન ભગવાન કરે છે. કેમ? **तत्त्वलाभात्** = એનાથી મોક્ષરૂપી તત્ત્વની-ભગવાનની પ્રાપ્તિ થાય છે માટે.

**ભાષ્ય**—સકામતા ત્યાજ્ય છે એવું પ્રતિપાદિત કરવા માટે જેમ સકામ-ભક્તિની નિંદા કરી તેમ નિષ્કામતા ઉપાદેય છે એવું પ્રતિપાદિત કરવા માટે નિષ્કામ ભક્તિની પ્રશંસા કરી છે. નિષ્કામભક્તિ તત્ત્વને પુરસ્કૃત કરે છે, અને તત્ત્વના લાભથી માનવ, કૃતકૃત્ય થાય છે. આથી તત્ત્વની પ્રાપ્તિ કરાવી આપનાર હોઈ ભગવાન નિષ્કામ ભક્તિની જ પ્રશંસા કરે છે. એ પ્રમાણે જ ભક્તોનું યોગક્ષેમ વહનાર ભગવાન પ્રતિજ્ઞા કરે છે કે:—

"અનન્ય ચિત્તથી જે કો ભજતા ચિન્તવી મને,
સદા તે યોગયુક્તોનું યોગક્ષેમ વહું સખે!"
(અ. ૯. શ્લો. ૨૨) ॥ ૭ ॥

પરંતુ આવા યોગક્ષેમનું વહન કરનારા ભગવાનને છોડી વિશાળ જનસમુદાય કેમ બીજા દેવતાઓનો ભક્ત બનતો હશે? કહે છે :—

**अन्यशरणं मोहात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ—अन्यशरणं** = બીજા દેવતાઓનું શરણ પ્રાયઃ બધા લોકો **मोहात्** = તત્ત્વજ્ઞાનના અભાવને લીધે લે છે.

**ભાષ્ય**—અનન્યભાવથી ભજતા લોકોનું યોગક્ષેમવહન ભગવાન અચ્યુત કરે છે, છતાં સૌ લોકો નથી તેને શરણે જતા કે નથી તેને અનન્યચિત્તે ભજતા. મોટે ભાગે બધા લોકો ભગવત્ તત્ત્વના મહિમાને મોહને લીધે ન જાણતા હોઈને, બીજા જ દેવોને શરણે જાય છે. મોહનો મહિમા અચિન્ત્ય છે. ભૂતવત્સલ ભગવાન કહે છે :—

"બીજા દેવતણા ભક્તો પૂજે શ્રદ્ધાથી તેમને,
મને જ તેય પૂજે છે ન પરંતુ યથાવિધિ!
રક્ષિતા ફળદાતા હું નક્કી સફલ યજ્ઞનો,
કિન્તુ ના જાણતા તત્ત્વે મને તેથી થતા ચ્યુત!
દેવોને દેવના ભક્તો, પિતૃને પિતૃના તથા,
ભૂતપૂજક ભૂતોને મળે, મત્પૂજકો મને!"
(અ. ૯. શ્લો. ૨૩–૨૫) ॥ ૮ ॥

પરંતુ રાજા–અનુચર ન્યાયે, કે વૃક્ષશાખા–ઉદ્ધરણના ન્યાયે ભગવાનનું પૂજન ઘણું મુશ્કેલ હોવું ઘટે! આ વ્હેમને દૂર કરતાં કહે છે :—

**न पदार्थापेक्षा भावप्रियत्वात् भगवतः ॥ ९ ॥**

**સૂત્રાર્થ—भगवतः** = પરમપ્રેમસ્વરૂપ પરમાત્મા **भावप्रियत्वात्** = ભક્તિભાવના પ્રેમી હોઈને **न पदार्थापेक्षा** = લૌકિક કે દિવ્ય પદાર્થોની તેને અપેક્ષા નથી. આથી ઈશ્વરનું પ્રીણન મુશ્કેલ નથી.

**ભાષ્ય**—જનતાનો આ ભ્રમ છે કે ઈશ્વરને ખુશ કરવા મુશ્કેલ છે અને બીજા દેવતાઓને પ્રસન્ન કરવા સહેલા છે. સત્ય એનાથી ઉલટું જ છે. ભક્તિ પ્રિય ભગવાન કદી પદાર્થો, વિધિ કે નિષેધ, અધિકાર કે અનધિકાર પાંડિત્ય કે અપાંડિત્યની અપેક્ષા રાખતા નથી. સ્થાવરજંગમ સૌ પદાર્થોનો માલિક છે ભગવાન.

તેને પદાર્થોનો, જ્ઞાનનો કે બીજા કોઈનો અભાવ નથી. તેને પદાર્થોનું નિવેદન તો સૂર્યને દીવો ધરવાની માફક ફક્ત ભક્તિના પ્રતીક રૂપે છે. તેમાં ભાવ મુખ્ય છે. વિધિ કે પદાર્થ નહીં. બીજા દેવોની પ્રસન્નતા તો વિધિનિષેધનાં પાલનની અને બીજાય ઘણા ખટાટોપની અપેક્ષા રાખે છે. તેમાં ખામી આવતાં એ આરાધ્ય દેવતા કુપિત પણ થઈ જાય! પરંતુ અહીં તો ભાવપ્રસ્તાવમાં વિધિનિષેધ, ક્ષતિ, કે બીજો કોઈ પ્રત્યવાય કે વૈષમ્યજનક કારણ નથી. આથી કેવળ ચિત્તથી માત્ર સાધી શકાતું હોઈને ઈશ્વરનું આરાધન મુશ્કેલ નથી. ભાવથી તુષ્ટ થતા ભગવાનનું તદનુસાર વચન છે કે :—

પ્રેમથી પત્ર કે પુષ્પ, સમર્પે ફલ વા જલ!
સમર્પ્યું પ્રેમથી તે હું આરોગું શુદ્ધ ચિત્તનું."

(અ. ૯. શ્લો. ૨૬ ) ॥ ૯ ॥

પરંતુ જ્ઞાનમૂલક પ્રેમનું રહસ્ય શું? ફળસહિત કરે છેઃ—

**समर्पणं प्रेमरहस्यं कर्मबन्धविनिवृत्तेः ॥ १० ॥**

**સૂત્રાર્થ—समर्पणं** = ત્યાગના અભિમાનના ય ત્યાગ પૂર્વક સર્વસ્વનું પ્રિયના ચરણોમાં સમર્પણ એ છે **प्रेमरहस्यं** = પ્રેમનું તત્ત્વ, કે મર્મ. કેમ? **कर्मबन्धविनिवृत्तेः** = સમર્પણથી ફળ સહિત કર્મબન્ધ દૂર થતાં હોઈને.

**ભાષ્ય**—સમર્પણ પ્રેમનો મર્મ છે. પ્રેમ અને તે સમર્પણસૂનો—એ વિરોધી છે. પ્રેમપાત્રને માટે સ્વરૂપનું પણ સમર્પણ કરીને પ્રેમ પ્રતિષ્ઠિત થાય છે. પ્રેમ આપે છે, લેતો નથી. તેના સુખે સુખી થઈને સ્વરૂપને મેળવનારો પ્રેમ, અયાચક હોઈને, પોતાનું સર્વસ્વ અર્પનારો હોય છે. અને એ સમર્પિત કરેલાંની એ યાદ પણ કરતો નથી. ઉત્તરોત્તર સમર્પણથી અકિંચન બનેલો પ્રેમ શોભે છે. અને સમર્પણની તો કોઈ સીમા નથી. સમર્પણયોગની ગુરુ છે સરિતા. હિમાલયથી નીકળેલી ભગવતી જાહ્નવી, એક શિખર પરથી બીજા પર ઉતરતી, વનોને ભેદતી, પાષાણો પર પછડાતી, તીર પર ઉગેલાં તરુ અને ક્ષેત્રોને પોષતી, કલરવ કરતી, ક્વચિત્ ચંચળતા તો ક્વચિત્ ગંભીરતા ધારણ કરતી, વણુથાકપણે દીર્ઘ માર્ગે જતી, પ્રત્યેક પળ તરંગ માળાને ધારણ કરતી, ખારા સમુદ્રને મળે છે, અને મળતી એવી તે નામરૂપ છોડી તદ્રુપ બને છે. એ જ પ્રમાણે સમર્પણમયી જીવગંગા પણ ભગવત્ સ્વરૂપમાં વિલીન થાય છે. પ્રેમજન્મ સમર્પણયોગ કર્મબંધનને છેદ છે. સ્વસમર્પણચતુર ભગવાનનું વચન છે કે :—

"જે કશું કરતો, ખાતો, દેતો વા હોમતો વળી,
તપ જે આદરે પાર્થ! મને તે કર અર્પણ!

કર્મબન્ધનથી આમ છૂટશે તું શુભાશુભ,
સંન્યાસયોગથી યુક્ત, વિમુક્ત પામશે મને !
સમ હું સર્વ ભૂતે; ના વેરી વ્હાલો મને છતાં,
જે મને ભક્તિથી સેવે તેમાં હું મુજમાં જ તે !

(અ. ૯. શ્લો. ૨૭-૨૯) ॥ ૧૦ ॥

ભગવદ્‌ભક્તિનું બીજું મહાત્મ્ય સુણાવે છે કે:—

**अनतिवदनीयं सत्कर्ममाहात्म्यम् सत्त्वादेव ॥ ११ ॥**

**સૂત્રાર્થ—अनतिवदनीयं** = અનતિવદનીય છે:—**सत्कर्ममाहात्म्यम्** = 'સત્' સ્વરૂપ ઈશ્વરને માટે કરેલા કર્મનું મહત્વ. કેમ **सत्त्वादेव** = સત્ સ્વરૂપ હોઈને જ.

**ભાષ્ય**—સત્કર્મનું માહાત્મ્ય અનિર્વચનીય છે. સત્કર્મમાત્ર ભગવાનના સત્સ્વરૂપનું પૂજક છે. અતિ દુરાચારી પણ એકાદ સત્કર્મથી મોટા ભયથી ઉગરી જાય ! એક નાનકડી પણ સળગેલી દીપકલિકા સૂચિભેદ્ય ગાઢ અંધકારને ભેદે છે, તેમ ભક્તિ અર્થે કરેલું એક સત્કર્મ અંતરના ગાઢ અંધકારને ભેદે છે. આ જ છે ભગવદ્‌ભક્તિની મહત્તા. સત્કર્મના પ્રભાવ જાણનાર ભગવાનનું વચન છે કે:—

"અતિપાપી છતાં જો કો મને સેવે અનન્ય થૈ,
માનવો સાધુ તેને, તે કેમકે શુભનિશ્ચયી
ધર્માત્મા તે બને શીઘ્ર, પામે શાશ્વત શાન્તિ ને
પ્રતિજ્ઞા કર તું મારો ભક્ત નાશ ન પામશે !
વળગી મુજને પાર્થ ! યદિ હો પાપયોનિયે,
સ્ત્રી વૈશ્યો કે તથા શૂદ્રો પામે તેય પરાગતિ !

(અ. ૯. શ્લો. ૩૦-૩૨) ॥ ૧૧ ॥

હેતુપૂર્વક કર્તવ્ય કરે છે :—

**भक्तिरेव लोकस्य अनित्यत्वात् असुखत्वाच्च ॥ १२ ॥**

**સૂત્રાર્થ—भक्तिरेव** = બીજાનો વ્યવચ્છેદ એવો एव નો અર્થ છે. ભગવાનની, પરમપ્રેમ રૂપ અમૃત સ્વરૂપા ભક્તિ જ કરવી. કેમ ? **लोकस्यः** કર્મફલના ભોગાયતન રૂપી દેહ **अनित्यत्वात्** = અધ્રુવ હોવાને લીધે **च** = તથા **असुखावहत्वात्** = અલ્પસુખ દેનાર હોઈને.

**ભાષ્ય**—મનુષ્ય દેહ અનિત્ય અને અલ્પસુખ હોઈને એક જ કર્તવ્ય છે. અને તે છે ભક્તિ. ભક્તિ પરમપ્રેમ રૂપ અને અમૃતસ્વરૂપા છે. પરમપુરુષ તેનો

વિષય છે. આથી ભગવાનનું ભજન જ ફળે છે. ભકિતજ હરિને તોષે છે. ભગવાનને તોષવા ઇચ્છતો ભકત, ભગવતી વસુંધરાનુંય અનેરું સમૃદ્ધ સૌભાગ્ય છે. પ્રેમના તત્ત્વને જાણનાર ભગવાનનું એવું વચન છે કે :—

" તો પછી વાત શી પુણ્ય ભકત રાજર્ષિ વિપ્રની
અનિત્ય લોક આ પામી અસુખ; ભજ તું મને."

( અ. ૯. શ્લો. ૩૩ ) ॥ ૧૨ ॥

પરંતુ ભક્તિ જો મોટી હોય તો તો હવે જ્ઞાનથી બસ. આ શંકા થતાં કરે છે :—

**ज्ञानादभिन्ना भक्तिः समानफलत्वात् ॥ १३ ॥**

**सूत्रार्थ—ज्ञानात्** = તત્ત્વજ્ઞાનથી. **अभिन्ना** = અવિશિષ્ટ છે, **भक्तिः** = પરમાત્મા પર અનરાગ રૂપી પ્રેમ. કેમ ? **समानफलत्वात्** = ભકિત અને જ્ઞાનનું ફલ તુલ્ય હોવાથી.

**ભાષ્ય**—જ્ઞાન અને ભક્તિ વચ્ચે સાચે કોઈ ભેદ નથી. જળ તે હિમ છે અને હિમ તે જળ જ છે; હિમ અને જળ વચ્ચે તાત્ત્વિક ભેદ નથી. ભકિતનું ઘટ્ટ સ્વરૂપ છે જ્ઞાન અને જ્ઞાનનું પ્રવાહી સ્વરૂપ છે ભકિત; એટલા માત્રથી એ બેમાં કોઈ ભેદ પડતો નથી. આ નિશ્ચય કેવી રીતે થાય ? ફલની સમાનતાને લીધે. જે જ્ઞાનનું ફળ છે તે જ ભક્તિનું પણ છે. ભગવત્ પ્રાપ્તિ એ જ્ઞાનનું ફળ છે, તે જ ભક્તિનું પણ છે. આથી એ બે વચ્ચે ભેદ નથી. તેથી પરમજ્ઞાન સ્વરૂપ વિશ્વભકત ભગવાને કહ્યું છે કે :—

મારામાં મન હો તારું, પૂજા, ભક્તિ નમસ્ક્રિયા,
મને જ પામશે જોડી આમ ચિત્ત મદાશ્રય !"

( અ. ૯. શ્લો. ૩૪ ) ॥ ૧૩ ॥

**॥ इति राजविद्याराजगुह्ययोगः ॥**

---

## ॥ अथ विभूतियोगः ॥

નવમા અધ્યાયમાં કર્મયોગનું અંગભૂત ભક્તિને પેદા કરનારું તત્ત્વજ્ઞાન વિજ્ઞાન સહિત ભગવાને કહ્યું. નિષ્પાપ જીવને, આત્માનાં વિશદદર્શન કરાવવા, ભક્તિની પ્રવૃત્તિ છે. નિષ્ઠા પામેલી એ ભગવતી ભક્તિ સર્વ પાપનો નાશ કરે છે. પરમાત્માને ભક્ત પરવશ બનાવે છે. ચિન્માધુરીથી ભરેલી એ, ભગવાનને ભક્તના અનુગામી બનાવે છે. તે દેવીની દઢતા માટે પરમાત્માના સંપૂર્ણ નિરંકુશ ઐશ્વર્યનું નિરૂપણ કરવું

ઘટે. ભગવાનના ઐશ્વર્યને જાણતો જીવાત્મા જ નિઃશંકપણે સર્વભાવે તેને શરણે જાય. આથી વિભૂતિના કથનને બહાને ભક્તિને પોષતા ભગવાન જે કહ્યું તેનો અનુવાદ કરતાં કહે છે :—

**हितकाम्यया विभूतिख्यापनप्रतिज्ञा ॥ १ ॥**

**સૂત્રાર્થ—हितकाम्यया** = અર્જુન દ્વારા સમગ્ર જીવોનું પ્રિય પ્રાપ્ત કરાવવાની આકાંક્ષાથી **विभूति०** = પોતાની વિવિધ રૂપે થવાની શક્તિનું કથન કરવાની ભગવાને પ્રતિજ્ઞા કરેલી જાણવી.

**ભાષ્ય**—પ્રેમસાગર પરમાત્મા પોતાના શિષ્ય અર્જુનના પ્રશ્નની પણ અહીં રાહ જોતા નથી. પોતે જ તેના પરમહિતની આકાંક્ષાથી પોતાની વિભૂતિ કહેવાનું સ્વીકારે છે. જે પ્રિયતમ હોય તે જ હિત હોય છે. પરમાત્મા પ્રાણીમાત્રના પ્રિયતમ છે. જાણ્યે કે અજાણ્યે સૌ પ્રાણીઓ પરમાત્મા પર સ્નેહ કરે છે. તેને ચાહે છે. ‘ તદ્વન ’ પરમાત્મા બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધી સૌને વાંછિત છે. તે હિતતમ પ્રિયતમ પરમાત્માની વિભૂતિનું શ્રવણ પ્રેમને રુચે છે. પ્રેમપાત્રના પરાક્રમનું શ્રવણ કરતાં કયો રસજ્ઞ તૃપ્ત થાય ? પ્રેમપાત્રની કથા હૃદયનું રસાયણ હોય છે. આથી શ્રવણમાં તૃપ્તિ પામેલા અર્જુન અને તેના દ્વારા સૌ શ્રેયોર્થી પ્રાણીઓને પોતાની વિભૂતિનું ખ્યાપન કરવાની પ્રતિજ્ઞા કરે છે: એ પ્રમાણેનું એમનું વચન છે કે :—

વળી મારું મહાબાહો ! વાક્ય તું સુણ ઉત્તમ !
જે તને હિત ઇચ્છાથી શ્રવણોત્સુકને કહું ”
(અ. ૧૦. શ્લે. ૧. ) ॥ ૧ ॥

ભગવાનના વચનના શ્રવણ–મનન–નિદિધ્યાસમાં જ હિતની સીમા છે.

તો ભગવાનનું એ વચન કયું ? કહે છે :—

**दुर्विज्ञेयः भगवत्प्रभावः आदित्वात् शिशुवत् ॥ २ ॥**

**સૂત્રાર્થ—दुर्विज्ञेयः** = સમાધિનું સેવન કરનારા દેવો અને મહર્ષિઓને પણ દુરવગાહ્ય છે **भगवत्प्रभावः** = ભગવાનનો સત્તાતિશય. કેવી રીતે ? **आदित्वात्** = સમસ્ત જગતનું ભગવાન ઉત્પત્તિકરણ હોઈને. **शिशुवत्** = બાળકની માફક.

**ભાષ્ય**—સત્કર્મના પ્રકર્ષથી દેવત્વને પ્રાપ્ત કરતા, સમાધિમાં કુશળ મહર્ષિઓને પણ ભગવાનનો પ્રભાવ દુર્જ્ઞેય છે. પ્રભાવ એટલે અતિશય સત્તા. સર્વે ભાવો ભગવાનના સત્તાવાહક છે. પિતાના પ્રભાવને તેનાથી જન્મેલાં બાળકો જાણવા જેમ સમર્થ નથી, તેમ પરમાત્માને લીધે જેમને

અસ્તિત્વ પ્રાપ્ત થયું છે તેવા બધા ભાવો પરમાત્માના સત્તાતિશયને માપવા સમર્થ નથી. ભગવાને વેદમાં કહ્યું છે કે " को अद्धा वेद क इह प्रवोचत् कुतः आ जाता कुतः इयं विसृष्टिः ? अर्वाक् देवाः अस्य विसर्जनेन, अथा को वेद यतः आबभूव " કોણ સાચું જાણે છે? કોણ કહી શકે છે કે ક્યાંથી આ સૃષ્ટિ જન્મી છે–ક્યાંથી એ આવી છે? કેમકે દેવો એના સર્જન પછીના. તો પછી કોણ જાણે છે કે એ ક્યાંથી આવી? આથી સર્વતંત્ર સ્વતંત્ર ભગવાનનું તંત્ર દુરવબોધ છે. તેથી તેમનું હિતતમ વચન સાંભળવા જેવું છે. અને તે પ્રમાણે ભગવાનનું વચન છે :—

" મારાં સામર્થ્યને જાણે ન દેવો વા મહર્ષિઓ,
મહર્ષિ, સર્વ દેવોનો કેમકે આદિ હું રહ્યો ! " (અ.૧૦ શ્લો. ૨)॥૨॥

અતિશય સત્તાવાળા ભગવાનને જાણીને ફળ શું? કહે છે :—

**प्रभाववेदनात् पापप्रमोकः ॥ ३ ॥**

**સૂત્રાર્થ**– ભગવાનના **प्रभाववेदनात्** = નિરતિશય સત્તાના જ્ઞાનથી **पापप्रमोकः** = પાપમાંથી મુક્તિ થાય છે.

**ભાષ્ય**—જે ભગવાનની નિરતિશય સત્તાને જાણે તે બધાં પાપથી મુક્ત થાય છે. પાપની ઉત્પત્તિ છે રાગદ્વેષમાંથી. રાગદ્વેષ દ્વૈતભાવને લીધે થાય છે. અદ્વિતીય, સર્વસત્તા સ્વરૂપ ભગવાનને જાણ્યા બાદ રાગદ્વેષને સ્થાન ન રહે. કારણ કે તેના ઉત્પાદક અજ્ઞાનનો જ નાશ થઈ જાય. સર્વભૂતના આત્મા સ્વરૂપ ભગવાનનું જ્ઞાન થતાં અજ્ઞાન નાશ પામે. આથી ભગવાનનો પ્રભાવ જાણવાથી સૌનો પાપ રૂપી મેલ નાશ પામે છે. સર્વ સત્તામય પરમાત્માની એ પ્રમાણેની ઉક્તિ છે—

" અનાદિ, અજ, જે જાણે, મને લોક મહેશ્વર,
મનુષ્યોમાં વિવેકી તે છૂટતો સર્વ પાપથી " (અ.૧૦ શ્લો. ૩) ॥૩॥

પરંતુ અદૃશ્ય એવા ભગવાનના અતિશય પ્રભાવને કેવી રીતે અમે જાણી શકીએ? કહે છે—

**अन्तर्यामित्वं भूतभावनियामकत्वात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ**—ભગવાન **अंतर्यामित्वं** = અંદરથી નિયમન કરનારા છે એમ જાણવું. કેવી રીતે? **भूतभाव०** = ચાર પ્રકારના પ્રાણીઓના બુદ્ધિથી માંડી અયશ સુધીના ભાવોનું **नियामकत्वात्** = ઠીક ઠીક નિયંત્રણ કરનારા હોવાથી.

**ભાષ્ય**—મલિન ચિત્તવાળાઓને ભગવાન અદૃશ્ય છે છતાં વિમલ ચિત્તવાળાને તે દૃશ્ય છે. એ ભગવાન અંતર્યામી તરીકે રહે છે. આથી સૌને તે પ્રકટ નથી. સ્થિર અને જંગમ ભૂતોના અને તેમના ભાવોના નિયામક હોઈને તેનું અંતર્યામીપણું જાણવું.

સમસ્ત પ્રાણીઓ અને તેમના ભાવોનો નિયન્તા પરમેશ્વર છે. જેના નિયંત્રણથી નિયંત્રિત થએલું આ બ્રહ્મચક્ર પ્રતિક્ષણ ભમે છે. તેને ઓળંગીને કોઈ જઈ શકતું નથી; સૌનાં હૃદયમાં રહી આ સમગ્ર વિશ્વને સાક્ષાત્ જોતો એ, યથા સમય, યથા સ્થાન, યથા નિમિત્ત તેને ચલાવે છે; બધાંય આંતરભાવોને દેશકાળ નિમિત્ત અનુસાર સ્ફુરાવે છે, તે સૌનો વશી છે–એમ સિદ્ધ થાય છે. તે પ્રમાણે તેનું વચન છે :—

જ્ઞાન, બુદ્ધિ, ક્ષમા, સત્ય, વિવેક, દમ ને શમ,
સુખ દુઃખ તથા ભાવ, અભાવ ને ભયાભય.
અહિંસા, સમતા, તોષ, તપ, દાન, યશાયશ,
ભૂતોને ભાવ આ ભિન્ન મારાથી જ થતા બધા.
મહર્ષિ સાત પૂર્વેના, મનુઓ ચાર જે તથા,
મન્મયી માનસી સૃષ્ટિ લોકે આ જેમની પ્રજા.

( અ. ૧૦. શ્લો. ૪–૬ ) ॥ ૪ ॥

પણ ભગવાન અંતર્યામી સર્વેશ્વરના જ્ઞાનથી આપણને શું મળે ? કહે છે :—

**सततयुक्तानां भगवदुपयानं तद्दत्तबुद्धियोगात्** ॥ ५ ॥

**સૂત્રાર્થ—सततयुक्तानां** = નિત્ય યુક્ત જીવનું **भगवदुपयानं** = ભગવાનની પાસે ગમન થાય છે. કેવી રીતે ? **तद्दत्तबुद्धियोगात्** = તેણે—પ્રસન્ન થએલા ભગવાને–આપેલી બુદ્ધિના યોગથી.

**ભાષ્ય**—જે ભગવાનનો સત્તાતિશય અને વિભૂતિને તાત્વિકપણે જાણે છે તે અચલ યોગયુક્ત બને છે. કામનાથી નહીં, પ્રીતિપૂર્વક હંમેશાં ભગવાનમાં સંલગ્ન બાહ્ય અને આંતર કરણવાળા, પોતપોતાના કર્મમાં બાળક સમાન ખેલતા જીવો ભગવાનની પાસે પહોંચે છે. અને તે પ્રસન્ન થએલા ભગવાને આપેલ સમત્વબુદ્ધિથી શક્ય બને છે. ભગવાને આપેલો આ સમત્વબુદ્ધિ રૂપી યોગનો પ્રસાદ તે જ ભજનારનો મહાલાભ છે. ભગવાન એ જ કહે છે :—

" આ વિભૂતિ અને યોગ જાણે જે તત્ત્વથી મુજ,
નિષ્કંપ યોગથી યુક્ત થાય એમાં ન સંશય !
ઉત્પત્તિ હેતુ હું સૌનો, પ્રવર્તે મુજથી બધું.
જાણી એમ મને શાણા ભજે ભાવભર્યા ઉરે !
મારામાં મનને પ્રાણ જેનાં અન્યોન્ય બોધતા !
વળી કે'તા મને નિત્ય, આનંદે ને વળી રમે !
પ્રેમથી ભજનારા ને હમેશાં યુક્ત તેમને,
બુદ્ધિનો યોગ તે અર્પું જેથી પામી શકે મને."

( અ. ૧૦. શ્લો. ૭–૧૦ ) ॥ ૫ ॥

પરંતુ હૃદયના અંધકારનો નાશ થયા વિના ભગવાનની પાસે જવાય શી રીતે? ભગવાનના અતુલ્ય અનુગ્રહનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે :—

**अज्ञानजतमोनाशः भगवदनुकंपयैव अधिकारात् ॥ ६ ॥**

**સૂત્રાર્થ—अज्ञान०** = અવિદ્યામાંથી ઉત્પન્ન થએલા અંધકારનો નાશ **भगवदनुकंपयैव** = બીજા સાધનનું નિવારણ કરનારો **एव**નો અર્થ છે. કરુણા-સાગર ભગવાનની કરુણાથી જ તે બને. બીજી રીતે નહીં. કેમ? **अधिकारात्** = અંધકારના નાશમાં તે કરુણતા જ આધિકારી છે માટે.

**ભાષ્ય**—ત્રણે લોકના દીપક ભગવાન સૂર્ય કે આકાશદીપ ભગવાન ચંદ્ર જ્યાં પ્રવેશી શકતા નથી. તેવા ગાઢ અંધકારથી ભરેલા, અજ્ઞાનથી જન્મેલા હૃદયપ્રદેશમાં અંતર્યામી ભગવાન જ પ્રકાશ પાથરે છે. સત્કર્મમૂર્તિ સમા, પૃથ્વીના તિલક સમા, જે જીવ પર અજ્ઞાનના તિમિરનો નાશ કરનારી ભગવાનની અનુકંપા ઉતરે છે, તે જ ભગવાનની અનુકંપાનું મૂલ્ય સમજે છે. જેના હૃદયમાં રહેલ જન્મમરણને લાવનાર અજ્ઞાનનું અંધારું સ્વયંજ્યોતિ ભગવાન પોતાની અનુકંપાથી ધુવે છે તેના ભાવનો મહિમા વર્ણવવા માટે સહસ્રમુખવાળો શેષ પણ અસમર્થ છે. ભગવાનની અનુકંપાનું મૂલ્ય તો કોઈ શુક, કે સનત્કુમાર કોઈ નારદ કે વ્યાસ કે પ્રહ્‌લાદ જાણે. અહો? તેમનું ભાગ્ય! અંતરના અંધારાનો નાશ કરવાનો અધિકાર છે કેવળ ભગવાનની કૃપાનો. " न तत्र सूर्यो भाति न चन्द्रतारकं। नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः? तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति।" " ત્યાં સૂરજ ચળકતો નથી, ન તો ચંદ્ર કે તારાઓ, નથી વીજળીઓ તો પછી આ અગ્નિ તો ક્યાંથી જ હોય? તેની ચમકની પાછળ પાછળ ચમકે છે આ બધું. તેના પ્રકાશે આ બધું ભાસે છે." એવી શ્રુતિ પણ છે. જ્યોતિની જ્યોતિ એ ભગવાન પોતાના ભક્તને આત્મજ્યોતિનું દાન દઈ અનુગ્રહીત કરે છે. આ અનુગ્રહ ભગવાનના બીજા બધા અનુગ્રહથી શ્રેષ્ઠ જાણવો, કારણ કે આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારો તે છે. કરુણામય ભગવાનનું વચન છે કે :—

" દયા ખાતર તેઓની હું અજ્ઞાન જણ્યું તમ-
નસાડું હૃદયે ઊભો, ભાસ્વર જ્ઞાન-દીપથી."

(અ. ૧૦. શ્લો. ૧૧) ॥ ૬ ॥

સંક્ષેપમાં કહેલી વિભૂતિથી તૃપ્ત ન થતાં, વિસ્તારપૂર્વક સાંભળવાની ઇચ્છાવાળા અર્જુને જે કર્યું તે કહે છે :—

**विभूतिज्ञानार्थं प्रार्थना ॥ ७ ॥**

**સૂત્રાર્થ—વિભૂતિજ્ઞાનાર્થમ્** = વિવિધ રૂપે જાતને પ્રકટ કરનાર ભગવાનના ઐશ્વર્યના જ્ઞાન માટે **પ્રાર્થના** = અર્જુનની સ્તુતિ જાણવી.

**ભાષ્ય**—વિસ્તારપૂર્વક ભગવાનના નિરંકુશ ઐશ્વર્યને સાંભળવાની ઇચ્છાથી અર્જુન ભગવાનને વિનવે છે. પ્રાર્થના હૃદયને પીગળાવે છે. પ્રાર્થનાથી પીગળેલા ગુરુ ન પૂછ્યું હોય તોય, ગુહ્ય હોય તોય, શિષ્યનું કલ્યાણ કહે છે. આથી ભગવાનની વિભૂતિના જ્ઞાન માટે અર્જુનની સ્તુતિ છે. એના શ્લોકો છે :—

"પરબ્રહ્મ, પરસ્થાન, શ્રેષ્ઠ પાવન પૂર્ણ છો,
અજન્મા વિભુ ને દિવ્ય આદિદેવ સનાતન !
સર્વે ઋષિ કહે આમ તથા દેવર્ષિ નારદ !
અસિત, દેવલ, વ્યાસ, સ્વયં આપ વળી કહો.
આ બધું સત્ય હું માનું, કહો જે આપ કેશવ !
ભગવાન્ ! આપનું રૂપ ન જાણે દેવ દાનવ !
જાતે જ જાતને સાક્ષાત્ જાણો છો પુરુષોત્તમ !
ભૂતભાવન ! ભૂતેશ ! દેવદેવ ! જગત્પ્રભો !
વિભૂતિ આપની દિવ્ય પૂર્ણતાથી કહો મને,
જે વિભૂતિ વડે વ્યાપી લોકને આપ છો ઉભા !
જાણું હું કેમ હે યોગી ! સ્મરતો આપને સદા
કયા કયા પદાર્થોમાં ભગવન્ ! સ્મરણીય છો ?
વિસ્તારે આપનો યોગ ને વિભૂતિ જનાર્દન !
કહો વળી; નથી તૃપ્તિ વળી, અમૃતને સુણી."

(અ. ૧૦ શ્લો. ૧૨ થી ૧૮) ॥ ૭ ॥

અર્જુને પ્રાર્થના કરતાં ભગવાને જે કહ્યું તેનું રહસ્ય કહે છે :—

**आनन्त्यं विभूतेः अनन्तत्वात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ--आनन्त्यं** = અનન્તતા છે **विभूतेः** = ભગવાનની વિવિધરૂપે સ્થિતિની–કેવી રીતે ? **अनन्तत्वात्** = ભગવાનની શકિતનો અંત ન હોવાને લીધે.

**ભાષ્ય**—કદાચ પૃથ્વીની રજકણ ગણાય, આકાશના તારા ગણાય, વર્ષાની ધારા ગણાય, પણ હજાર પુરુષાયુષે પણ ભગવાનની વિભૂતિની ગણના ન થઈ શકે. ભગવાન અનન્ત છે. અનન્તશકિત છે. અનન્ત ભાવે તે વર્તે છે. ભગવાન પણ પોતાના મહિમાને પૂર્ણપણે જાણે છે કે નથી જાણતા એવી શંકા થાય ! આથી તે પણ પોતાની કેટલીક મુખ્ય વિભૂતિઓ જ કહે છે. "हन्त ते कथयिष्यामि" "કહીશ વારુ"થી માંડી "मम तेजोंऽशसंभवं" "મારા તેજના અંશથી થયું"

ત્યાં સુધીનો સંદર્ભ ભગવાનની અનન્ત વિભૂતિમાંથી થોડીક વિભૂતિનો જ સમાવેશ કરે છે. ટૂંકમાં, જાણેલા ભગવાન કરતાં ન જાણેલો ભગવાન જ વધારે હોય છે ॥ ૮ ॥

અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છે :—

**एकांशेन जगद्रूपेण संस्थितिः च उत्कर्षात् ॥ ९ ॥**

**સૂત્રાર્થ—च** = તથા **एकांशेन जगद्रूपेण** = પોતાના એક અંશથી **संस्थितिः** = ઠીક ઠીક અવસ્થાન, **उत्कर्षात्** = સામ્ય અને આધિક્ય શૂન્ય ઐશ્વર્યનાં ઉત્કર્ષ ને લીધે છે.

**ભાષ્ય**—ભગવાનનો એક અંશમાત્ર વિશ્વરૂપે પ્રકટ થએલો આપણે જોઈએ છીએ. અને એ સર્વભૂતાત્મક એક અંશમાત્રને જાણવાથી આપણે પરિતૃપ્ત અને વિસ્મિત બનીએ છીએ, એક કણ માત્રથી તૃપ્ત થતી કીડી સાકરનો ડુંગર ખાવા સમર્થ નથી. વેદમાં પણ કહ્યું છે કે " पादोऽस्य विश्वाभूतानि त्रिपादस्यामृतं दिवि " " એ પરમાત્માનો એક ચરણ તે આ સ્થાવરજંગમ જગત છે, તેના ત્રણ અમૃત પાદો તો સ્વર્ગમાં છે. " તેથી બ્રહ્મ અનન્ત છે. એનું ઐશ્વર્ય અનન્ત છે. અનંત અનંતમાં રમણ કરે છે. એવો મંત્ર પણ છે " पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते " " તે પૂર્ણ છે આ પૂર્ણ છે. પૂર્ણમાંથીપૂર્ણ ઉપજે છે. પૂર્ણ પૂર્ણને લઈને પૂર્ણ જ બાકી રહે " આજ અર્થનું દ્યોતન કરનારું ભગવાનનું પણ વચન છે :-

" અથવા આ બધું જાણ્યે તને શો લાભ અર્જુન !<br>
થંભાવી આ બધું વિશ્વ, એકાંશે હું રહ્યો ઉભો.<br>
( અ. ૧૦ શ્લો. ૪૧ ) ॥ ૯ ॥

**॥ इति विभूतियोगः ॥**

---

## ॥ अथ विश्वरूपदर्शनयोगः ॥

શિષ્ય પર અનુગ્રહ કરવા ભગવાને ગુહ્ય અધ્યાત્મ જ્ઞાન કહ્યું, તેનાથી શિષ્યનો મોહ તો નાશ પામ્યો. તો પછી વિશ્વરૂપ બતાવવા માટે તેણે વિનંતિ શા માટે કરી ? એ વિનંતિ તો સંશય સૂચવે છે. ભગવાનના ઐશ્વર્ય વિષે સાંભળી અર્જુન, એવું એમનું રૂપ જોવા ઇચ્છે છે. એ ઇચ્છા સંશય સૂચવનારી છે ! તો સમાધાન દેતાં કહે છે—

**श्रवणात् दर्शनं ज्यायः सद्यः प्रतीतिकरत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—શ્રવણાત્** = સાંભળવા કરતાં **દર્શનમ્** = સાક્ષાત્ જોવું **જ્યાયઃ** = એ વધારે સારું કેમ? **સદ્યઃ** = વિના વિલંબે **પ્રતીતિકરત્વાત્** = ખાત્રી કરાવનારું હોવાથી.

**ભાષ્ય**—સાંભળેલાં કરતાં જોયેલું વધારે સારું છે. કાન અને આંખમાં આંખ જલ્દી પ્રતીતિ કરાવે. જો કે ભગવાનનાં વચનથી અર્જુનને પ્રતીતિ તો થઈ, છતાં સાંભળેલું જ્યાં સુધી જોવા ન મળે ત્યાં સુધી હૃદયનું પૂરું સમાધાન ન થાય. પ્રત્યક્ષ એવી અવિદ્યા પ્રત્યક્ષ એવા જ્ઞાનથી જ નિવૃત્ત થાય. આથી વિશ્વરૂપ બતાવવા માટેની અર્જુનની વિનંતી યોગ્ય જ છે અને વળી સમર્થ ગુરુ સાક્ષાત્કાર કરાવે. વિદ્યા સાક્ષાત્કારમાં પરિણમવી જોઈએ. અને બ્રહ્મ વિદ્યામાં તો સાક્ષાત્કાર અનિવાર્ય છે. જ્યાં સુધી પરમાત્મા સાક્ષાત્ ન દેખાય ત્યાં સુધી આયુષ્માન્ સંશય ક્ષીણ ન થાય; ચિરંજીવ વિપર્યાસ મરે નહીં. અને સંશય અને વિપર્યાસવાળું જ્ઞાન અજ્ઞાનથી અદકું નથી. આથી સાંભળેલાનો સાક્ષાત્કાર, સંશય અને વિપર્યાસનો નિવર્તક હોઈને અનિવાર્ય છે. આથી અર્જુનની વિનંતી ઉચિત છે. તેના વિનંતિના શ્લોક છે :—

"મારા અનુગ્રહાર્થે જે ગુહ્ય અધ્યાત્મ નામનું,
શ્રેષ્ઠ આપે કહ્યું વાક્ય તેથી મોહ ગયો મુજ.
આપથી જન્મને નાશ, વિસ્તારે ભૂતનો સુણ્યો
વળી અવ્યય માહાત્મ્ય આપનું પદ્મલોચન!
વર્ણવ્યા આપને આપે જેમ આ પરમેશ્વર!
ઇચ્છું તે ભાળવા રૂપ ઈશ્વિરીય નરોત્તમ!
જો માનો ભાળવું શક્ય એમ મારા વડે પ્રભો!
યોગેશ્વર બતાવો તે સ્વરૂપ નિજ અવ્યય!"

(અ. ૧૧. શ્લો. ૧–૪) ॥ ૧ ॥

તેમાંથી ફળતો અર્થ કહે છે :—

**अतः दर्शनार्थे विज्ञप्तिः ॥ २ ॥**

**સૂત્રાર્થ—અતઃ** = આ કારણે **દર્શનાર્થે** = વિશ્વરૂપના દર્શન માટે **વિજ્ઞપ્તિઃ** = અર્જુનની ભગવાન સમક્ષ વિનંતિ છે.

**ભાષ્ય**—સંશય અને વિપર્યયને દૂર કરનારું છે સાક્ષાત્ દર્શન. તેથી અહીં અર્જુન ભગવાનને પોતાનું ભગવદ્રૂપ બતાવવા વિનવે છે. ॥ ૨ ॥

એ પ્રમાણે દર્શન દેવા પ્રાર્થતાં ભગવાને શું કર્યું? કહે છે :—

**स्वीकारः दृष्टिदानं च ॥ ३ ॥**

**સૂત્રાર્થ—स्वीकारः** = શિષ્યની પ્રાર્થનાનો ગુરુને સ્થાને રહેલા ભગવાને પ્રસન્ન મનથી અંગીકાર કર્યો. **च** = તથા **दृष्टिदानं** = ભગવાનના વિશ્વરૂપને જોવાને માટે યોગ્ય દૃષ્ટિનું દાન કર્યું.

**ભાષ્ય**—શક્તિશાળી ગુરુ શિષ્યની ઉચિત ઇચ્છા પૂર્ણ કરે જ અને ભગવાન તો સર્વ સમર્થ અને ગુરુઓનો પણ ગુરુ છે. આત્મપ્રિય સખા અને શિષ્યની પ્રાર્થના, સમાધાન આપવાના હેતુથી ભગવાને સ્વીકારી. પ્રસન્ન થએલ ભગવાન શું ન કરે? પ્રાર્થના સ્વીકારી એટલું જ નહીં પણ જોવાની દૃષ્ટિ પણ અર્જુનને આપી. એ દૃષ્ટિ તે જ ભગવાનનો અનુગ્રહ. તેનું મહત્વ અમાપ છે. ગુરુ આપે છે તે દૃષ્ટિ જ. જ્ઞાનના અંજનથી દૃષ્ટિ ખોલનાર ગુરુ, પોતાના સર્વસ્વથી હમેશાં પૂજવા યોગ્ય હોય છે. તે પ્રમાણેના ભગવાનનાં દયામય વચનો છે :—

"સેંકડો ને હજારો આ સ્વરૂપો મુજ ભાળ તું;
દિવ્ય નાના પ્રકારોનાં અનેક વર્ણ રંગના;
સૂર્યો ને વસુઓ, રુદ્રો, અશ્વિ બે, વાયુઓ તથા;
પૂર્વે કદી ન પેખેલાં જો આશ્ચર્યો અનેક તું;
અહીં આ એક ઠેકાણે મુજ દેહે રહ્યું બધું;
ચરાચર જગત્ જોને, બીજું જે પેખવા ચહે!
કિન્તુ ના શક્ય હું જોવો, આનાં આ તુજ નેત્રથી
ચક્ષુ દિવ્ય તને અર્પું, જો મારો યોગ ઇશ્વરી."

(અ. ૧૧. શ્લો. ૫–૮) ॥ ૩ ॥

પરંતુ એ દૃષ્ટિ એટલે શું? દર્શન તો ચર્મચક્ષુથી થાય. અને તે તો ભગવાનના દર્શન કરવા માટે સમર્થ નથી. તેમાં તેનો અધિકાર નથી. ઉલટું તે તો પ્રત્યવાય રૂપ છે. ભગવાને આપેલાં ચક્ષુની દિવ્યતાને સ્પષ્ટ કરતાં સમાધાન આપે છે કે :—

**दिव्यदृष्टिः समाधिः उपपत्तेः ॥ ४ ॥**

**સૂત્રાર્થ—दिव्यदृष्टिः** = અલૌકિક દૃષ્ટિ-દર્શનની શક્તિ **समाधिः** = વિશ્વના દર્શન માટે સમર્થ સાત્ત્વિક મનની અવસ્થા જાણવી. કેવી રીતે? **उपपत्तेः** યોગ્ય હોઈને.

**ભાષ્ય**—સામાન્ય રીતે ચર્મચક્ષુ ભગવાનને જોવા સમર્થ નથી. ચામડાંની આંખે તો સ્થૂલ વસ્તુનું દર્શન થઈ શકે. સૂક્ષ્મતાની અવધિ રૂપ ભગવાન તેનો વિષય થઈ ન શકે. "दृश्यते त्वग्र्या बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः" = સૂક્ષ્મ દર્શીઓ તેને એકાગ્ર સૂક્ષ્મ દૃષ્ટિથી જુવે છે–વગેરે શ્રુતિ બોલ અનુસાર ભગવાનનું દર્શન સમાધિ લભ્ય છે એવો નિશ્ચય થઈ શકે. અને સમાધિ કે જેનું બીજું નામ

યોગ છે તે તો વિશુદ્ધ થએલા ચિત્તની સાત્ત્વિક વૃત્તિની એકાગ્ર અવસ્થા છે. રજસ્ અને તમસ્ રહિત અને ચોમેર ચમકીલાં સત્ત્વથી પરિપૂર્ણ એ અવસ્થા વિશેષમાં, ચોકખા દર્પણમાં પ્રતિબિંબની માફક, સપરિવાર ભગવાનનું દર્શન થાય છે. યોગથી દૃષ્ટિવાળો થાય છે. બીજા ચક્ષુવાળા છતાં ચક્ષુ વિનાના જ છે. કારણ કે દર્શનીયનાં જ દર્શન વિનાના તે રહે છે. એ કોઈ એવી અલૌકિક-લોકમાં અસામાન્ય એવી અવસ્થા છે જેમાં મોટે ભાગે દર્શન દેવામાં કંજૂસ ભગવાન દર્શન દેવે ઉદાર બને છે. આ સમાધિ જ દિવ્યદૃષ્ટિ જાણવી. નહીં તો માયાવી ભગવાનનું વચન બંધબેસતું નહીં ગણાય. આ કોઈ જાદુગરને ખેલ નથી. પણ અત્યંત કરુણામય ભગવાનની અનુકંપાનું ઉદ્ઘાટન છે. આથી દિવ્યદૃષ્ટિ એટલે સમાધિ. આટલું બુદ્ધિથી સમજી શકાય એવું છે. ભગવાન પતંજલિ પણ એજ કહે છે—" तदा द्रष्टुः स्वरूपे अवस्थानम् " " તે વખતે દ્રષ્ટાનું સ્વરૂપમાં અવસ્થાન થાય છે. " ॥ ४ ॥

પરંતુ દૃષ્ટિજ્ઞાન દીધા પછી અર્જુને ભગવાનનું અનન્ત અપાર અતલ વિશ્વરૂપ જોયું. એ સ્વરૂપના સાક્ષાત્કારથી સાધક ભક્તને શું થાય ? કહે છે—

**विश्वरूपेण प्राकट्यं अहंकारदलनार्थम्** ॥ ५ ॥

**સૂત્રાર્થ—विश्वरूपेण** = વિશ્વને આકારે **प्राकट्यं** = આવિર્ભાવ **अहंकार-दलनार्थम्** = અહંકારને ભાંગવાં માટે છે.

**ભાષ્ય**—ભગવાનનું વિશ્વરૂપે પ્રાકટ્ય બહુ ઉપકારક છે. જ્યારે ખરેખર આ બ્રાહ્મણ, વિશ્વરૂપે ફેલાએલા ભગવાનને જ જુવે ત્યારે તેનો અહંકાર ઓગળી જાય છે. ભગવાનના દર્શનમાં વજ્ર જેવો અંતરાય જ છે અહંકાર. તે જ્યારે દળાઈ જાય, ત્યારે ખેતરમાં જેમ સાગર તેમ હૃદય રૂપી ખેતરમાં ભગવાનરૂપી સચ્ચિદાનંદનો સાગર ઠલવાય. સ્વરૂપની ધૃતિ રૂપ અને આઘાત સામે પ્રત્યાઘાત રૂપી અહંકાર ભગવાનના વિશ્વરૂપના દર્શને સમૂળ નાશ પામે. પછી સર્વ રૂપે, સર્વ નામે વર્તતા ભગવાનનો સ્વીકાર સહજ બને. તે પહેલાં નહીં. ભગવાનનો પૂર્ણરૂપે સ્વીકાર જીવને નમ્રતમ બનાવે અને નમ્ર જીવ સોહામણો બને. ઈશ્વરને પ્રિય બને. વિશ્વરૂપના સાક્ષાત્કારથી જેનો અહંકાર દળાઈ ગયો હોય એવા અમાની જીવની દીનતા કમનીય હોઈને, સામાન્યપણે ન આકર્ષાતા ભગવાનને પણ આકર્ષે છે. અને આકર્ષીને ભગવાનને આત્મીય બનાવે છે. અને આત્મીય બનેલો ભગવાન અંતર માત્રને દૂર કરે છે. ઉપાધિશૂન્ય બનેલા જીવાત્માને તે પોતાના સ્વરૂપમાં ડૂબાડી દે છે. ત્યાર બાદ શું થાય એ તો તે જીવાત્મા અને પરમાત્મા એ બે જ જાણે. એ સાક્ષાત્કારનું સુખ વર્ણવી શકાય એવું નથી એટલે વધુ વિસ્તાર ન કરીએ. તે

જે પ્રમાણે દીન બનેલા અર્જુનની સ્તુતિના પ્રસ્તાવ રૂપ, વિશ્વરૂપે પ્રકટેલા ભગવાનનું વર્ણન કરતાં, વચન છે કે :—

"કહી આમ પછી રાજન્ ! બતાવ્યું પાર્થને હરિ–
મહાયોગેશ્વરે રૂપ ઇશ્વિરીય અલૌકિક;
અનેક–મુખ–ને–આંખ આશ્ચર્યમય દર્શન !
દિવ્ય માલા અને વસ્ત્ર દિવ્ય ચર્ચિત ગંધથી.
સર્વાશ્ચર્ય ભર્યા દેવ અનન્ત વિશ્વતોમુખ !
હજારો સૂર્યની આભા વ્યોમે જો એક કાલમાં.
ઉદ્ભવે, તુલ્ય તો થાય આભા સાથ મહાત્મની !
એક દેશે નિહાળ્યું તો વ્હેંચાએલું, અનેકધા;
દેવદેવતણા દેહે સમસ્ત જગ પાંડવે !
ત્યારે તે વિસ્મયે વ્યાપી રોમાંચિત ધનંજય;
સાંજલિ, દેવને શીર્ષ નમાવી, વાકય ઉચ્ચરે,"

( અ. ૧૧. શ્લો. ૯–૧૪ ) ॥ ૫ ॥

વિશ્વરૂપ જેણે જોયું છે એવો અર્જુન શું કરે છે ? કહે છે :—

**दर्शनात् स्तुतिः ॥ ६ ॥**

**સૂત્રાર્થ—दर्शनात्** = વિશ્વરૂપ ભગવાનના સાક્ષાત્કારથી **स्तुतिः** = પ્રશંસા થાય છે.

**ભાષ્ય**—અભિમાનનું ઉન્મૂલન કરી, જીવને સાત્વિક દીનતા આપનાર સાક્ષાત્કાર, સત્યનો ઉલ્લેખ પ્રેરે છે. સ્તુતિ એટલે સત્યનું સહજ ઉલ્લાસભર્યું વર્ણન. સત્યનો મૌનથી કે વાણીદ્વારા હૃદયપૂર્વક સ્વીકાર, તેનું ભાવપૂર્વક ચિંતન અને પ્રેમપૂર્વક ઉલ્લેખ એટલે સ્તુતિ કે પ્રાર્થના. આ સાક્ષાત્કારનો સ્વભાવ છે. આથી સાક્ષાત્કારના આ સ્વભાવને અનુસરતો અર્જુન ગદ્ગદ્ કંઠે ભાવભર્યા હૃદયે ભગવાનની સ્તુતિ કરે છે. "पश्यामि देवांस्तव" "નિહાળું દેવો તુજ દેવ દેહે !" થી માંડી "प्रतपन्ति विष्णो" સુધીના તેના પ્રાર્થનાના શ્લોકો છે. ॥ ૬ ॥

પરંતુ ભગવાન તો અર્જુનના પ્રિયતમ હતા. તેનો પ્રિય અર્જુન પોતે જ અજાણ્યાની માફક "विज्ञातुमिच्छामि" "આપને જાણવા ચાહું" એમ શા માટે પૂછે છે ?—તો કહે છે :—

**ईशप्रवृत्तिजिज्ञासा संदेहात् ॥ ७ ॥**

**સૂત્રાર્થ—ईश०** = સર્વસમર્થ ભગવાનની પ્રવૃત્તિ જાણવા અર્જુનની ઇચ્છા

છે. **संदेहात्** = પહેલાં કદી ન જોએલા એવા ભગવાનના વિશ્વરૂપ દર્શનને જોવાથી થએલા સંદેહને લીધે.

**ભાષ્ય**—પ્રત્યેક ક્ષણે ભગવાનને જાણતો હોવા છતાં અત્યાર સુધી કદી ન જોએલા ભગવાનના અપાર-અસીમ-દારુણ વિશ્વરૂપથી ચકિત થઈને, અહોભાવમાં ગરકાવ થઈ, અર્જુન આ પૂછે છે. અસીમ સત્તાવાળા ભગવાનનાં પૂર્ણ દર્શન થતાં, મોહમૂર્છા પામેલા અર્જુનને શંકા થાય છે કે આ મધુર દેવકીનન્દન જ છે કે કોઈ બીજો ! મધુર છે આ સંદેહની અવસ્થા. તેને પામેલ અર્જુન, અહંભાવ ઓળગતાં ઈશ્વરની પ્રવૃત્તિને લગતી જિજ્ઞાસા આગળ ધરે છે. ॥ ૭ ॥

પરંતુ અલ્પજ્ઞ અને અલ્પશક્તિ અર્જુનને પોતાના રૂપથી ડરાવતો ભગવાન નિર્દય લાગે છે. અને દીનદયાળ કૃપાળુ ને માટે આવું ભયભાવન અનુચિત છે. એવી શંકા થતાં કહે છે :—

**मोहभंगः निमित्तमात्रत्वस्य भानात् ॥ ८ ॥**

**સૂત્રાર્થ—मोहभंगः**=સત્યનું પ્રતિપાદન કરતા ભગવાન અહીં અજ્ઞાનનો નાશ કરે છે. કેવી રીતે ? **निमित्तमात्रत्वस्य** = હેતુના જ માત્ર **भानात्** = જ્ઞાનને લીધે.

**ભાષ્ય**—અર્જુનને ડરાવીને ભગવાન સત્યનો સ્વીકાર કરાવવા માંગે છે એમ નથી. સત્ય તો હમેશાં અભયપ્રદ છે. પરંતુ અસત્યના ઢગમાં દટાએલું સત્ય જ્યારે પ્રકટ થાય ત્યારે સત્યના સ્ફુરણથી હેઠું પડતું અસત્ય જોરથી ચીસ પાડે છે. પોતાનો નાશ કોણ ઈચ્છે ? અસત્ય પણ પોતાના નાશથી ડરતાં ક્રંદન કરે છે. પણ તેમાં સત્યનું ક્રૂરપણું નથી, દયાળુપણું જ છે. હું જ ભીષ્મ વગેરેને મારનારો છું, હું જ કર્તા અને કારયિતા છું એવી અર્જુનની મોહજનિત ભ્રાન્તિ હતી. પરંતુ સમગ્ર લોક ભગવાનની યોજનામાં નિમિત્ત માત્ર છે એવું જ્યારે અર્જુને સાક્ષાત્ જોયું અને સાંભળ્યું ત્યારે નિરવલંબ બનેલી અને તૂટી પડતી તેની ભ્રાન્તિ ભગવાનથી પીડાએલી પૂતનાની માફક પ્રાણ ત્યાગ કરતી, ભયરૂપે જોરથી ચીસ પાડતી જણાય છે. આથી ભગવાનની એ નિર્દયતા કે આતતાયીપણું નથી પરંતુ દયાળુપણું જ સિદ્ધ કરે છે એવો અર્થ છે. અને એ કરુણાળુનાં વચન છે કે:—

“ છું કાલ વૃદ્ધિંગત લોકનાશી, ને લોક સંહાર વિષે પ્રવૃત્ત !
તારા વિનાયે ન હશે બધા જે, સામા ઊભા છે પ્રતિપક્ષ વીર !
તેથી ઉઠી, લે યશ, શત્રુ જીતી ! ને રાજ્યને ભોગવ તું સમૃદ્ધ !
મારા જ માર્યા સહુ પૂર્વથી છે નિમિત્ત થા કેવળ ! સવ્યસાચી !
જયદ્રથ, દ્રોણ તથા જ ભીષ્મ-આ કર્ણ બીજા રણવીર તેમ
મારા હણેલા હણ, શોચતો ના, લે શસ્ત્ર યુદ્ધે અહીં જીતશે તું.”

( અ. ૧૧. શ્લો. ૩૨–૩૪ ) ॥ ૮ ॥

અર્જુનની પ્રાર્થનાથી ભગવાન પોતાના અલૌકિક ભીમકાન્ત વિશ્વરૂપનો ઉપસંહાર કરે છે. અને પોતાના સૌમ્ય સ્વરૂપને પ્રદર્શિત કરે છે. અર્જુન ફરીથી સ્વસ્થ બને છે. પછી આ બતાવેલું વિશ્વરૂપ સૌને સુલભ કેમ નથી એ દર્શાવતાં જે કહ્યું તેનો અનુવાદ કરે છે :—

**दौर्लभ्यं साधनाविरहात् ॥ ९ ॥**

**સૂત્રાર્થ—दौर्लभ्यं** = વિશ્વરૂપના દર્શન દુર્લભ છે. કેમ? **साधनाविरहात्** = સાધનાના અભાવને લીધે.

**ભાષ્ય**—વિશ્વરૂપનું દર્શન સાધના પર આધાર રાખે છે. સૌની સાધના હોતી નથી. સાધન સંપન્નને દર્શન થાય જ. આથી સાધના વિના દર્શન દુર્લભ જાણવું. ભગવાનનાં વચન છે કે :—

"ભાળ્યું જે મુજ આ રૂપ દેખવું અતિદુર્લભ !
દેવો એ દર્શનેચ્છુ છે સદા એ રૂપના સખે !
ના હું વેદે, તપે વા ના, દાને વા, નવ યજ્ઞથી,
શક્ય તેમ તથા જોવો જોયો તેં મુજને યથા.
અનન્ય ભક્તિથી માત્ર શક્ય હું આમ અર્જુન !
તત્ત્વથી જાણવો જોવો તથા એકત્વ પામવો !"

( અ. ૧૧. શ્લો. ૫૨–૫૪ ) ॥ ૯ ॥

તો મોક્ષપ્રદ એવા તેનાં વિશ્વરૂપનાં દર્શન માટે સાધના કઈ? કહે છે :—

**साधनोल्लेखः तन्निर्भरत्वात् दर्शनस्य ॥ १० ॥**

**સૂત્રાર્થ—साधनोल्लेखः** = છેલ્લા શ્લોકમાં ભગવાને સાધનાનો ઉલ્લેખ કર્યો છે. કેવી રીતે? **तन्निरभरत्वात्** = તેના ઉપર આધાર હોઈને **दर्शनस्य** = દર્શનનો.

ભગવાને જ સાધનાનો ઉલ્લેખ કર્યો છે. જે સાધનસંપન્ન હોય તે જ વિશ્વરૂપે પ્રકટેલા ભગવાનને જોઈ શકે. તેથી સાધનપરાયણ થા–એવો અર્થ છે. આ રહ્યો તે શ્લોક—

"મદર્થે કરતો કર્મ અસક્ત ભક્ત મત્પર;
નિર્વૈર સર્વ ભૂતે તે પાર્થ ! પામે મને જન."

( અ. ૧૧. શ્લો. ૫૫ ) ॥ ૧૦ ॥

**॥ इति विश्वरूपदर्शनयोगः ॥**

---

## ॥ अथ भक्तियोगः ॥

આઠમા અધ્યાયમાં " अव्यक्तोऽक्षर इत्युक्तः " અવ્યક્ત અક્ષર વગેરે દ્વારા અવ્યક્તની, અગિયારમા અધ્યાયમાં " भक्त्या त्वनन्यया शक्यः " અનન્ત ભક્તિથી શક્ય " मत्कर्मकृत् मत्परमः " " મારે ખાતર કર્મ કરનારો " વગેરે દ્વારા વિશ્વરૂપે વ્યક્ત ભગવાનની ભક્તિ પરમગતિના સાધક તરીકે કહી. એ બાબતમાં શંકા થાય છે કે ઈશ્વર તો એકરૂપ હોવો જોઈએ. ઘણા રૂપ હોય તો ઈશ્વર પણ ઘણા હોય એવું માનવાનો પ્રસંગ આવે અને ઈશ્વર અનેક હોય તો કયા રૂપે એને ભજવો? વ્યક્ત રૂપે કે અવ્યક્ત સ્વરૂપે? અને વળી એ બે માંથી કયો સાચો અને કયો કલ્પનાથી ઉપજાવેલો? આવી શંકા થતાં કહે છે—

**द्विविधं भगवद्रूपं व्यक्ताव्यक्तभेदात् श्रुतेः ॥ १ ॥**

**સૂત્રાર્થ—द्विविधं** = બે પ્રકારનું **भगवद्रूपं** = ભગવાનનું રૂપ જાણવું કેમ? **व्यक्ताव्यक्तभेदात्** = દશ્ય અને અદશ્ય એવા ભેદને લીધે **च** = તથા **श्रुतेः** = શ્રુતિવાકય અનુસાર.

**ભાષ્ય**—ભગવાનનું સ્વરૂપ બે પ્રકારનું છે. વ્યકત છે સગુણ વિશ્વરૂપ અને વિશ્વની પૃષ્ઠભૂમિ રૂપ છે નિર્ગુણ અવ્યક્ત. અને એકરૂપ ભગવાન જ પોતાના ઐશ્વર્યના યોગે અનન્ત રૂપે બને છે, તે તો ભૂષણ છે, દૂષણ નથી. નિર્ગુણ હોવા છતાં તે સગુણ બને છે. પરંતુ આ તો તર્કથી વિરુદ્ધ કહો છો. ભલે. તેથી શું? તર્કથી વિરુદ્ધનું પ્રતિપાદન કરનાર અશ્રદ્ધેય બને. બીજે ભલે એમ હોય પણ અહીં તો તર્ક પણ અપ્રતિષ્ઠિત છે. કેવી રીતે? ભગવાન વ્યાસે ભાગવતમાં કહ્યું છે કે " सेयं भगवतो माया यन्नयेन विरुध्यते " તર્કની પણ વિરુદ્ધ જાય એજ તો ભગવાનની માયા છે—તત્ત્વને ન જાણનાર પંડિતોની બુદ્ધિ ભગવાનની અનવગાહ્ય માયાનું અવગાહન કરી શકતી નથી. મનુષ્યની બુદ્ધિથી ભગવાનની ઉપર નિયમન ન મૂકી શકાય, ઉલટું મનુષ્યની મતિનું નિયમન ભગવાન કરે છે. આથી પોતાના અચિન્ત્ય ઈશ્વરીય યોગથી નિર્ગુણ અને નિરાકાર હોવા છતાં ભગવાન સગુણ અને સાકાર બને છે. પરંતુ બુદ્ધિને કુંઠિત કરવી એ આદરણીય નથી. સાચું. પણ બુદ્ધિનો વ્યભિચાર પણ અસત્ય જ છે. બધું તર્કથી જ જાણી શકાતું નથી. કંઈક અતિપ્રશ્ન જેવું પણ છે. જ્યાં અનુભવજ પ્રમાણ હોય ત્યાં તર્કનું કુંઠન ધર્મ્ય છે તેથી જે સ્વસંવેદ્ય હોય તેને લગતો તર્ક જો હણાય તો તે શોકનો વિષય નથી. આથી વ્યકત અને અવ્યક્તભેદે ભગવાનનું સ્વરૂપ બે પ્રકારનું જાણવું. શ્રુતિ પણ આ અર્થ સાથે સંમત છે. શ્રુતિ છે કે " द्वे वाव ब्रह्मणः रूपे मूर्तं च अमूर्तं च " " બે છે નિશ્ચય બ્રહ્મનાં રૂપ, મૂર્ત ( વ્યકત ) અને અમૂર્ત ( અવ્યકત ). ॥ ૧ ॥

તેમાંથી ફલિત થતો સિદ્ધાન્ત કહે છે:—

**अतः उपासना अपि द्विविधा ॥ २ ॥**

**સૂત્રાર્થ—अतः** = ભગવાનનું રૂપ બે પ્રકારનું છે તેથી **उपासना अपि** = ભગવાનની ભક્તિ પણ **द्विविधा** = બે પ્રકારની જાણવી.

**ભાષ્ય**—ભગવાનના સ્વરૂપ બે પ્રકારનાં હોઈને તેની ઉપાસના પણ બે પ્રકારની જાણવી. વિશ્વરૂપ ઇશ્વરની ભક્તિરૂપી વ્યક્ત ઉપાસના પહેલી અને નિર્ગુણ ભક્તિ રૂપી અવ્યક્ત ઉપાસના તે બીજી. ભગવાનનું પણ તે મુજબ વચન છે કે:—

"પરોવી મન મારામાં, જે સદા યુક્ત સેવતા:
પર શ્રદ્ધા થકી યુક્ત તે મારે મત ઉત્તમ.
કિન્તુ અક્ષર અવ્યક્ત ધ્રુવ નિશ્ચલ સર્વત્ર,
નિર્વિકાર, અનિર્દેશ્ય, અચિન્ત્ય, સેવતા મને,
ખાળી ને ઇન્દ્રિયવૃન્દ, બધે છે સમબુદ્ધિ જે,
મને જ પામતા તેઓ સર્વભૂતહિતે રત!

(અ. ૧૨. શ્લો. ૨–૩ ). ॥ ૨ ॥

**तत्र दुष्करोत्तरा देहाध्याससत्वात् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—तत्र** = એ બે – વ્યક્ત અને અવ્યક્ત ઇશ્વર રૂપની ભક્તિમાંથી **दुष्करा** = કલેશપૂર્ણ છે **उत्तरा** = અવ્યક્ત ઇશ્વરની ભક્તિ. કેમ? **देहाध्यास-सत्वात्** = દેહાધ્યાસ હોવાને લીધે.

**ભાષ્ય**—વિશ્વરૂપ ભગવાનની ઉપાસના કરતાં, અવ્યક્ત ઇશ્વરની ઉપાસના દુષ્કર છે. કારણ કે દેહાત્મભાવવાળાને અવ્યક્તનું જ્ઞાન બહુ મુશ્કેલીથી થાય છે. જન્મથી જ આકારમાં રહેતો અને જાતે આકારવાળો માનવ, જ્યાંસુધી તેનું ચિત્તસત્ત્વ સાકાર હોય ત્યાં સુધી, ભગવાનના નિરાકાર રૂપનું ચિન્તન કરવા માટે મુશ્કેલીથી સમર્થ બને, નિરાકાર ભગવાનનું ધારણ કરવામાં, પ્રબળ દેહાધ્યાસ ચિત્તને કલેશ આપે. અને તદનુસાર, અનુભવથી પ્રમોદિત સ્મૃતિ પણ છે કે: "आकारवान् त्वं नियमादुपास्यः, न वस्त्वनाकारमुपैति बुद्धिः" "નિયમપૂર્વક આકારવાળો જ તારે માટે ઉપાસ્ય છે કેમ કે નિરાકાર વસ્તુ બુદ્ધિમાં આવતી નથી" જેને દેહાધ્યાસ સ્વપ્ને પણ યાદ આવતો નથી તેને માટે અવ્યક્તનું ધ્યાન સુકર છે. બીજાને માટે તે દુષ્કર છે. અને જગત્ તો અધ્યાસવાળાઓથી જ પૂર્ણ છે. કોઈ વિરલ જ અધ્યાસ વિનાનો છે. અને સૌને ભગવાનની તો ગરજ હોય છે જ.

આથી વિશ્વરૂપ ભગવાનની ભક્તિજ સુકર છે. આથી સાધારણજને તો તેજ કરવી. સામાન્ય જન તરફ વાત્સલ્યવાળા ભગવાન કહે છેઃ—

"અવ્યક્તે ચિત્ત જે ચોંટયું ખૂબ તેને પડે શ્રમ,
કેમકે ગતિ અવ્યક્ત દેહીને દુઃખથી મળે."

( અ. ૧૨. શ્લો. ૫ ) ॥ ૩ ॥

અવ્યક્તની ગતિ દુષ્પ્રાપ્ય છે તેમ વ્યક્તની નથી એવું સહેતુક કહે છેઃ—

**न तु इतरा प्रत्यक्षत्वात् उद्धरणदीक्षितत्वाच्च भगवतः ॥ ४ ॥**

**સૂત્રાર્થ—तु** = પણ **इतरा** = વ્યક્તરૂપ વિશ્વાકાર ભગવાનની ભક્તિ **न** = દુષ્કર નથી. પણ સુકર છે. કેવી રીતે ! **प्रत्यक्षत्वात्** = વિશ્વરૂપ ઇશ્વર પ્રત્યક્ષ હોવાને લીધે. **च** = તથા **उद्धरण०** = મૃત્યુભર્યા સંસારરૂપી સમુદ્રમાંથી ભક્તને ઉદ્ધરવાના સ્વભાવવાળા **भगवतः** = ભગવાન હોવાથી.

**ભાષ્ય**—દેહાધ્યાસ હોવાને લીધે અવ્યક્ત ઇશ્વરની ધારણા દુષ્કર છે. પણ એ રીતે વિશ્વરૂપે સુવ્યક્ત થએલા ભગવાન – પરમેશ્વરની ધારણા દુષ્કર નથી. મનુષ્ય પ્રત્યક્ષમાં રમે. વિશ્વરૂપ ભગવાન પ્રત્યક્ષ છે. આથી સ્થૂલ દષ્ટિગોચર રૂપમાં મનનો પ્રવેશ સહેલો છે. આથી તેની ઉપાસના પણ ક્લેશમય નથી. અને જેઓ સર્વકર્મનો ભગવાનમાં સંન્યાસ કરી અનન્યયોગથી તેનું ધ્યાન ધરતા તેને ઉપાસે છે તેઓનો જન્મમૃત્યુરૂપી સંસારમાંથી વિના આયાસ ઉદ્ધાર કરવાનું ભગવાનનું વ્રત છે. તેથી પણ વ્યક્ત ઇશ્વરની ભક્તિ હિતકર છે. ભક્તવત્સલ ભગવાનનું એ પ્રમાણેનું વચન છેઃ—

"કિન્તુ અર્પી બધાં કર્મો મને સેવે સદાશ્રય,
અનન્યયોગથી મારું ધરી ધ્યાન નિરંતર;
તેમનો હું સમુદ્ધર્તા, જન્મમૃત્યુ સમુદ્રથી,
અવિલંબે બનું પાર્થ ! મલ્લીન ચિત્ત જેમનું.

( અ. ૧૨. શ્લો. ૬–૭ ) ॥ ૪ ॥

ફલનો ત્યાગ શાંતિ અર્પનાર હોઈને તેની શ્રેષ્ઠતા બતાવતાં, બીજા બધા ઉપાયો અંતે એમાં જ પરિણમે છે એમ કહે છેઃ—

**फलत्यागः उत्तमः विविधोपायानां तत्रैव पर्यवसितत्वात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—फलत्यागः** = ફલના અનુસંધાનનો અભાવ **उत्तमः** = શ્રેષ્ઠ છે કેમ ? **विविधोपायानां** = અનેક ઉપાયો **तत्रैव** = ત્યાગમાં જ पर्यवसितत्वात् = પરિણમતા હોઈને.

**ભાષ્ય**—ભગવાનમાં આત્માનો ન્યાસ એ જ તેની ઉપાસના છે. અનેક ઉપાયોથી એ સિદ્ધ કરી શકાય. જ્ઞાન કે અભ્યાસ કે ધ્યાન કે કર્મફલત્યાગથી ભગવાનમાં ચિત્તનો પ્રવેશ સહેલાઈથી થઈ શકે. અભ્યાસ વગેરે ઉપાયો છેવટે તો ફળત્યાગમાં જ પરિણમે છે. કારણ ફળનો ત્યાગ જ શાન્તિમય છે. ફળત્યાગથી જ જીવ પરમાત્માના સમાન રૂપ વાળો થાય. જેણે પોતાનાં સમસ્ત કર્મોનો સંન્યાસ કર્યો છે એવો, ત્યાગમૂર્તિ, અને અખૂટશાન્તિનો ભંડાર-પરમાત્મા, જીવ માટે સાચે જ ઉપાસ્ય છે. રાગ વગેરે વિક્ષેપનાં કારણોની નિવૃત્તિ એટલે શાન્તિ. અને જ્યાં સુધી ફળમાં વિરાગી ન થાય ત્યાં સુધી તે શાન્તિ પ્રતિષ્ઠિત ન થાય. આથી અભ્યાસ વગેરે કરીને પણ પરિણામે તો ફળત્યાગ જ આવે. આથી બધાં કર્મો પરમપ્રેમથી કરીને ભગવાનને ખાતર તેનાં ફળનો ત્યાગ કરે. કામનારહિત જ શાંતિ પામે. નિષ્કામ અને પરમ આનન્દઘન ભગવાનના અહીં વચન છે કે--

> "મારામાં જ મન સ્થાપ, મારામાં બુદ્ધિ ધાર તું:
> મારામાં જ પછીથી તું વસીશ નવ સંશય!
> ધારવા સ્થિર જો ચિત્ત મારામાં પાર્થ! શક્ત ના;
> તો પછી ઇચ્છ તું મારી પ્રાપ્તિ અભ્યાસ યોગમાં
> અભ્યાસે પણ ના શક્ત મદર્થે કર્મ તો કર;
> પ્રભુપ્રીત્યર્થ કર્મો તું આચરી સિદ્ધિ પામશે;
> કરવા તેમ ના શક્ત જો કદી, તો મદાશ્રયે
> સર્વકર્મફળત્યાગ કર તું સંયમી બની!
> જ્ઞાન અભ્યાસથી શ્રેષ્ઠ, જ્ઞાનથી ધ્યાન છે વળી;
> તેથી કર્મફલત્યાગ, ત્યાગથી શાન્તિ લાગલી"
>
> ( અ. ૧૨. શ્લો. ૮-૧૨ ) ॥ ૫ ॥

પરંતુ આત્મજ્ઞાનવાળા નિષ્કામ કર્મયોગી ભક્તનાં લક્ષણો ભગવાને શા માટે કહ્યાં? રહસ્ય કહે છે:--

**सिद्धभक्तलक्षणोपन्यासः साधकानां प्रेरकत्वात्**
**आदर्शवत् साधनाविकासपिशुनत्वाच्च ॥ ६ ॥**

**સૂત્રાર્થ—सिद्धभक्त०** = નિષ્ઠાવાન ભક્તના લક્ષણોનું કથન **साधकानां** = અત્યારે અસિદ્ધ પણ ભાવિમાં સિદ્ધ થનારા સાધકોને **प्रेरकत्वात्** = પ્રેરણા આપવા માટે **च** = તથા **आदर्शवत्** = દર્પણની માફક **साधनाविकासपिशुनत्वात्** = સાધનાના વિકાસને બતાવનાર જાણવું.

**ભાષ્ય**—સિદ્ધ ભક્તોનાં જે લક્ષણો છે તે સાધકને પ્રેરક છે. જેમ દર્પણ આપણું પ્રતિબિંબ સ્પષ્ટ બતાવે તેમ આદર્શરૂપ સિદ્ધ ભક્તનાં લક્ષણો, સાધકનો

વિકાસ સૂચવે. કયાં સિદ્ધ થયા અને કયાં હજુ સાધ્ય છે, કેટલો માર્ગ કાપ્યો અને હજુ કેટલો બાકી છે, કાર્ય શું છે અને અકાર્ય શું છે, આ બધું ભક્તના લક્ષણો સૂચવે છે. અહીં ભગવાને છત્રીસ સાડત્રીસ લક્ષણો કહ્યાં છે. તે બધાં જ્યારે પોતાનામાં સિદ્ધ થએલાં જુવે ત્યારે માનવ કૃતકૃત્ય થાય. આ બધાં લક્ષણો સ્થિતપ્રજ્ઞ પુરુષના વ્યવહારમાંથી-વર્તનમાંથી નીકળે છે-એમ જાણવું. વ્યવહારમાં ઉતરેલું પરમાર્થનું જ્ઞાન કેવી રીતે વર્તે તે આ બધાં લક્ષણોનો સમુદાય બતાવે છે. દેવકીનન્દન ભગવાન પણ કહે છે :—

"નિર્વૈર સર્વભૂતોમાં, મિત્ર ને કરુણાલય!
અહંતા-મમતા-હીન; સમ દુઃખ સુખે, ક્ષમી;
સદા સંતુષ્ટ ને યોગી, સંયમી, દૃઢનિશ્ચયી;
મનબુદ્ધિ મને અર્પ્યાં, ભક્ત જે મુજ તે પ્રિય!
લોક ઉદ્વેગ ના પામે જેનાથી, જે ન લોકથી,
હર્ષ-રોષ-ભય-ક્ષોભ-થકી છૂટયો મને પ્રિય!
આધિશૂન્ય, ઉદાસીન, ને દક્ષ, નિઃસ્પૃહ, જે શુચિ;
સ્વાર્થ સંન્યાસમાં પૂરો, ભક્ત જે મુજ તે પ્રિય!
હરખે કે દુભાયે વા, વિલપે વા ન જે ચહે!
શુભાશુભ ફલ ત્યાગી, વ્હાલો છે ભક્ત તે મને!
વેરી વ્હાલાં વિષે તુલ્ય; માન ને અપમાનમાં
શીતોષ્ણ, સુખદુઃખે વા, તુલ્ય ને સંગહીન છે.
નિન્દા ને સ્તુતિમાં તુલ્ય, મૌની, સંતુષ્ટ સર્વથી;
અગૃહી, સ્થિરધી, વ્હાલો મને જે ભક્ત હો નર!
જે કો અમૃત આ ધર્મ્ય કહ્યા મુજબ આચરે,
અત્યંતપ્રિય તે ભક્તો મને, શ્રદ્ધાળુ, મત્પર"

(અ. ૧૨. શ્લો. ૧૩).

પરંતુ વિવિધ પ્રસંગે અવતરેલું પરમાર્થજ્ઞાન જ જો ભક્તિ હોય તો તો ભક્તિ અને જ્ઞાન વચ્ચે કોઈ વિશેષતા જ ન રહે. સમાધાન દેતાં કહે છેઃ—

**भक्तिज्ञानयोः अभेदः परिभाषाभेदमात्रभिन्नत्वात् सत्वस्य च एकरूपत्वात् ॥ ७ ॥**

**સૂત્રાર્થ—भक्तिज्ञानयोः** = પરમાત્મા પ્રત્યે અનુરાગ અને પરમાત્માને લગતું જ્ઞાન એ બે વચ્ચે **अभेदः** = તફાવત નથી. કેવી રીતે તો **परिभाषा०** = પરિભાષાનો જે ભેદ છે તેટલો જ ભેદ છે. **च** = તથા **सत्वस्य** = મર્મની **एकरूपत्वात्** = એ રૂપતા છે.

**ભાષ્ય**—સાચું. જ્ઞાન અને ભક્તિ વચ્ચે ભેદ નથી. કેવળ પરિભાષાનો જ ભેદ છે. પણ તેટલા માત્રથી સત્વનો ભેદ માનવો યોગ્ય નથી. જ્ઞાન જ જ્યારે પ્રસન્ન થાય ત્યારે ભક્તિરૂપે વહે છે. ભક્તિને જ્ઞાનની પ્રવાહી અવસ્થા જાણવી. ઘટ્ટ બનેલું પાણી બરફ રૂપે દેખાય. તે જ પ્રવાહી બને ત્યારે પ્રવાહરૂપે જણાય. પણ તેટલાથી માત્ર પાણીનું સત્વ બદલાતું નથી. જ્ઞાનપ્રસાદ જ જ્યારે મહિમાપૂર્ણ વર્તનમાં અવતરે ત્યારે તેને ભક્તિ કહેવાય છે. આથી ભક્તિ અને જ્ઞાન વચ્ચે સ્હેજે તફાવત નથી. જે ભક્ત હોય તે જ્ઞાની હોયજ. જે જ્ઞાની હોય તે ભક્ત હોય જ. અને બન્ને નિષ્કામ કર્મયોગમાં નિષ્ઠાવાળા હોય જ. આ બાબતમાં સ્વાનુભવ જ પ્રમાણ હોઈને વિસ્તારથી શો લાભ? ॥ ૭ ॥

**॥ इति भक्तियोगः ॥**

---

## ॥ अथ क्षेत्रक्षेत्रज्ञविभागयोगः ॥

કર્મયોગના અંગરૂપ વિશ્વરૂપ ઇશ્વરની ભક્તિ વિવેકની અપેક્ષા રાખે છે. જેની પાસે નિર્મલ વિવેકજ્ઞાન નથી તે વિશ્વરૂપ પરમાત્માની યથાર્થ રીતે સેવા કરી શકતો નથી. સ્વચ્છ વિવેકનો પ્રવાહ જ ભક્તિના સ્રોતને ઉદ્ઘાટિત કરે અને વહેતો કરે. આથી ભક્તિની ઇચ્છાવાળા પુરુષે અવિપ્લવ વિવેક મેળવવો ઘટે. તે સંશયવિપર્યાસરહિતનું વિવેકજ્ઞાન વિવેકમૂર્તિ ભગવાન તેરમા અધ્યાયમાં શરુ કરે છે. તેનું આ પહેલું સૂત્ર છે—

**रूपकन्यासः विवेकमूलत्वात् भक्तेः ॥ १ ॥**

**સૂત્રાર્થ—रूपकन्यासः** = ક્ષેત્રક્ષેત્રજ્ઞરૂપે પ્રકૃતિ અને પુરુષનો ભગવાન ઉપન્યાસ કરે છે. શા માટે? **विवेकमूलत्वात्** = ભેદજ્ઞાન મૂળ હોવાને લીધે. **भक्तेः** = પરમપ્રેમ સ્વરૂપ ભક્તિનું.

**ભાષ્ય**—શરુઆતમાં જ ભગવાન રૂપકદ્વારા પ્રકૃતિપુરુષનો ઉપન્યાસ કરે છે. એ રૂપકદ્વારા ભક્તિ વિવેકમૂલક છે એમ ભગવાન સૂચવે છે. લોકોને રૂપક પ્રિય હોય છે. દેવો જ નહીં, પ્રાકૃત માનવોને પણ રૂપક ગમે છે. તેઓ પરોક્ષપ્રિય હોય છે. આથી ભક્તિ વિવેકમૂલક છે. એમ સિદ્ધ કરવા માટે રૂપકનો વિન્યાસ કરેલો જાણવો. એ જ ભગવાન વાસુદેવે કહ્યું છે કે—

"કહ્યું શરીર આ ક્ષેત્ર એમ; કૌન્તેય! ને વળી—
એને જે જાણતો તેને કહે ક્ષેત્રજ્ઞ તદ્વિદો!" (અ. ૧૩. શ્લો. ૧) ॥ ૧ ॥

પરંતુ શરીર અને ક્ષેત્રમાં સમાનતા શું છે? સમાનતા હોય તો રૂપક યોગ્ય ગણાય. સામ્ય બતાવતાં કહે છે.—

**शरीरं क्षेत्रं क्लेशकर्मबीजप्ररोहभूमित्वात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—शरीरं** = ક્ષણે ક્ષણે ક્ષીણ થતું આ પ્રત્યક્ષ પિંડ-ને બ્રહ્માંડ રૂપી શરીર **क्षेत्रं** = ખેતર જાણવું કેમ? **क्लेश०** = અવિદ્યા વગેરે ક્લેશમૂલક શુક્લાદિ કર્મબીજોનાં ફલસુધી અંકુર જન્માવતું હોઈને.

**ભાષ્ય**—આ પ્રત્યક્ષ શરીર ખેતર કહેવાય છે. શરીર અને ખેતરમાં સમાનતા છે. ખેતરમાં રોપેલું બી અંકુરિત, પલ્લવિત, પુષ્પિત ફલિત થાય છે. શરીરરૂપી ખેતરમાં રોપેલું અવિદ્યા વગેરે ક્લેશરૂપ મૂળવાળું શુક્લકૃષ્ણ કર્મરૂપી બી, જન્મઆયુષ્ય અને ભોગ રૂપી ફલ જન્માવે છે. ક્લેશ વગેરેની ઉગવાની ભૂમિ હોઈને શરીર ક્ષેત્ર છે. ખેતર જેમ ખેતરના માલિકથી જૂદું અને તેને માટે હોય છે, તેમ આ શરીર રૂપી ખેતર પણ તેના સ્વામીનું, ખેતી કરતા ક્ષેત્રજ્ઞ કરતાં જૂદું અને તેને અર્થે હોય છે. અહંતા મમતા દ્વારા જેમ ખેતર અને તેના સ્વામીનો સંબંધ છે, એ કોઈ વાસ્તવિક સંબંધ નથી. તેમ જ અહંતા મમતાને લીધે જ શરીર અને તેના માલિકનો એકબીજા સાથે સંબંધ છે; વસ્તુમૂલક નથી. અવાસ્તવિક, અવિદ્યાને લીધે થએલા સંબંધથી કોઈ સંબંધવાળો બનતો નથી! વંધ્યાપુત્રને પરણેલી વહુ, વરવાળી નથી ॥ ૨ ॥

ક્ષેત્રજ્ઞનો પરિચય આપે છે:—

**शरीरी क्षेत्रज्ञः तत्स्वामित्वात् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—शरीरी** = શરીરનો અભિમાની આત્મા **क्षेत्रज्ञः** = ક્ષેત્રને પોતાના તરીકે જાણે તે ક્ષેત્રજ્ઞ જાણવો. કેવી રીતે? કે **तत्स्वामित्वात्** = તેનો–પોતાના શરીરનો તે સ્વામી હોઈને.

**ભાષ્ય**—આ પિંડબ્રહ્માંડ રૂપે ફેલાએલ શરીર ક્ષેત્રને જે "મારુ" એમ જાણે તે તેનો માલીક ક્ષેત્રજ્ઞ-એવો તેને જાણનારાઓનો નિર્ણય છે. શરીરમાં આત્માનું સ્વામીપણું, મમત્વને લીધે જીવાત્મા પ્રતિપળ પ્રસ્થાપિત કરતો જણાય છે. મમતા અહંકારની પુત્રી છે. અહંકાર અવિદ્યામાંથી જન્મ્યો છે. અને આત્મા તો જ્ઞાનસ્વરૂપ છે. સંસારાવસ્થામાં જ્ઞાનસ્વરૂપ આત્મામાં અવિદ્યાનો વિલાસ અનિર્વચનીય છે. હોવો ન જોઈએ, પણ છે. આથી આવી પડેલી પરિસ્થિતિ-નો વિચાર કરવો ઘટે, એ ન્યાયે બુદ્ધિશાળીઓએ અવિદ્યાના વિલાસને સ્વીકારવો રહે છે. આવરણ કરતું અંધારું ક્યાંથી આવે છે એની શોધ કરવા છતાં શોધવું શક્ય નથી. પણ તેજથી અંધકાર નાશ પામે છે એ

પ્રસિદ્ધ છે. આથી મમતામૂલક ક્ષેત્રજ્ઞપણું અવિદ્યક છે, એ જાણીને સ્વરૂપનિષ્ઠ વિદ્યાથી એને દૂર કરવું. આથી ક્ષેત્રજ્ઞપણું પણ આત્મામાં અધ્યારોપિત જ છે. અને વિવેક અધ્યાસને દૂર કરનારો છે. આથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરૂપનો વિવેક કરવો ઘટે. અને સ્વરૂપનો વિવેક કરીને તેમાં નિષ્ઠ બનવું ઘટે ॥ ૩ ॥

ક્ષેત્રજ્ઞનું વાસ્તવ સ્વરૂપ દર્શાવતાં કહે છે :—

**स च ब्रह्माभिन्नः शास्त्रान्वयात् उपपत्तेः अनुभूतेश्च ॥ ४ ॥**

**સૂત્રાર્થ—च** = તથા **सः** = એ ક્ષેત્રજ્ઞ, સ્વરૂપે **ब्रह्माभिन्नः** = પરમાત્માથી જૂદો નથી. કેવી રીતે ? **शास्त्रान्वयात्** = ઉપનિષદ્ શાસ્ત્રના વાક્યોનો એ અર્થમાં સંબંધ હોઈને **उपपत्तेः** = તર્કસંમત હોવાથી **च** = અને **अनुभूतेः** = અનુભવને લીધે.

**ભાષ્ય**—વાસ્તવમાં બ્રહ્મ અને આત્મામાં કોઈ ભેદ નથી. બ્રહ્મ જ સૌનો આત્મા છે. આત્મા એટલે સ્વરૂપ. બ્રહ્મ જ સૌનું છેવટનું સ્વરૂપ છે. ઉપાધિથી ઘેરાએલો આત્મા પણ બ્રહ્મથી ભિન્ન ન હોવો ઘટે. આપ્ત વગેરે બધા પ્રમાણો આ જ અર્થનું દ્યોતન કરે છે. “ तत्त्वमसि ” “ अयमात्मा ब्रह्म ” “ प्रज्ञानं ब्रह्म ” “ सर्वं खलु इदं ब्रह्म ” “ તે તું છે ” “ આ આત્મા બ્રહ્મ છે. ” “ પ્રજ્ઞાન બ્રહ્મ છે. ” “ આ બધું બ્રહ્મ છે. ” વગેરે ઉપનિષદ્‌ના અસંખ્ય વાક્યો જીવ અને બ્રહ્મના સ્વરૂપની એકતાનું સમર્થન કરે છે. તર્ક પણ આ જ અર્થે કૃતાર્થ થાય છે. આત્મા જો બ્રહ્મસ્વરૂપ ન હોય તો તેની મુક્તિ કેવી રીતે થઈ શકે ? બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ જ છે. યોગ દ્વારા દેખાતો પ્રત્યગાત્માપણ સ્વરૂપે નિત્ય શુદ્ધ બુદ્ધ, મુક્ત સ્વરૂપ જ દેખાય છે. તે વખતે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા, વ્યુત્થાનમાં તિરોહિત થયેલા સ્વરૂપભૂત પરમાનન્દને સમાધિમાં આવિર્ભાવ પામેલો સાક્ષાત્ અનુભવે છે. બ્રહ્મ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. અને સમાન લક્ષણવાળા અને સરખી સત્તાવાળા બે તત્ત્વો એકબીજાથી ભિન્ન ન હોવાં ઘટે. આથી સ્વરૂપ અને લક્ષણની સમાનતાને લીધે આત્મા બ્રહ્મ જ છે. આત્માનો બ્રહ્મરૂપે અનુભવ સમાધિ, સુષુપ્તિ અને મોક્ષમાં થાય છે. આથી સૌનો આત્મા બ્રહ્મથી અભિન્ન છે. સંસારદશામાં થતા અનુભવનો સમાધિદશામાં વ્યાઘાત થતો હોઈને એ અનુભવ પ્રામાણિક નથી. આથી વ્યુત્થાનમાં ભિન્ન જણાતા બ્રહ્મ અને આત્મા ભિન્ન નથી. સ્વપ્નમાં જોયેલું જાગ્રત અવસ્થામાં હોતું નથી. અને સંસાર અનુભવથી સમાધિના અનુભવનું નિયમન ન થઈ શકે પરંતુ સમાધિના અનુભવથી સંસારના અનુભવનું નિયમન થવું ઘટે. આથી ક્ષેત્રજ્ઞ આત્મા બ્રહ્મ જ છે. તેજ પ્રમાણે સૌના આત્મસ્વરૂપ બ્રહ્મનું નિઃશંક વચન છે :—

"મને જ સર્વ ક્ષેત્રોમાં જાણ ક્ષેત્રજ્ઞ ભારત!
(અ. ૧૩. શ્લો. ૨) ॥ ૪ ॥

પરંતુ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેમાંથી ક્ષેત્રજ્ઞનું જ્ઞાન મુખ્ય હોઈને અને મોક્ષ રૂપી ફળ આપનારું હોઈને, પ્રતિપાદ્ય ગણાય-ક્ષેત્રનું-ગૌણ નિરર્થક જ્ઞાન નહીં. સમાધાન દેતાં કહે છે:—

**क्षेत्रविवरणं विवेकोपकारावहत्वात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—क्षेत्रविवरणम्** = પિંડ બ્રહ્માંડાત્મક શરીર રૂપી ક્ષેત્રનું વિવરણ ભગવાન કરે છે. **विवेको** = કારણ કે તેનું વિવરણ વિવેકજ્ઞાન માટે ઉપકારક છે.

**ભાષ્ય**—સાચું. મુખ્યપણે તો આત્માનું જ્ઞાન જ અહીં પ્રસ્તુત છે પણ ગૌણ એવા ક્ષેત્રનું જ્ઞાન નિરર્થક નથી. ક્ષેત્રનું વિવરણ પણ વિવેક માટે ખૂબ ઉપયોગી છે. બધાં શરીરો પંચભૂતાત્મક છે. ઇન્દ્રિયો અગીઆર છે. અને પંચ-મહાભૂત રૂપી ગોચરમાં તે ચરે છે. તે ઇચ્છાથી માંડી ધૃતિ સુધીના વિકારોથી પૂર્ણ છે. અને ગુણથી અતિરિકત નથી. આથી પ્રકૃતિના ક્ષેત્રમાં વિવેકીએ કશું પસંદ કરવા જેવું નથી. કારણ પ્રકૃતિસ્વરૂપ બધું દુઃખમય છે. અને શરીરને ક્ષેત્ર સ્વરૂપે બરોબર જાણવાથી, અમાનિત્વ વગેરે જ્ઞાનના સાધનો સ્વાભાવિક બને. આમ ક્ષેત્રના સ્વરૂપની વિચારણા વિવેકમાં ઉપકારક છે. અને વિવેક તરફ પક્ષપાત રાખતા વિચક્ષણ ભગવાનના તદનુસાર વચન છે :—

"ક્ષેત્ર તે, જે અને જેવું, જેથી જે, જે વિકારનું,
વળી તે, શક્તિ જે તેની; ટૂંકમાં સુણ, તું, કહું"
"ઋષિએ બહુધા ગાયું અનેક છંદમાં જુદું;
તથા નિશ્ચિત ને હેતુયુક્ત વેદાન્ત સૂત્રમાં,"
"સૂક્ષ્મભૂતો, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત ને તથા;
ઇન્દ્રિયો દશ ને એક, પાંચ ઇન્દ્રિય ગોચરો!
રાગ દ્વેષ, સ્પૃહા, દુઃખ સંઘાત ચેતના, ધૃતિ,
વિકાર સહિત ક્ષેત્ર ટૂંકમાં આ તને કહ્યું."
(અ. ૧૩. શ્લો. ૨-૬). ॥ ૫ ॥

પરંતુ જાણવા યોગ્ય ક્ષેત્રજ્ઞ આત્માનાં જ્ઞાનનું વિવરણ યોગ્ય છે, સાધનાનું નિરૂપણ નહીં. સમાધાન દેતાં કહે છે :—

**ज्ञानसाधननिरूपणं तदधीनत्वात् ज्ञेयज्ञानसिद्धेः ॥ ६ ॥**

**સૂત્રાર્થ—ज्ञानसाधननिरूपणं** = અમાનિત્વ વગેરે જ્ઞાનના સાધનોનું નિરૂપણ ન્યાય્ય છે. કેવી રીતે? **तदधीनत्वात्** = કારણ કે તેને અધીન છે **ज्ञेयज्ञानसिद्धेः** = જાણવા યોગ્ય પદાર્થ-આત્માનું જ્ઞાન.

**ભાષ્ય**—જ્ઞેયનું જ્ઞાન સાધનના વિરહમાં નથી થતું. કારણ જ્ઞેયનું જ્ઞાન સાધન ઉપર અવલંબે છે. શબ્દાદિ સ્થૂલ જ્ઞેય પદાર્થોનું જ્ઞાન ઇન્દ્રિયાદિ સાધન વિના થતું નથી, તો પછી આત્મા જેવા સૂક્ષ્મતમ પદાર્થનું જ્ઞાન સાધન સામગ્રી વિના થાય એમ શી રીતે કહી શકાય? આથી અમાનિત્વથી માંડી તત્ત્વજ્ઞાનાર્થદર્શન સુધીના જ્ઞાન સાધનોનું કથન ખૂબ ઉચિત છે, એટલું જ નહીં, અનિવાર્ય છે. જેની પાસે અમાનિત્વ વગેરે જ્ઞાનના સાધનની સંપત્તિ નથી તેને કદી આત્માનું વાસ્તવિક જ્ઞાન થતું નથી. જેની પાસે તે છે તેને ઇચ્છા ન હોય તોય તે થાય છે. આથી વિચક્ષણ માણસે સાધન પરાયણ બનવું ઘટે. વિચક્ષણ શિરોમણિ ભગવાનનું તદનુસાર વચન છે કે—

અદંભ ને અમાનિત્વ અહિંસા, આર્જવ, ક્ષમા,
સેવા આચાર્યની, શૌર્ય, સ્થિરતા, આત્મસંયમ,
વિરાગ ઇન્દ્રિયાર્થોમાં અહંભાવ અભાવ, ને
જન્મમૃત્યુ–જરા–વ્યાધિ–દુઃખ–દોષોનું ચિન્તન
અસક્તિ, અનતિસ્નેહ પુત્રપત્નીગૃહાદિમાં,
સુખદુઃખતણા યોગે સદાય સમચિત્તતા;
અનન્ય યોગથી મારે વિષે ભક્તિ અચંચલ,
પવિત્ર સ્થાનની સેવા, પ્રીતીના નીચ સંસદે,
આત્મજ્ઞાને સદા નિષ્ઠા, તત્ત્વાર્થ શાસ્ત્ર-દર્શન!

(અ. ૧૩. શ્લો. ૭-૧૧) ॥ ૬ ॥

જ્ઞાનના સાધને દ્વારા જાણવા જેવા ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ દર્શાવતાં કહે છે:—

**क्षेत्रज्ञस्वरूपादिवरणं अनुभूतेः संवादार्थम्** ॥ ७ ॥

**સૂત્રાર્થ—क्षेत्रज्ञ०** = ક્ષેત્રજ્ઞ આત્માનું ભગવાને જે સ્વરૂપવર્ણન કર્યું છે તે **अनुभूतेः** = સાધકના અનુભવની **संवादार्थम्** = સંવાદિતા માટે જાણવું

**ભાષ્ય**—સાધનાના નિરુપણ બાદ ભગવાન પ્રતિજ્ઞા કર્યા મુજબ ક્ષેત્રજ્ઞનું વિવરણ કરે છે. એ વિવરણનું આ રહસ્ય છે. અદષ્ટ એવું આત્માનું તત્ત્વ, સાધન સંચયવાળા સાધકને જ્યારે જણાય ત્યારે તે સાધકનો સ્વાનુભવ બરોબર છે કે નહીં તેની પરીક્ષા કરવી જોઈએ. જ્યાં સુધી એ સ્વાનુભવ ભગવાનના કથન સાથે સંવાદી ન થાય ત્યાં સુધી એ પરીક્ષા શકય નથી. અને એ સંવાદીપણું અનિવાર્ય છે. આથી જેને આત્માના સ્વરૂપનું દર્શન થાય તે સૌનું દર્શન એકરૂપ જ થાય. કારણ એ અનુભવ વસ્તુતંત્ર હોઈને તેમાં નિરંકુશ કપોલકલ્પનાને સ્થાન જ નથી! "अनादिमत् परं ब्रह्म" થી માંડી "तमसः परमुच्यते" સુધી ભગવાને, આખીય ગીતામાં કયાંય આટલું સ્પષ્ટ રીતે ન કહેલું આત્માનું સ્વરૂપ પ્રદર્શિત કર્યું

છે. એ વર્ણનની સાથે આપણો આત્માનુભવ બંધબેસતો આવે છે કે નહીં એ સાધકે જોવું રહ્યું. જો બંધબેસતો આવતો હોય તો વસ્તુનું દર્શન યથાર્થ એમ જાણવું. જો બંધબેસતું ન આવે તો દર્શન અયથાર્થ છે એમ જાણવું. અને બંધબેસતું આવે ત્યાં સુધી પ્રયત્નશીલ રહેવું. યથાર્થ દર્શન અને કથનવાળા ભગવાનના આ વચનામૃતો છે—

"જ્ઞેય જે તે કહું, જેને જાણી અમૃત ભોગવે,
નિત્ય છે તે પરબ્રહ્મ ન કાર્ય કારણે વળી!
ચોમેર પગને હાથ, નેત્ર મસ્તક, ને મુખ,
કાને તેને બધે લોક વર્તે વ્યાપી બધું જગ!
ઈન્દ્રિયોથી સ્વયં હીન, છતાં તદ્‌ગુણ ભાસક!
અસંગ, ગુણનો ભોક્તા, સર્વપોષક નિર્ગુણ;
બ્હારભીતર ભૂતોની, વળી અચરને ચર,
અગ્રાહ્ય સૌક્ષ્મ્યને લીધે દૂર ને નિકટે વળી!
અભિન્ન સર્વભૂતોમાં જાણે ભિન્ન દિસે રહ્યું!
જ્ઞેય તે ભૂતનું ભર્તા લયને જન્મકારક!
તે જ્યોતિઓ કેરી, પર અંધારથી કહ્યું!"

(અ. ૧૩. શ્લો. ૧૨-૧૬) ॥ ૭ ॥

આવા આત્માના જ્ઞાનનું ફળ કહે છે :—

**ज्ञानगम्यं हि अमृतत्वम्** ॥ ૮ ॥

**સૂત્રાર્થ—ज्ञानगम्यं** = જ્ઞાન રૂપ સાધનથી લભ્ય છે **हि** = ખરેખર **अमृतत्वम्** = જન્મમરણનો વિચ્છેદ કરનાર બ્રહ્મસ્વરૂપ.

**ભાષ્ય**—અમાનિત્વથી માંડી અર્થદર્શન સુધીના ૨૦ જ્ઞાનના સાધન વડે જાણેલા જ્ઞેયનું ફળ છે અમૃતત્વ. આ અમૃતત્વ સ્વર્ગીય નથી પણ સ્વરૂપભૂત છે. અમૃતત્વ મરણનું મારક છે. મરણ જન્મને લીધે આવે જ. આથી જ્ઞાનલભ્ય અમૃતત્વ, આત્મામાં આરોપેલા જન્મમરણ વગેરે સમસ્ત ઉપદ્રવને દૂર કરનારું જાણવું "यत् ज्ञात्वा अमृतं अश्नुते" "જેને જાણી અમૃત ભોગવે" એ ભગવાનનું વચન છે. ॥ ૮ ॥

જ્ઞાન વગેરે એ ત્રણ, ક્યાં રહે છે ? કહે છે:—

**ज्ञानादित्रितयं न बहिः मृग्यं जरठावत् अन्तः सत्वात्** ॥ ૯ ॥

**સૂત્રાર્થ—ज्ञानादि०** = જ્ઞાન, જ્ઞેય, અને જ્ઞાનગમ્ય એ ત્રણ **बहिः** = શરીરની બહાર **मृग्यं** = શોધવું. **न** = નહીં **जरठावत्** = વૃદ્ધાની માફક. કેમ ? **अन्तः सत्वात्** = શરીરની અંદર તે રહેતાં હોઈને.

**ભાષ્ય**—જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનગમ્ય ની શોધ માટે આ દુનીઆમાં ઘણાં ભમતાં દેખાય છે. હિમાલયના સેવનથી, સંન્યાસાશ્રમમાં રહેવાથી, કે બીજાં તીર્થસ્થાનમાં રહેવાથી કે યાત્રાથી કે બીજા કોઈ કર્મથી આ ત્રણ લભ્ય છે એવું માનતા અનેક જીવો પરિવ્રાજકવ્રત ધારણ કરતા દેખાય છે. જેનાથી વસ્તુ જણાય તે જ્ઞાન, જ્ઞાન વડે જાણવું યોગ્ય તે જ્ઞેય, અને જ્ઞાન દ્વારા ગમ્ય તે વિષ્ણુનું પરમ પદ—આ બધું સૌના હૃદયમાં જ છે. આથી પેલી વૃદ્ધાની માફક તે બ્હાર ન શોધવું. અંધારી ઝૂંપડીમાં ખોવાએલી સોય, કોઈ વૃદ્ધા ઝૂંપડીની બ્હાર તેને શોધવા મંડી પણ તે ન જ મળી! એજ પ્રમાણે આંતર અંધકારમાં ખોવાએલ જ્ઞાન, જ્ઞેય, જ્ઞાનગમ્ય બ્હાર ન મળે. આથી અંતરમાં રહેલ આ ત્રણને અંતરમાં જ શોધવા. ભગવાનનો તદનુસાર બોલ છેઃ—

"જ્ઞાન ને જ્ઞેય ને તેનું ફળ સૌના ઉરે રહ્યું." (અ. ૧૩. શ્લો. ૧૭) ॥ ૯ ॥

પરંતુ ભગવાન શા માટે કહેલા જ અર્થનું ફરી ફરી કથન કહે છે? કરે છેઃ—

**क्षेत्रक्षेत्रयोः प्रकृतिपुरुषरूपेण पुनरालोचनं अर्थस्य सूक्ष्मत्वात् परिभाषासामंजस्यविधायकत्वात् च ॥ १० ॥**

**સૂત્રાર્થ—क्षेत्रक्षेत्रज्ञयोः** = શરીર અને શારીરિકનું **प्रकृतिपुरुषरूपेण** = પ્રકૃતિ અને પુરુષને રૂપે **पुनरालोचनं** = પુનરાવર્તન, **अर्थस्य** = પદાર્થની–તત્ત્વની **सूक्ष्मत्वात्** = નિરતિશય સૂક્ષ્મતાને લીધે છે. **च** = તથા **परिभाषा०** = શાસ્ત્રે સ્વીકારેલી પરિભાષાના સંવાદીકરણ માટે છે. એમ જાણવું.

**ભાષ્ય**—સાચું. ભગવાન કહેલાનું વાર વાર પુનરાવર્તન કરે છે. એ દોષ નથી. કારણકે હિતૈષી જ્ઞાનવૃદ્ધો અને મંત્રોને કંટાળો નથી આવતો. એ જ્ઞાનવૃદ્ધો પદાર્થની સૂક્ષ્મતા જાણે છે અને અધિકારીઓમાં પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠનો ભેદ જાણે છે. અને સૌને એકસરખી સુખની અભિલાષા હોય છે તે પણ જાણે છે. સુખની પ્રાપ્તિ તત્ત્વના સાક્ષાત્કારથી થાય છે તેથી કહેલાનું ફરી કથન કરવામાં તેમને શ્રમ લાગતો નથી. વળી શાસ્ત્રમાં જણાતી પરિભાષાના ભેદ છતાં અર્થનો ભેદ નથી એ પણ સિદ્ધ કરવાનું છે. આથી ભગવાન કહેલું ક્ષેત્રક્ષેત્રનું જ્ઞાન જ ફરીથી પ્રકૃતિ પુરુષ રૂપે કહે છે. પ્રકૃતિ જ ક્ષેત્ર છે. પુરુષ જ ક્ષેત્રજ્ઞ છે. એવું પરિભાષાનું સંવાદીપણું સિદ્ધ કરે છે. હિતૈષી ભગવાનના તદનુસાર શ્લોક છે:—

"ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ બન્નેને નિત્ય તું જાણજે તથા,
વિકારોને ગુણોને તું જાણજે ક્ષેત્રથી થયા!
કાર્ય કારણ નિર્માણે હેતુ પ્રકૃતિ છે કહી;
સુખદુઃખ તણા ભોગે હેતુ ક્ષેત્રજ્ઞને કહ્યો.

ક્ષેત્રજ્ઞ ક્ષેત્રમાં ખૂંચ્યો ક્ષેત્રના ગુણ ભોગવે,
સંગ હેતુ બને એના સદસદ્ યોનિ જન્મમાં;
સાક્ષી, ભર્તા તથા ભોક્તા, મહેશ અનુમોદક,
વળી પરાત્મ આ દેહે કહ્યો તે પરપુરુષ!
આમ જે ગુણની સાથે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને લહે,
સર્વથા વર્તતો તો એ ફરી તે નવ જન્મતો"

(અ. ૧૩. શ્લો. ૧૮-૨૩) ॥ ૧૦ ॥

પરંતુ કેવળ પરિભાષાનો જ ભેદ નથી લાગતો. પરિભાષાથી સમજાતા પદાર્થોની પ્રાપ્તની બાબતમાં પહેલાં કરતાં જૂદા ઉપાયોનું પણ પ્રતિપાદન કરેલું જણાય છે. ધ્યાનયોગ, સાંખ્યયોગ, કર્મયોગ, કે જેમને તત્ત્વની પ્રાપ્તિ થઈ છે એવા બીજા આપ્ત પુરુષો દ્વારા શ્રવણ, આ બધાને પ્રકૃતિપુરુષનાં ભેદજ્ઞાન માટે ઉપાય તરીકે ભગવાન કહે છે!-તો સમાધાન દેતાં કહે છે કે—

**तत्प्राप्त्युपायान्तरनिर्देशेऽपि न उपायानां मिथः तात्त्विकभेदः भुमिकाभेदेनैव, भिन्नत्वाभासात् रुचिसंस्कारवैचित्र्याच्च ॥ ११ ॥**

**સૂત્રાર્થ—तत्प्राप्ति०**-તે એની-પ્રકૃતિપુરુષ કે બીજા શબ્દોનાં ક્ષેત્રક્ષેત્રજ્ઞની પ્રાપ્તિ માટે બીજાં સાધનોનો નિર્દેશ કર્યો હોવા છતાં **उपायानां**-સાધનોમાં **मिथः**= અન્યોન્ય **न-तात्त्विकभेदः**=વાસ્તવિક ભેદ નથી. કેવી રીતે? **भूमिकाभेदेनैव**= ભૂમિકાના અવસ્થાના ભેદને લીધે જ **भिन्नत्वाभासात्**=ભિન્નતાનો આભાસ છે. **च**=તથા **रुचि०**-દરેક વ્યક્તિની રુચિ અને સંસ્કાર જુદા હોવાને લીધે.

**ભાષ્ય—**ધ્યાનયોગ વગેરે બીજાં સાધનો પ્રકૃતિપુરુષના જ્ઞાન માટે ભગવાને ઉપદેશેલાં દેખાય છે છતાં તેટલાથી જ માત્ર સાધનો જૂદાં ઠરતાં નથી. વસ્તુતઃ અમાનિત્વ વગેરે સાધનો યોગાદિ સાધનોથી ભિન્ન નથી. કેમ કે ભૂમિકાના ભેદે પરસ્પરમાં તેમનો સમાવેશ સંભવે છે. ધ્યાનયોગ, કર્મયોગ, શ્રવણ વગેરેમાં અમાનિત્વ વગેરેનો ઠીક ઠીક સમાવેશ થાય છે જ. આથી સાધન ભેદ ન માનવો. પણ લોકોની રુચિ અને સંસ્કાર વિવિધ હોય છે. તેનો આદર કરવો પડે. આથી પણ નામમાત્રે જૂદાં સાધનોનો ઉલ્લેખ અનુચિત નથી કે તત્ત્વાન્તરનો સાધક પણ નથી. લોકતત્ત્વને જાણનાર ભગવાનના તે મુજબ શ્લોક પણ છે—

"ધ્યાનથી દેહમાં દેખે આત્માથી કોક આત્મને,
સાંખ્ય યોગ વતી બીજા શ્રેષ્ઠ તો કર્મયોગથી.
આમ ના જાણતા બીજા સેવે અન્ય કને સુણી,
તેય ઓળંગતા નક્કી મોતને શ્રુતિતત્પર"

(અ. ૧૩ શ્લો. ૨૪-૨૫) ॥ ૧૧ ॥

પણ આમ બહુ કષ્ટપૂર્વક મેળવેલાં તત્ત્વજ્ઞાનથી લાભ શો ? કહે છે—

**तत्त्वज्ञानात् मुक्तिः साधकतमत्वात् ॥ १२ ॥**

**સૂત્રાર્થ—तत्त्वज्ञानात्** = તત્ત્વના-પ્રકૃતિ પુરુષના સમ્યક્ જ્ઞાનથી **मुक्तिः** = મોક્ષ મળે. કેવી રીતે ? **साधकतमत्वात्** = તે શ્રેષ્ઠ સાધન હોઈને.

**ભાષ્ય**—તત્ત્વજ્ઞાનથી મોક્ષ મળે છે એ સર્વ તંત્રનો સિદ્ધાન્ત છે. તત્ત્વજ્ઞાન એ મુક્તિનું શ્રેષ્ઠ સાધન છે. અનેક વખત આ બતાવાયું છે અને સુજ્ઞોને માટે સ્પષ્ટ જ છે. ક્ષેત્રક્ષેત્રજ્ઞના સંયોગથી સ્થાવરજંગમની ઉત્પત્તિ થાય છે. સર્વભૂતોમાં એક રસ, અવિનાશી પરમપુરુષ સ્વરૂપ આત્મા છે અને તે ક્રિયાથી અને તેના ફળથી ત્રણે કાળમાં અસ્પૃષ્ટ છે. અકર્તા, અભોક્તા, બ્રહ્મસ્વરૂપ, અનાદિ, અવ્યય નિર્ગુણ, અસંગ સર્વક્ષેત્રોને પ્રકાશિત કરનાર છે-એમ જે સાક્ષાત્ જાણે છે તે મુક્ત થાય છે એવો બધા તંત્રોનો સિદ્ધાન્ત છે. તેથી તત્ત્વજ્ઞાનથી મુક્તિ લાધે છે-એ સુસંપન્ન જ છે. ॥ ૧૨ ॥

પણ જો તત્ત્વજ્ઞાનથી મુક્તિ મળતી હોય તો તો જે જન્મે તે નાશ પામે એ ન્યાય પ્રમાણે તેનું વિનાશીપણું પ્રસ્થાપિત થાય. તો કહે છે: ના—

**सत्याः एव आविर्भावात् न मुक्तेः क्रियासाध्यत्वं**
**स्वरूपावस्थितेः एव तत्त्वाच्च ॥ १३ ॥**

**સૂત્રાર્થ—सत्याः** = વિદ્યમાન એવી મુક્તિજ **अविर्भावात्** = પ્રકટ થતી હોઈને **मुक्तेः** = મોક્ષનું **न क्रियासाध्यत्वं** = કોઈ ક્રિયાથી ઉત્પાદ્યપણું નથી **च** = તથા **स्वरूपावस्थितेः** = આત્માની આત્મામાં પ્રતિષ્ઠા જ **तत्त्वात्** = મુક્તિ હોઈને.

**ભાષ્ય**—મુક્તિ જન્મતી નથી કે તે મરે. તે તો છે જ. વિદ્યમાન પણ તિરોહિત થયેલી એ મુક્તિની અવસ્થાનો આવિર્ભાવ માત્ર થાય છે. એ આવિર્ભાવ કાંઈ જન્મ નથી. છે તેનો જ આવિર્ભાવ જાણવો. તો એ મુક્તિ એટલે શું ? મુક્તિ એટલે આત્માનું સ્વરૂપમાં અવસ્થાન જ. તે કોઈથી ઉત્પન્ન થતું નથી કારણ કે સ્વરૂપ ક્રિયાથી અસ્પૃશ્ય છે. તેથી સ્વરૂપાવસ્થિતિ રૂપી મુક્તિ સૌની છે જ. તત્ત્વ-જ્ઞાન જે કરે છે તે તો મુક્તિના પ્રતિબંધકનો નાશ માત્ર, સ્વરૂપનો ઉદય નહીં. આથી મુક્તિ સિદ્ધ સ્વરૂપ છે; સાધ્ય સ્વરૂપ નથી-એટલે વિસ્તાર ન કરીએ. અને ભગવાનનો પણ એવો જ નિર્ણય છે—

"ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો ભેદ આમ જે જ્ઞાન-લોચને,
ક્ષેત્રથી ભૂતનો મોક્ષ, જાણે તે પામતા પર !

(અ. ૧૩. શ્લો. ૩૪) ॥ ૧૩ ॥

॥ इति क्षेत्रक्षेत्रज्ञयोगः ॥

---

## ॥ अथ गुणत्रयविभागयोगः ॥

વિવેકજ્ઞાન પર મુક્તિનો આધાર છે એવું શ્રેષ્ઠ રહસ્ય ભગવાને તેરમા અધ્યાયમાં કહ્યું. તો પ્રકૃતિના ગુણો કયા ? તે પુરુષને બાંધે છે કેવી રીતે ? અને વળી બદ્ધમુક્ત જીવનું લક્ષણ શું ?–આ બધું જાણ્યા વિના નિર્મળ વિવેક ઉત્પન્ન ન જ થાય. તેથી વિસ્તારપૂર્વક વિવેકના પ્રકરણનું વ્યાખ્યાન કરવા ઇચ્છતા ભગવાન તે અંગે પ્રતિજ્ઞા કરે છે. અને તેનું અનુસરણ કરતાં હવે કહેવામાં આવનાર સૂત્રથી સૂત્રકાર ચૌદમો અધ્યાય શરૂ કરે છે :—

**भूयोऽपि प्रवचनप्रतिज्ञा अर्थस्य सौक्ष्म्यात्**
**ज्ञानदार्ढ्यस्य च अपेक्षितत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—भूयोऽपि** = ફરીથી અધ્યાયની શરૂઆતમાં ભગવાન **प्रवचन-प्रतिज्ञा** = સ્પષ્ટ રૂપે કહેવાની પ્રતિજ્ઞા કરે છે. કેમ ? **सौक्ष्म्यात्** = સૂક્ષ્મતમ હોવાને લીધે **च** = તથા **ज्ञानदार्ढ्यस्य** = જ્ઞાનની દૃઢતા **अपेक्षितत्वात्** = ઇષ્ટ છે માટે.

**ભાષ્ય**—અધ્યાયની શરૂઆતમાં જ સિદ્ધિપ્રદ ઉત્તમ જ્ઞાનના વિવેચનની પ્રતિજ્ઞા ભગવાને કરી. શરુ કરેલો વિવેકરૂપી પદાર્થ સૂક્ષ્મતમ હોઈને એ પ્રતિજ્ઞા જાણવી. સૂક્ષ્મ અર્થ જલ્દીથી બુદ્ધિમાં બેસતો નથી. અને બુદ્ધિમાં ઠર્યા વિના તે ઇષ્ટ ફળ ન આપે. ઇષ્ટ ફળ છે અનર્થનો નાશ. આથી વારંવાર કથન યોગ્ય છે. અને વળી કોમળજ્ઞાન અદૃઢ હોય છે. જ્યારે અજ્ઞાનનો નાશ કરનાર જ્ઞાનની તો દૃઢતાની અપેક્ષા રહે છે. શિરીષ કુસુમની ધારથી વજ્ર ભેદાય નહીં. વજ્ર કરતાં પણ કઠોર અજ્ઞાન, કઠોરતર જ્ઞાનથી જ છેદાય છે. તેથી અદૃઢ જ્ઞાન હિતાવહ નથી. આથી ભગવાને ફરીથી કહેવાની પ્રતિજ્ઞા કરી છે. અને તે મુજબ તેમનાં વચન છે :—

"વળી કહું તને ઉચ્ચ જ્ઞાનોમાં જ્ઞાન ઉત્તમ,
જે જાણી મુનિઓ સર્વે પરા સિદ્ધિ અહીં લહ્યા !
ટેકો આ જ્ઞાનનો ઝાલી સામ્યને મુજ પામતા,
ન જન્મે સૃષ્ટિઆરંભે નવા દુઃખી લયે થતા
(અ. ૧૪. શ્લો. ૧–૨) ॥ ૧ ॥

પરંતુ પરમસિદ્ધિ દેનારું તે જ્ઞાન સ્વરૂપે કેવું છે ? હેતુ સહિત કહે છે :—

**पुम्प्रकृत्योः अविप्लवविवेकात् सिद्धिः ॥ २ ॥**

**સૂત્રાર્થ—पुम्प्रकृत्योः** = પુરુષ અને પ્રધાનના **अविप्लवविवेकात्** = સંશય અને વિપર્યય રહિત ભેદ જ્ઞાનથી **सिद्धिः** = મુક્તિરૂપ જ્ઞાન થાય છે.

**ભાષ્ય**—વિવેક સિદ્ધિપ્રદ છે. વિવેક એટલે અન્યતાનું જ્ઞાન. પ્રકૃતિ અન્ય છે અને પુરુષ અન્ય છે. તેમની વચ્ચે સ્વરૂપ, ગુણ કે ધર્મે કશો સંબંધ નથી. આથી જ પ્રકૃતિથી પર આત્માને જાણીને, પારકી-ભોગવાઈ ચુકેલી પ્રકૃતિને છોડીને, સ્વરૂપે રહેવું એટલે વિવેક જ્ઞાન. એ જ્ઞાન સંશય વિપર્યાસથી અસ્પૃષ્ટ હોવું ઘટે. તે એથી સંયુક્ત હોય તે અવિપ્લવ જ્ઞાન નથી હોતું. આથી સંશય અને વિપર્યયની ગંધથી પણ વિરહિત, વિમલ, ઋતંભર જ્ઞાન જ સિદ્ધિસાધક જાણવું. ॥ ૨ ॥

જ્ઞાનથી મુક્તિ અને અજ્ઞાનથી બંધ સૂચવતાં, સંસારનાં સ્વરૂપનો નિર્ણય કરે છે:—

**संसारस्य अनादित्वात् अकृतार्थजीवजाताद्दष्टापेक्षेश्वरेक्षणवशात् त्रिगुणविषमावस्थितिः संसारः ॥ ३ ॥**

**સૂત્રાર્થ—संसारस्य** = જન્મમરણ રૂપ સંસરણની **अनादित्वात्** = પ્રથમતા ન હોવાથી, **अकृतार्थ०** = કૃતકૃત્ય ન થયેલા જીવ સમુદાયના પાપ અને પુણ્ય, ધર્મ અને અધર્મ સ્વરૂપ અદષ્ટની અપેક્ષાએ ઈશ્વરનું ઈક્ષણ થતાં **त्रिगुण०** = સત્વાદિ ત્રણ ગુણની વિષમસ્થિતિ એટલે **संसार** = સંસરણ એમ જાણવું.

**ભાષ્ય**—શરીર અને કર્મ પ્રવાહ રૂપે બીજ અને અંકુરની માફક વર્તતા હોઈને આ સંસાર અનાદિ છે. અનાદિ હોવા છતાં, કર્મના બીજ, જ્ઞાનથી દગ્ધ થતાં હોઈને એ સંસાર અનન્ત નથી. આથી કૃતાર્થ વ્યકિત માટે નાશ પામેલો હોવા છતાં અકૃતાર્થ વ્યકિત પ્રત્યે અનષ્ટ જ છે. કારણ કે પ્રકૃતિ સર્વ જીવને સમાન છે. પ્રકૃતિ પુરુષને ભોગ અને અપવર્ગ આપે છે. તેની ચેષ્ટા વિવેક જ્ઞાનનાં દાન સુધી ચાલે છે. જ્યાં સુધી બધા જીવોનો પુરુષાર્થ પૂરો ન થાય, ત્યાં સુધી એ વિષયરૂપે પરિણમે જ. પુરુષાર્થથી પ્રેરાઈને, શરીર-ઇન્દ્રિય-વિષય વગેરે રૂપે પરિણત થવાની આ પ્રકૃતિની પ્રવૃત્તિ એ જ સંસાર કહેવાય છે. જડ એવી પ્રકૃતિની આ પ્રવૃત્તિ છે એમ માનવું યુકિતયુકત નથી તેથી અકૃતાર્થ જીવોના અદષ્ટની અપેક્ષાએ ઈશ્વરના ઈક્ષિણથી તે ક્ષુબ્ધ થાય છે. ક્ષુબ્ધ થયેલી એ મહદ્ વગેરેના ક્રમે પરિણામ પામતી, ગુણના ઓછાવત્તાપણાને લીધે સ્થાવરજંગમને જન્મ આપે છે. આ શરીર ઇન્દ્રિય વિષય વગેરે રૂપે તે ઉપકારિણી પ્રકૃતિનું પરિણામ સપ્રયોજન છે. એ જ જીવનો સંસાર જાણવો. અકૃતાર્થપણું અજ્ઞાનનું સૂચક છે. એને લીધે જ બંધ છે. આથી મોક્ષનો ગરજુ કૃતાર્થ બને. અને આત્મવાન હોય તે કૃતાર્થ બને. આથી વિવેકદ્વારા પ્રકૃતિમાંથી આત્માને બુદ્ધિશાળી માણસ છોડવે. અને એ પ્રમાણે ભગવાનનાં વચન છે કે—

"માયા યોનિ જાણુ મારી તેમાં હું ગર્ભ ધારતો;
સર્વ ભૂત તણો તેથી જન્મ ભારત! તો થતો!
સર્વ યોનિ વિષે પાર્થ! મૂર્તિ જે જન્મતી બધી;
તેની યોનિ મહા માયા, હું પિતા બીજદાયક!"

(અ. ૧૪ શ્લો. ૩-૪) ॥ ૩ ॥

રૂપક દ્વારા પ્રકરણનો અર્થ સ્પષ્ટ કરે છે—

**जीवस्य पितराविव परमात्मप्रकृती ॥ ४ ॥**

**સૂત્રાર્થ—जीवस्य** = જીવાત્માના માતાપિતા જેવાં-છે **परमा०** = પરમાત્મા અને પ્રકૃતિ - એ બન્ને.

**ભાષ્ય**—જીવાત્મા બાળકને સ્થાને છે, પરમાત્મા અને પ્રકૃતિ માતાપિતાને સ્થાને છે. આ સરસ રહસ્યમય રૂપકથી ત્રણ તત્ત્વોનો સંબંધ કહેલો જાણવો. જેમ બાળક દંપતિની આનન્દની ગ્રંથી છે તેવો જ જીવાત્મા પણ જાણવો. બાલ્યકાળ દરમ્યાન સ્વાભાવિક રીતે જ માના ખોળામાં, માતાથી ચિંતિત બાળક ખેલે છે, શૈશવને વટાવી માની અનુમતિ અને અભિનન્દન પૂર્વક પિતાના આદેશને અનુસરે છે, પુણ્ય કર્મોનો પ્રતિનિધિ બને છે તેજ પ્રમાણે દર્શનદશાએ બાળક જીવાત્મા પ્રકૃતિના ખોળામાં, પ્રકૃતિએ પીરસેલા ભોગ અને અપવર્ગને ભોગવતો રમે છે. જ્યારે તે જાણવાનું જાણી લે છે, અને દાર્શનિતાથી પરિપુષ્ટ યૌવનને પામે છે, ત્યારે આ પ્રકૃતિનાં અનુમતિ અને અભિનન્દપૂર્વક અને ઉપરાંત સ્વયં પણ પરમપિતાના ચરણમાં સમર્પિત થયેલ હોઈ પિતાનું અનુકરણ કરે છે. પુણ્યકર્મમાં પિતાના આદેશે, સુશિક્ષિત થઈ યાવજ્જીવ મનોજ્ઞ, નિષ્કામભાવે પિતાનો આદેશ પામે છે. પરમપિતા પરમાત્મા પણ ત્યારે પુત્ર પર પોતાની લક્ષ્મી સંક્રાન્ત કરીને તેને પરમ શુભાશિષોથી નવાજીને, લોકસંગ્રહના ભારથી મુક્ત બની, શ્રીસંપન્ન થઈ, તેના પરમકલ્યાણનું અભિધ્યાન કરતા, સ્વરૂપભૂત આનન્દથી તેને પોષતા આનંદથી રહે છે. પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત, તે ચરમદેહી, બળેલા કર્મ અને આશય વાળા, જીવ સાથે, ભગવતી પ્રકૃતિ પણ યાવજ્જીવ અનુકૂળ રહીને વર્તે છે. અહો! ભગવતી જગજ્જનનીનું અનુપમ વાત્સલ્ય! પોતાને ખોળેથી પરમાત્માના ખોળામાં જતાં પોતાના બાળકને જોતી ભગવતી પ્રકૃતિ, પોતાના ખોળામાંથી શિવજીના ઉત્સંગમાં ચઢતા હેરમ્બને જોતી ભગવતી ઉમાની માફક, અતિશય આનંદિત થાય છે. માતાપિતાને સંતોષવાં એ પુત્રનો ધર્મ છે. પ્રકૃતિ અને પરમાત્માને સંતૃપ્ત કરવાં એ એમના પુત્ર જીવાત્માનો ધર્મ છે. આ ધર્મનું અનુષ્ઠાન કરતો જાતે પણ સુખેથી રહે છે. ભગવાને આ અર્થનું દ્યોતન કર્યું છે. તેનું વચન છે કે :—

" માયા યોનિ મહા મારી તેમાં હું ગર્ભ ધારતો,
સર્વભૂત તણો તેથી જન્મ ભારત ! તો થતો !
સર્વ યોનિ વિષે પાર્થ ! મૂર્તિ જે જન્મતી બધી;
તેની યોનિ મહામાયા હું પિતા બીજદાયક ! "

( અ. ૧૪ શ્લો. ૩–૪ ) ॥ ૪ ॥

રૂપકને ચાલુ રાખીને જ પ્રકૃત વિષય વર્ણવે છે —

**बहुप्रजेव जननी बध्नाति गुणसंगिनं जीवं गूढाकूतिः प्रकृतिः शिशुवत् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—बहुप्रजा इव जननी** = અનેક બાળકવાળી માતા **शिशुवत्** = જેમ બાળકોને, તેમ આ પ્રકૃતિ ભગવાનની ત્રિગુણાત્મિકા માયા નામની શક્તિ, **गूढाकूतिः** = ગૂઢ અભિસંધિવાળી હોઈને **गुणसंगिनं** = ગુણમાં આસક્ત **जीवं** = જીવાત્માને **बध्नाति** = બાંધે છે.

**ભાષ્ય**—પોતાના કામમાં રોકાએલી, ઘણી પ્રજાવાળી માતા જેમ તોફાની બાળકોને બાંધી રાખે, તેમ અનન્ત પ્રજાવાળી ભગવતી પ્રકૃતિ ઉપદ્રવ કરનારા બધા જ જીવોને બાંધી રાખે છે. જીવોનો એ ઉપદ્રવ કયો ? ગુણમાં આસક્તિ એ જ ઉપદ્રવ જાણવો. અને એ બાંધે છે કેવી રીતે ? દેહ–ઇન્દ્રિય–વિષય વગેરે રૂપે પરિણમેલા, રજ્જુ રૂપ ગુણોથી. પરંતુ વત્સલ અને સુકુમાર એવી એ ભગવતી જીવોને બંધનનું દુઃખ શા માટે આપે છે ? ગૂઢાશયવાળી હોઈને એ એમ વર્તે છે. ધીરે ધીરે ભોગ અને અપવર્ગ આપીને બધા જ જીવોને હું કૃતાર્થ કરીશ–એમ માની અક્ષીણ ધૈર્યથી ભગવતી પ્રકૃતિ વર્તે છે. તો શું બધાંયને એ બાંધે છે ? ના. ગુણસંગ રહિત બનેલા કૃતાર્થ જીવોને તે ફરી સ્પર્શતી નથી. ગૂઢ અભિસાંધવાળી આ ભગવતીનો આશય સૌને ખબર હોતો નથી, આથી ભગવતી પ્રકૃતિનો ગુઢ આશય જાણનારા જીવો કૃતજ્ઞ થાય છે. બીજા કૃતઘ્ન રહે છે. કૃતજ્ઞ જીવ દુર્લભ છે. બીજો અતિ સુલભ છે. તેથી કૃતજ્ઞ થવું, કૃતઘ્ન નહીં. ભગવાનનું વચન છે કે:—

" માયાથી પ્રકટ્યા સત્વ, રજ ને તમ છે ગુણો,
દેહમાં બાંધતા જેઓ દેહીને પાર્થ ! અવ્યય !

( અ. ૧૪ શ્લો. ૫ ) ॥ ૫ ॥

પરંતુ ગુણોનું સ્વરૂપ કથન અને તેનું બંધકત્વ પ્રતિપાદિત કરવાથી શો લાભ ? કહે છે:—

**गुणानां स्वरूपप्रतिपादनं विवेकोपलब्ध्यर्थम् ॥ ६ ॥**

**सूत्रार्थ—गुणानां** = रज्जुरूप बनेलां सत्त्व, रज अने तमनुं **स्वरूप-प्रतिपादनं** = स्वरूपनुं प्रतिपादन **विवेकोपलब्ध्यर्थम्** = विवेकख्यातिनी प्राप्ति माटे जाणवुं.

**भाष्य**—गुणोना स्वरूपना आख्यान अने तेना बंधननी रीत जाणवाथी महा लाभ छे. गुणोनुं स्वरूप ज्यां सुधी जणायुं नथी, ज्यां सुधी तेमना बंधननो प्रकार जाण्यो नथी, त्यां सुधी तेनो अधिकार पूरो थतो नथी. आत्मा पर गुणनो अधिकार एटले ज बन्ध. तेने दूर करवो ए ज मोक्ष. गुणोने जाण्या विना ए क्यांथी संभवे? आथी विवेकनी प्राप्ति माटे गुणोनुं चरित्र जाणवुं जोईए. जाणीने त्यजवुं जोईए. गुणोनुं ज्ञान त्यागप्रेरक छे. आथी विवेकनो महिमा अनतिवदनीय छे. भगवाननां तदनुरूप वचन पण छे के—

"त्रणमां सत्त्व छे चोकखो, नीरोगीने प्रकाशक,
सुख ने ज्ञानना संगे निष्पाप! तेय बांधतो!
(अ. १४ श्लो. ६)

त्यांथी मांडी—"विमुक्तोऽमृतमश्नुते!" = मुक्त अमृत भोगवे" त्यां सुधीना भगवाननां वचन गुणोनां स्वरूप-बन्धन अने फळना प्रकाशक छे.

गुणना ज्ञाननुं कंई बीजुं फळ छे खरुं? कहे छे.—

**चिन्हेभ्यः गुणविज्ञानं वैराग्योपशिक्षार्थं फलतुच्छत्वप्रदर्शनार्थम् च ॥७॥**

**सूत्रार्थ—चिह्नेभ्यः** = निर्मळता वगेरे चिह्नो परथी **गुणविज्ञानं** = सत्त्व वगेरे गुणोनुं विशेषज्ञान **वैराग्योपशिक्षार्थम्** वैराग्य-वितृष्णा रूप ज्ञानना शिक्षण माटे **च** = तथा **फलतुच्छत्वप्रदर्शनार्थम्** = प्रकृतिए आपेला फळनी आत्मदृष्टिए तुच्छता प्रदर्शित करवा माटे जाणवुं.

**भाष्य**—चिह्नथी जेमनुं अनुमान थइ शके छे एवा गुणोनुं विज्ञान वैराग्य शिखवे छे. ते सत्त्वादिना निर्मळता वगेरे लिंग क्रमप्रमाणे कह्यां. गुणनो जाणकार कोई पण गुणोमां कशुं कमनीय जोतो नथी. कारणके गुण स्वरूप नथी. परंतु विवेकज्ञान तो कमनीयतम छे. एमां संदेह नथी. विवेकज्ञान सुंदरतम छे. छतां गुणना पक्षमां ते आवतुं होई ने, सुंदरतम होवा छतां ते हेय छे. सत्त्वनी पण आसक्ति दृढ थाय तो जीवात्माने ते पतित करे छे, स्वरूपथी भ्रष्ट करे छे. आथी सत्वने सत्वथी ज ज्ञानी माणुस शांत करे. आम बधा गुणोमां अने तेना चरित्रमां गुणना तत्त्वने जाणनार माटे कशुं य रमणीय नथी. गुणनुं चरित्र वैराग्य शीखवनारुं छे. अने वळी गुणमां आसक्ति वाळो जे मेळवे छे ते तो क्षुद्र चीज छे. स्थावरथी मांडी ब्रह्म सुधीनी योनिमां जन्म ए अज एवा आत्मा माटे

ગૌરવાન્વિત નથી. ગુણો તો બ્રહ્માથી માંડી ઘાસના તણખલાં સુધીના દેહોમાં ભ્રમણ જ અર્પે. આથી સ્વરૂપના લાભની અપેક્ષાએ, ગુણનો લાભ ઉત્કૃષ્ટ તમ હોવા છતાં, ક્ષુદ્ર જ છે. તેથી ગુણરાગી ન થવું. પુરુષ કમનીયતમ છે, ગુણો નહીં. ॥૭॥

ગુણથી બંધાયેલા જીવાત્માને પ્રકૃતિ ક્યારે છોડે? કહે છે :—

**अनघं इव शिशुं जहाति जीवं प्रकृतिः प्रसन्ना ॥ ८ ॥**

**સૂત્રાર્થ—अनघं** = અપરાધરહિત નિષ્પાપ **शिशुं** = બાળક **इव** = માફક જેમ મા દોરડાના બંધનથી છોડાવે તેમ **प्रसन्ना** = નિર્મળ **प्रकृतिः** = જનનીને સ્થાને રહેલી ભગવતી માયા **जीवं** = નિરાપરાધી જીવને **जहाति** = તજે છે–છોડવે છે.

**ભાષ્ય**—જેમ અપરાધી બાળકને મા પહેલાં બાંધે અને પાછળથી પશ્ચાત્તાપે નિષ્પાપ થયેલા તેને પ્રસન્ન થઈને છોડે છે, તે જ પ્રમાણે પ્રસન્ન થયેલી પ્રકૃતિ ભગવતી પણ પહેલાં અકૃતાર્થતાને લીધે અનપરાધી જીવને બાંધે છે. પશ્ચાત્તાપથી વિશુદ્ધ થયેલા કૃતાર્થ જીવને તે છોડે છે. ભગવતીનો પ્રસાદ તે વિવેકખ્યાતિ રૂપ જાણવો. ધર્માદિ સાત ભાવે જીવાત્માને બાંધતી જગજ્જનની, જ્ઞાન રૂપી પોતાના આઠમા ભાવ વડે મુક્ત કરે છે. ભગવાને આ બધું જ પૂર્વોક્ત શ્લોકમાં કહ્યું છે. ॥ ૮ ॥

જગજ્જનની ભગવતી પ્રકૃતિની પ્રસન્નતાને સ્પષ્ટ કરતાં કહે છે :—

**अविप्लुतविवेकः प्रान्तभूमिः प्रसन्नतायाः ॥ ९ ॥**

**સૂત્રાર્થ—अविप्लुतविवेकः** = સંશય અને વિપર્યય રૂપી વિપ્લવ વિનાનો વિવેક એ **प्रसन्नतायाः** = ભગવતી પ્રકૃતિની નિર્મળતાની **प्रान्तभूमिः** = સીમા છે.

**ભાષ્ય**—અવિપ્લવ વિવેક જ્ઞાનમાં નિર્મળતાની સીમા જાણવી. જ્યાં સુધી અવિપ્લવ વિવેક ઉત્પન્ન થતો નથી ત્યાં સુધી પ્રકૃતિ પ્રસન્ન થતી નથી. વિવેકખ્યાતિની ચરમ સીમાએથી, પૂર્ણ થએલા અધિકારવાળી પ્રકૃતિ, પાછી ફરે છે ॥ ૯ ॥

પરંતુ ગુણાતીતના લક્ષણ–આચાર–ગુણોને ઓળંગી જવાની રીત, વગેરે પૂછવા પાછળ અર્જુનનો શો આશય હશે? કહે છે—

**पूर्ववत् त्रिगुणातीतलक्षणदानम् ॥ १० ॥**

**સૂત્રાર્થ—पूर्ववत्** = પહેલાંની માફક જ **त्रिगुणा०**=ત્રિગુણાતીતના લક્ષણ વગેરે જાણવા.

**ભાષ્ય**—આગળ જેમ બીજી અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણ અને બારમામાં ભક્તના લક્ષણ ભગવાને કહ્યા તે જ પ્રમાણે, તે જ ઉદ્દેશથી અહીં ગુણાતીતનાં લક્ષણ કહ્યાં છે એ ધ્યાન રાખવું. સિદ્ધનાં જે ચિહ્નો તે સાધકનાં સાધનો બને છે. અને સાધનોનો જ પ્રકર્ષ સાધ્યરૂપે બને છે. આથી ત્રિગુણાતીતના લક્ષણ જાણીને તેના અનુસરણ માટે પ્રયત્ન કરવો. ગુણ સંગરહિત ભગવાનનાં એ વારંવાર પઠનીય અને મનનીય વચનો આ છે—

ગુણત્રય તણાં કાર્યો જ્ઞાન, પ્રવૃત્તિ, મોહ, જે
પ્રવર્તે જો ન તો દ્વેષ, ન સ્પૃહાયે નિવૃત્તિમાં
ઉદાસીન સમો બેઠો; ચળાવાય ગુણે નહિ!
ગુણોજ વર્તતા એમ નિષ્ઠા જેની, ન કાંપતો!
સ્વસ્થ; દુઃખ સુખે તુલ્ય; ધૂળ પાષાણ હેમમાં;
ધીર પ્રિયાપ્રિયે તુલ્ય; સ્તુતિનિન્દા વિષે સમ!
માનાપમાનમાં તુલ્ય, મિત્રશત્રુ વિષે સમ
સ્વાર્થમાત્ર પરિત્યાગી, જે ગુણાતીત ઓચર્યો.
એકાન્ત ભક્તિના યોગે જે મને ભજતો સખે!
તે ગુણત્રય ઓળગી બ્રહ્મભાવે સમર્થ છે!
બ્રહ્મની હું પ્રતિષ્ઠા છું નિત્યને અવિનાશીની;
નિત્યધર્મતણી ને હું એકાન્તસુખની વળી!

( અ. ૧૪. શ્લો. ૨૨-૨૭ ) ॥ ૧૦ ॥

અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છેઃ—

**तेन ज्ञानादित्रितयस्याभेदसिद्धिः ॥ ११ ॥**

**સૂત્રાર્થ**—**तेन** = ત્રિગુણાતીતના લક્ષણના આલોચનથી **ज्ञानादि०** = જ્ઞાન, ભક્તિ અને ત્રિગુણાતીતતા રૂપી ત્રણનો અભેદ સિદ્ધ થાય છે.

**ભાષ્ય**—જ્ઞાન, ભક્તિ અને ત્રિગુણાતીતપણું એક જ છે એમ તેમના લક્ષણની સમાનતા પરથી સિદ્ધ થાય છે. જ્ઞાનીનાં જે લક્ષણો છે તે જ ભક્તનાં છે અને તે જ વળી ત્રિગુણાતીતનાં પણ છે. બારીકાઈથી જોતાં એ ત્રણેમાં અભેદજ દેખાય છે. આથી શાસ્ત્રમાં સાધ્ય કે સાધનનો ભેદ ન સમજવો. એકનું પણ સમ્યક્ આચરણ કરવાથી ત્રણેના ફળ મળે! આથી નિષ્ઠાની કિંમત છે, ફક્ત માન્યતાની નહીં. ॥ ૧૧ ॥

**॥ इति गुणत्रयविभागयोगः ॥**

## ॥ अथ पुरुषोत्तमयोगः ॥

આગલા અધ્યાયમાં ભગવાને ઉપસંહાર કરતાં કહ્યું કે ત્રણગુણને આળંગવામાં ઉપાય રૂપ છે પરમાત્માની અવ્યભિચારિણી ભક્તિ. એ ભક્તિ પરમ પુરુષના સ્વરૂપજ્ઞાન વિના ન થાય. પરમપુરુષનું સ્વરૂપજ્ઞાન પ્રત્યગાત્મા પુરુષ અને પ્રકૃતિ એમ બન્નેનાં જ્ઞાનની અપેક્ષા રાખે છે. જે પ્રકૃતિને જાણતો નથી તે પ્રત્યગાત્મા સ્વરૂપ પુરુષને જાણી શકતો નથી. જેણે પ્રત્યગાત્માને ઓળખ્યો નથી તે પરમપુરુષને જાણી ન શકે. આથી તત્ત્વજ્ઞાનની અપેક્ષા રહે છે. પંદરમા અધ્યાયમાં તેમનું અંગ અને પરિવાર સહિત ભગવાન વર્ણન કરે છે. પહેલાં તો અધ્યાયને શાસ્ત્ર તરીકે પ્રતિપાદિત કરતાં કહે છેઃ—

**अस्य शास्त्रत्वं तत्त्वस्वरूपनिर्वचनात् ॥ १ ॥**

**સૂત્રાર્થ--अस्य** = પંદરમા પુરુષોત્તમયોગ નામના અધ્યાયને **शास्त्रत्वं** = સંપૂર્ણ શાસ્ત્ર જાણવું. કેવી રીતે? **तत्त्वस्वरूपनिर्वचनात्** = તત્ત્વોનાં સ્વરૂપનું પરિપૂર્ણ કથન કર્યું હોઈને.

**ભાષ્ય**—આ અધ્યાયને શાસ્ત્રનું ગૌરવ ઘટે છે. કારણ કે " इति गुह्यतमं शास्त्रं " એવું ભગવાનનું વચન છે. આવો પક્ષપાત શા માટે? આ પક્ષપાત નથી પણ સત્યનું નિરૂપણ છે. તત્ત્વજ્ઞાનનું સંપૂર્ણ સ્વરૂપ અહીં ભગવાને એકત્રિત કરીને ભાખ્યું છે. જેમાંથી તત્ત્વનું સંપૂર્ણ જ્ઞાન થાય તે શાસક હોઈને શાસ્ત્ર કહેવાય છે. આ અધ્યાયમાં બધું ય તત્ત્વજ્ઞાન કહેલું હોવાને લીધે " આ શાસ્ત્ર છે " એમ કહ્યું એ યોગ્ય છે. ॥ ૧ ॥

પરંતુ જેનું નિરૂપણ કરવાની શાસ્ત્રમાં પ્રતિજ્ઞા કરી છે તે તત્ત્વો કેટલાં છે તત્ત્વોની સંખ્યા સૂચવતાં સૂત્રનું અવતરણ કરતાં કહે છે—

**त्रीणि तत्त्वानि जगज्जीवेश्वरभेदात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—त्रीणि** = ત્રણ **तत्त्वानि** = તત્ત્વ પદાર્થો છે. કેમ ત્રણ જ તત્ત્વો? **जगज्जीवेश्वरभेदात्** = પ્રકૃતિ, પુરુષ અને પરમાત્મા ભેદે.

**ભાષ્ય**—શાસ્ત્રમાં કહેવા યોગ્ય ત્રણ જ તત્ત્વો છે. તેમાંનું એક તત્ત્વ જગત્ નામે કહેવાય છે. બીજું જીવ નામે, ત્રીજું ઈશ્વર એમ કહેવાય છે. આમ તત્ત્વના ભેદે ત્રણ જ તત્ત્વો છે. એ ત્રણમાં બધી વસ્તુનો સમાવેશ થઈ જાય છે. તેમનાથી અતિરિક્ત કોઈ પદાર્થ નથી. આથી જ્ઞેયનો ત્રણમાં જ સમાવેશ જાણવો. ॥ ૨ ॥

તેનાં સંસારનાં સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

**संसारः वृक्षः उच्छेद्यत्वादिसाम्यात् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—संसारः** = આત્મામાં આરોપેલા જન્મમરણની હાર રૂપ પ્રપંચને **वृक्षः** = ભગવાને વૃક્ષ તરીકે વર્ણવ્યું છે. કેમ ? **उच्छेद्यत्वादिसाम्यात्** = છેદી શકાવવાની યોગ્યતા વગેરે સામાન્ય લક્ષણોને લીધે.

**ભાષ્ય**—સંગત્યાગ દ્વારા નિવારણ કરવાના હેતુથી સંસારના સ્વરૂપનું વર્ણન વૃક્ષના રૂપકની કલ્પનાથી અહીં બે શ્લોકમાં કર્યું છે. સંસાર અને વૃક્ષ એ બે વચ્ચે ઘણાં અંશમાં સમાનતા છે. જેમકે : ઉચ્છેદ કરવા યોગ્ય હોઈને સંસારને વૃક્ષ કહ્યું છે. જેમ પરશુ વગેરેથી વૃક્ષ છેદાય તેમ અસંગ રૂપી શસ્ત્રથી સંસાર પણ કપાય. જેમ વૃક્ષને મૂળ, સ્કંધ, શાખા, પ્રશાખા, કૂંપળ, પુષ્પ, ફળ હોય તેમ સંસાર વૃક્ષને પણ આ બધું છે. એનું ઊંચે પરમાત્મારૂપી મૂળ છે; અવ્યક્ત થડ છે. મહત્ પંચતન્માત્રા વગેરે નીચે ફેલાયેલી શાખાઓ છે. પ્રવાહરૂપે એ અનંત છે. છન્દોથી સૂચિત – યજ્ઞ, દાન, તપરૂપી તેનાં પર્ણ છે. બ્રહ્માથી માંડી ઘાસના તણખલા સુધીના જીવો એ એની ઉપશાખા છે. ગુણોથી પોષાએલા વિષયો એની કુંપળ છે. ક્લેશકર્મ વગેરે વડવાઈઓથી તે ભરપૂર છે. જન્મ આયુષ્ય ભોગ રૂપી ફળ છે. આવું આ સંસારવૃક્ષ બધાંયની હૃદય ભૂમિમાં ઊગેલું છે અને દૃઢ અસંગશસ્ત્રથી એ અશ્વત્થ છેદવા યોગ્ય છે. જે એને આવું જાણે તે સર્વવિદ્ છે. વનમાલી ભગવાનનાં એ મુજબ વચન છે કે:—

ઊંચે મૂળ અને શાખા નીચે, અશ્વત્થ અવ્યય;
છંદો છે પર્ણ તેને જે જાણે વેદજ્ઞ તે કહ્યો.
ઊંચે નીચે છે પ્રસરેલ શાખા – ગુણો વધેલી વિષયે લચેલી !
વિસ્તીર્ણ નીચે વડવાઈ જેની – લોકે યથાકર્મ ફસાવનારી
ન આવું એનું સમજાય રૂપ – ન આદિ કે અન્ત અહીં ન મધ્ય,
અશ્વત્થ જેની જડ ખૂબ રૂઢ – અસંગશસ્ત્રે દૃઢ એ વિદારી

( અ. ૧૫. શ્લો. ૧–૩ ) ॥ ૧૨ ॥

ત્યારબાદનું કાર્ય બતાવતાં કહે છેઃ—

**तत्पदनिर्देशपूर्वकः साधननिर्देशः साधननिर्भरत्वात् तत्पदप्राप्तेः ॥ ४ ॥**

**સૂત્રાર્થ—तत्पद०** = પરમાત્માના ધામનાં નિર્દેશ પૂર્વક **साधन०** = સાધનોનું કથન ભગવાને કર્યું છે. શા માટે ? **तत्पदप्राप्तेः** = કારણ કે તે ઈશ્વર-બ્રહ્મનું જે સ્થાન છે તેની પ્રાપ્તિ **साधननिर्भरत्वात्** = સાધનસંપત્તિ પર આધાર રાખે છે.

**ભાષ્ય**—કુંઠિત ન થાય એવી અસંગરૂપી તલવાર વડે હૃદયમાં દૃઢમૂળ થએલાં સંસારવૃક્ષને છેદીને તત્પદની શોધ કરવી ઘટે. તે પહેલાં શોધવા છતાં

ન મળતું હોવાથી, અને ત્યારબાદ ન શોધવા છતાં પણ સાધનસંપન્ન જીવને તે પદના લાભ થતો હોવાથી, સાધનસંપત્તિ ભેગી કરવી ઘટે. "निर्मानमोह" વગેરે સાધનો તત્પદના પ્રવાસી જીવ માટે અનિવાર્ય અને અવલંબનભૂત જાણવા. સાધન સંપન્ન જ આ માર્ગે ચાલવા સમર્થ છે. સાધનબળ વિનાનાને માટે તેની પ્રાપ્તિ અશક્ય જ જાણવી. વત્સલ ભગવાનના તદનુસાર વચનો છે :—

પછી રહ્યું તે પદ શોધવું જ્યાં—ગયા ન પાછા ફરતા કદી, તે—
પ્રપન્ન આદિ પ્રભુને જ થાવું–જ્યાંથી પ્રવૃત્તિ પ્રસરી પુરાણી !
ન માન કે મોહ ન સંગદોષ ઇચ્છા ન જેને નિત આત્મનિષ્ઠ !
દ્વંદ્વો વછૂટ્યાં સુખદુઃખનામી અમૂઢ તે અવ્યય ધામ પામે !

( અ. ૧૫. શ્લો. ૪–૫ ) ॥ ૪ ॥

આ પ્રમાણે સંસારતત્ત્વ કહીને હવે જીવનું તત્ત્વ કહેવાની ઇચ્છાથી જે કહ્યું તેનાં રહસ્યનો અનુવાદ કરતાં કહે છે—

**जीवभावः उपाधियोगात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—जीवभावः** = પરમાત્મસ્વરૂપ આત્માનું જીવરૂપે થવું એ **उपाधियोगात्** = ઉપાધિના સંબંધને લીધે છે.

**ભાષ્ય**—સ્વરૂપે શિવ આત્મા, ઉપાધિના યોગને લીધે જીવ બને છે. દેહ, ઇન્દ્રિય વગેરે રૂપી ઉપાધિ અવિદ્યાને લીધે છે. સચ્ચિદાનંદ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, પરમાત્માનો સનાતન અંશ જ આ જીવલોકમાં જીવરૂપે બન્યો છે. જ્યારે ચાર પ્રકારની કૃપાથી ઉપાધિને લીધે થયેલું પોતાનું અધઃપતન એ બરોબર જાણે ત્યારે ઉપાધિના કારણ રૂપ અજ્ઞાનનો સમૂળગો નાશ કરવા તે યત્ન કરે. અને યત્ન કરતાં. તે ઇશ્વિરની કૃપાથી ટૂંક સમયમાં જ આત્માના વાસ્તવ સ્વરૂપનો સાક્ષાત્કાર કરી, ઉપાધિ તરફ ઉદાસીન બની, પ્રારબ્ધ પૂરું થતાં, સ્વરૂપમાં પ્રતિષ્ઠિત બને. જ્યાં સુધી પ્રબુદ્ધ થતો નથી ત્યાં સુધી એનો જીવભાવ પણ દૂર થતો નથી. આથી જ્ઞાન ન હોય ત્યારે દેખાતો અને હોય ત્યારે વિલીન થતો એ ઉપાધિયોગ જ, શિવને જીવ બનાવે છે. અને સ્વાનુભવથી જ જણાતા વિષયમાં ચર્ચા શ્રેયસ્કર નથી. ઇશ્વિરકૃપાથી જાણી શકાય એવો આ અર્થ જાણકારો જાણે.

અંશી ભગવાનનાં તે પ્રમાણેનાં વચન છે કે :—

"અંશ મારો જ સૌ દેહે થયો જીવ સનાતન;
પ્રવર્તાવે સ્વભાવસ્થ ઈન્દ્રિયો મન સાથ છ;
દેહ પામે યદા જીવ યદા છોડી જતો તદા;
વાયુ આશયથી ગંધ તેમ આને ગ્રહી જતો.
કાન-આંખ-ત્વચા-જીભ-નાક ને મન ને તથા,
ઈચ્છા મુજબ વર્તાવી આ સેવે વિષયો બધા.
જતા કે વસતા યુક્ત ઈન્દ્રિયે, ભોગ સેવતા;
ન એને મૂઢ કો પેખે, પેખે છે જ્ઞાનચક્ષુ જે!
યત્નશીલ છતાં મેલાં, અલ્પધી, ન નિહાળતા!"

(અ. ૧૫. શ્લો. ૭-૧૧) ॥ ૫ ॥

તો જીવ શિવ ક્યારે બને? કહે છે—

**ज्ञानात् तच्छेदे अभेदः ॥ ६ ॥**

**सूत्रार्थ—ज्ञानात्** = તત્ત્વના સાચા દર્શનથી **तच्छेदे** = તે શરીર ઈન્દ્રિય વગેરે ઉપાધિનો નાશ થતાં **अभेदः** = જીવ અને શિવની એકરૂપતા થાય છે.

**ભાષ્ય**—કારણનો નાશ થતાં કાર્ય સ્વયં નાશ પામે છે. ઉપાધિનું કારણ છે અજ્ઞાન. અજ્ઞાનના નાશનું કારણ છે જ્ઞાન. અપરોક્ષ જ્ઞાન અજ્ઞાનને સમૂળગું ઉખેડી નાંખે. અને અજ્ઞાન રૂપી મૂળ ઉખડતાં તેનાથી પુષ્ટ થતો જીવનો ઉપાધિનો સમુદાય પણ કૃશ થાય છે. ધીમે ધીમે કૃશ થતો તે, તીવ્ર જ્ઞાનઅગ્નિથી ભસ્મીભૂત બને છે. પરિવાર સહિત અજ્ઞાન ભસ્મીભૂત થતાં જીવનો શિવભાવ સ્વયં આવિર્ભાવ પામે છે. શિવસ્વરૂપ ભગવાને કહ્યું છે "पश्यन्ति ज्ञानचक्षुषः" "જુવે છે જ્ઞાનચક્ષુઓ." પદાર્થનું વાસ્તવ સ્વરૂપ જાણનારા દૃષ્ટિસંપન્ન હોઈને બ્રહ્મ અને આત્મા વચ્ચે સ્વરૂપનો અભેદ જુવે છે. ॥ ૬ ॥

જીવના તત્ત્વનું નિરૂપણ કરી પરમાત્મતત્ત્વને સ્પષ્ટ કરતાં કહે છે:—

**सच्चिदानन्दात्मको हि देवः अबाधितत्वात् प्रकाशकत्वात् आत्मत्वात्त्च ॥ ७ ॥**

**सूत्रार्थ—देव** = સૌના અંતરને પ્રકાશિત કરનાર પરમાત્મા **हि** = વાક્યના અલંકાર પૂરતો 'હિ' શબ્દ છે. **सच्चिदानन्दात्मकः** = સત્ સ્વરૂપ, ચિત્ સ્વરૂપ, અને આનંદસ્વરૂપ જાણવો. કેવી રીતે? **अबाधितत्वात्** = ત્રણ કાળમાં તેની બાધા ન થતી હોઈને. **प्रकाशकत्वात्** = અનન્યપ્રકાશ્ય સ્વયંજ્યોતિ હોઈને, વસ્તુમાત્રને પ્રકાશિત કરતો હોવાથી **च** = તથા **आत्मत्वात्** = સ્વરૂપ હોવાથી.

**ભાષ્ય**—પરમાત્માજ પરમદેવ છે. તેનું દેવપણું બાહ્ય અને આંતર સર્વ-પદાર્થોને પ્રકાશિત કરતા હોવાથી છે. "यज्ञस्य देवं" "યજ્ઞના દેવ=દ્યોતક" એવો વેદ બોલ પણ છે. એ પરમપુરુષ પરમાત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ જાણવો. ત્રણે કાળમાં એની અસ્તિ અબાધિત હોઈ ને સતસ્વરૂપ; સર્વ વસ્તુના પ્રકાશક સ્વયંજ્યોતિ સ્વરૂપ હોઈ ને ચિત્ સ્વરૂપ અને આત્મસ્વરૂપ હોઈ ને એને આનન્દસ્વરૂપ જાણવો. આત્મામાં દુઃખની સામગ્રી જ નથી; સુખની છે. કારણ કે તેનો રોજ અનુભવ થાય છે. નિદ્રામાં આપણો એ રોજનો અનુભવ છે, સમાધિમાં પણ એ જ અનુભવ થાય છે અને મોક્ષમાં પણ ચર્ચા જૂદી નથી. પહેલાં આ વિષયની ચર્ચા થઈ ગઈ હોવાથી અહીં એનો વિસ્તાર ન કરીએ. સત્ પરમાત્માનું ચેતન સ્વરૂપ અને આનંદ સ્વરૂપ ભગવાને સૂચાવ્યું છે. તે પ્રમાણે એમનાં વચન છે:—

"સૂર્યમાં જે રહ્યું તેજ સમસ્ત જગ ધોળતું;
વળી ચંદ્રાગ્નિમાં જે છે જાણ તે તેજ માહરું.
ભૂતોને, ભૂમિમાં વ્યાપી, ધારું હું નિજ ઓજસે,
તમામ ઔષધિ પોષું રસરૂપ બની શશી.
જાઠરાગ્નિ બની પાર્થ! પ્રાણીના દેહમાં રહ્યો;
પ્રાણાપાનવતી દીપ્ત પચાવું અન્ન ચોવિધ"
હું છું વળી સૌ હૃદયે ભરેલ—હું થી જ જ્ઞાન-સ્મૃતિ વિસ્મૃતિ છે;
ને હું જ છું વેદ્ય બધાય વેદે વેદાન્તકર્તા વળી વેદવેત્તા!

(અ. ૧૫. શ્લો ૧૨-૧૫)

ચૈતન્ય જ્યોતિ વિના આ સૂર્યને સળગાવવો, ચંદ્રને ઉત્તેજિત કરવો, સ્મૃતિ, જ્ઞાન અને તેનું અપોહન કરવું શક્ય નથી. રસહિતને માટે સૌ પ્રાણીઓનું ધારણ કરવું કે સમસ્ત ભૂતસમુદાયના અન્નનું પાચન કરવું શક્ય નથી. એની જ માત્રા માત્રથી સર્વ ભૂતો આનંદમય બને છે. આથી સચ્ચિદાનંદમય દેવ છે એમ ઠીક જ કહ્યું છે. ॥ ૭ ॥

પરંતુ આ બે પુરુષો ક્યા? ક્ષર અને અક્ષર નામના બે પુરુષો તો કદી સાંભળ્યા ન્હોતા! સમાધાન દેતાં કહે છે:—

**क्षराक्षरौ विकृतिप्रकृती उपपत्तेः ॥ ८ ॥**

**સૂત્રાર્થ—क्षराक्षरौ** = ભગવાને કહેલા ક્ષર અને અક્ષર નામના બે પુરુષો તે અનુક્રમે **विकृतिप्रकृती** = વિકૃતિ અને પ્રકૃતિ જાણવા. શી રીતે? **उपपत्तेः** = ન્યાયયુક્ત હોવાને લીધે.

**ભાષ્ય**—ભગવાને નિર્દેશેલા ક્ષર–અક્ષર નામના બે પુરુષો અહીં વિકૃતિ અને પ્રકૃતિ રૂપ જાણવા, એમાં ક્ષર પુરુષ તે વિકૃતિ અને અક્ષરપુરુષ તે પ્રકૃતિ. આ જ અર્થ અહીં બંધબેસતો છે. બીજો કોઈ નહીં. કેમકે વિનાશ થતો હોઈને ક્ષર એટલે પૃથ્વીથી માંડી મહત્તત્વ સુધીના કાર્ય રૂપી વિકૃતિ, અને એ કાર્યગણમાં કારણ રૂપે રહેલ અક્ષર પુરુષ એટલે ત્રિગુણાત્મિકા પ્રકૃતિ. તે પરિણામીનિત્ય છે આથી તેને અક્ષર કહેવું ન્યાયસુસંગત છે. તેથી ક્ષરઅક્ષર એ બે પુરુષ કાર્યકારણના વાચક છે એમ જાણવું. ॥ ૮ ॥

તે ભલે વિકૃતિ અને પ્રકૃતિરૂપ હોય પરંતુ તેમને માટે પુરુષ શબ્દનો પ્રયોગ કેવી રીતે યોગ્ય ગણાય ? કહે છે—

**पुरुषपदवाच्यत्वं भोगापवर्गसाधकत्वात्**
**गौणं तद्भिन्नस्य मुख्यस्य प्रतिपादनाच्च ॥ ९ ॥**

**સૂત્રાર્થ—पुरुष०**=તે બેને પુરુષ શબ્દે કહેવામાં આવે છે. **भोगा०**= કારણ કે તે બે ભોગ અને અપવર્ગનાં સાધન છે. અને તે શબ્દપ્રયોગ **गौणं** = અમુખ્ય છે. કેવી રીતે? **तद्भिन्नस्य** = તે બેથી જૂદા **मुख्यस्य** = મુખ્ય પુરુષનું **प्रतिपादनात्** = અહીં પ્રતિપાદન કરેલું હોવાથી.

**ભાષ્ય**—ક્ષર અને અક્ષર, પુરુષ શબ્દના વાચ્ય બને એ અયોગ્ય નથી. ક્ષર અને અક્ષર તો મુખ્ય પુરુષ આત્માના ભોગ અને અપવર્ગના સાધક છે. તેથી પણ તે બેને ગૌણ રીતે પુરુષ કહેવાનું ભગવાને સ્વીકાર્યું છે. આ અર્થ કેવી રીતે જાણવો ? કારણ કે "उत्तमः पुरुषः तु अन्यः" "કિન્તુ શ્રેષ્ઠ કહ્યો બીજો પરાત્મા નામ પુરુષ" એ શબ્દો દ્વારા ભગવાને જ બીજા મુખ્ય પુરુષનું પ્રતિપાદન કર્યું છે. આથી ક્ષર અને અક્ષર નામના પુરુષો ગૌણ છે. મુખ્ય છે આત્મસ્વરૂપ ઉત્તમ પુરુષ. તદનુસાર ભગવાનનાં વચનો છે : –

"લોકમાં પુરુષો બે જ ક્ષર અક્ષર એમ આ;
ક્ષર છે સર્વ આ ભૂતો, કહ્યો કૂટસ્થ અક્ષર !
કિન્તુ શ્રેષ્ઠ કહ્યો બીજો પરમાત્મા નામ પુરુષ,
જે ધેરી ત્રણ આ લોક, પોષે અવ્યય ઈશ્વર !
કેમકે ક્ષર ઓળંગ્યો, શ્રેષ્ઠ અક્ષરથી વળી,
આથી હું લોકને વેદે પ્રખ્યાત પુરુષોત્તમ !"

(અ. ૧૫. શ્લો. ૧૬–૧૮) ॥ ૯ ॥

પરંતુ ઉત્તમ તરીકે ગણાવેલા પુરુષોત્તમ પરમાત્મા જીવાત્માથી ભિન્ન હોય તે ભગવાનને ઇષ્ટ છે એમ લાગે છે. કેવી રીતે? તેનો પુરુષોત્તમ તરીકે વ્યવહાર કર્યો છે માટે. અભિન્ન હોય તો તર-તમ પ્રત્યયથી વ્યપદેશ યોગ્ય ન ગણાય. શંકાને દૂર કરતાં કહે છે :—

**अन्यः इति चेन्न श्रुतिस्मृतियुक्ति-अनुभवव्याकोपात् ॥ १० ॥**

**સૂત્રાર્થ–अन्यः**=પરમાત્મા પુરુષોત્તમથી જુદો જ પ્રત્યગાત્મા છે. **इति चेत्**= એમ માનતા હો તો **न** = ના. એમ ન માનશો. કેમ? **श्रुति०** = તેથી શ્રુતિ વગેરે કદર્થિત થાય છે.

**ભાષ્ય**—અહીં જે ઉત્તમપણું કહ્યું છે તે પ્રત્યગાત્માની દૃષ્ટિએ નહીં, પરંતુ ક્ષર અને અક્ષર આત્માની અપેક્ષાએ. ક્ષર અને અક્ષર તો જડ હોઈને ભોગ અને અપવર્ગ સાધનારા હોવા છતાં અધમ છે. પ્રત્યગાત્મા સ્વરૂપ પરમાત્મા ચેતન હોઈને ઉત્તમ છે. પ્રત્યગાત્માનું અહીં અશ્રવણ જ, પ્રત્યગાત્મા અને પરમાત્મા વચ્ચેની એકતા ભગવાનને ઇષ્ટ છે એમ સૂચવે છે. છતાં કદાચ હઠનો માર્યો તું એ બે વચ્ચે ભેદ જ કહેશે તો તેથી શ્રુતિને અને સ્મૃતિને, યુક્તિને અને અનુભવને નકામો કુપિત જ કરશે. શ્રુતિ વગેરેનું તાત્પર્ય એકત્વ જ બતાવે છે–એમ તો અમે અનેક વાર ચર્ચ્યું છે. તેથી પ્રત્યગાત્મા જ પુરુષોત્તમ છે. તેનું ઉત્તમપણું ભલે સંસારાવસ્થામાં દુઃસંગને લીધે તિરોહિત દેખાય. પણ ખરે! ભસ્મથી ઢંકાએલો હોવા માત્રથી અગ્નિ જ્યોતિવિનાનો નથી બનતો, કે મેલથી ઢંકાએલું હોય તેથી રત્ન કાન્તિવિનાનું નથી બનતું. તે મુજબ પુરુષશ્રેષ્ઠ ભગવાનનાં વચન છે :—

"કિન્તુ શ્રેષ્ઠ કહ્યો બીજો પરાત્મા નામ પુરુષ;
જે ધેરી ત્રણ આ લોક, પોષે અવ્યય ઈશ્વર!
કેમકે ક્ષર ઓળંગ્યો, શ્રેષ્ઠ અક્ષરથી વળી;
આથી હું લોક ને વેદે પ્રખ્યાત પુરુષોત્તમ!
વિવેકી જે મને આમ જાણે છે પુરુષોત્તમ;
સર્વવેત્તા મને સેવે સૌ ભાવે તે પરંતપ!

( અ. ૧૫. શ્લો. ૧૭–૧૯ ) ॥ ૧૦ ॥

અધ્યાયનો ઉપસંહાર કરતાં કહે છે—

**गुह्यतमत्वं तत्त्वनिरूपणत्वात् तत्त्वस्य च कृतकृत्यतावहकत्वात् ॥ ११ ॥**

**સૂત્રાર્થ–गुह्यतमत्वं** = આ અધ્યાયનું રહસ્યમયપણું **तत्त्व०** = જગત જીવ અને ઈશ્વર એ ત્રણ તત્ત્વો નિઃશેષ કહ્યા હોવાને લીધે છે **च** = તથા **तत्त्वस्य**= તત્ત્વજ્ઞાનની **कृतकृत्यता०** = કૃતાર્થતા લાવનારૂં હોઈને છે.

**ભાષ્ય**—તત્ત્વનું જ્ઞાન ગુહ્યતમ હોય છે. તત્ત્વને લગતા ગુહ્યતમ જ્ઞાનનું અહીં નિરૂપણ કર્યું હોવાથી આ અધ્યાય રૂપી શાસ્ત્રની કૃતકૃત્યતા પણ છે. કૃતકૃત્યતા સુધી પ્રયત્ન કરવો રહે. તેથી કૃતકૃત્યતા લાવનારું હોઈને આ જ્ઞાન રહસ્યતમ છે એમ જાણવું. ભગવાને કહ્યું છે કે :—

"આમ આ ગુહ્યમાં ગુહ્ય નિષ્પાપ! શાસ્ત્ર મેં કહ્યું
જાણી એને બને જ્ઞાની, કૃતકૃત્ય વળી સખે!"

( અ. ૧૫. શ્લો. ૨૦ ) ॥ ૧૧ ॥

**॥ इति पुरुषोत्तमयोगः ॥**

---

## ॥ अथ दैवासुरसंपद् विभागयोगः ॥

અગલા અધ્યાયમાં "સર્વવેત્તા જે મને સેવે સૌ ભાવે તે પરંતપ!" એવું ભગવાન વાસુદેવે કહ્યું. ભગવાનને કોણ ભજે અને કોણ ન ભજે એ જાણવું ઘટે. ભગવાનને ભજનારાને દેવો, અને ન ભજનારાને અસુરો જાણવા. દેવ અને અસુર એ ભેદો સંપત્તિના ભેદને લીધે જાણવા. દેવો એને અસુરો મનુષ્યથી ભિન્ન નથી. ઉપનિષદ્‌નો બોલ છે કે "પ્રજાપતિના બે પ્રકારના પુત્રો હતા દેવો અને અસુરો." મનુષ્યોમાં જે દૈવી સંપત્તિવાળા હોય તે દેવો, અને આસુરી સંપત્તિવાળા હોય તે દૈત્યો અથવા અસુરો જાણવા. એ સંપત્તિ તે મનની વૃત્તિઓ. જે વૃત્તિઓ વિશ્વના પ્રકાશક અંતર્યામી દેવ તરફ લઈ જાય તે દૈવીસંપત્. અને જે ભગવાનથી વિમુખ કરે તે આસુરી સંપત્. એ સંપત્તિના ભેદે જીવનનો ભેદ અને તેથી નામનો ભેદ થાય. જે ડીરણે આ સંપત્‌નો વિભાગ કરવામાં આવ્યો છે તે કરે છે;—

**दैवासुरसंपद्विभागः हानोपादानार्थत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—દૈવાસુર૦** = દૈવી અને આસુરી સંપત્તિનું વિભાજન **હાનો૦** = આસુરી સંપત્તિના ત્યાગ અને દૈવી સંપત્તિના સ્વીકારને માટે વર્ણવ્યું છે એમ સમજવું.

**ભાષ્ય**—"દેવ બનીને દેવને પૂજવા" એ ન્યાયે ભગવાનનું આરાધન કરવા જે ઇચ્છતા હોય, તેમણે દૈવી સંપત્તિનો સંચય કરવો. દૈવી સંપત્તિ ઇશ્વરભક્તિમાં પ્રયુક્ત કરે. તેથી મોક્ષદાયી બને. આસુરી સંપત્તિ સંસારની ભક્તિમાં પ્રેરે તેથી સંસારપ્રદ બને. વિવેકી ને ઇશ્વર જ ઇષ્ટ છે. સંસાર નહીં. આથી દૈવી સંપત્તિનો સંચય કરવો. આસુરીનો ત્યાગ કરવો. મનુષ્ય હોય અને અસુર હોય એ તો અકલ્પ્ય છે, તેથી દૈવી અને આસુરી સંપત્તિના અનુક્રમે સ્વીકાર અને પરિહાર માટે આ વિભાજન જાણવું. દેવદેવ ભગવાનનાં બોલ છે કે :—

"ભયાભાવ, મનઃ શુદ્ધિ, જ્ઞાને યોગે વ્યવસ્થિતિ !
દાન ને દમ ને યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ !;
અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ શાંતિ અપૈશુન;
કરુણા, મૃદુતા, લજ્જા, અચાંચલ્ય અલોભિતા;
ધૃતિ, તેજ, ક્ષમા, શૌચ, દ્રોહાભાવ, અમાનિતા;
આ દૈવી હોય સંપત્તિ શ્રેયસ્કામ મનુષ્યની."

(અ. ૧૬ શ્લો. ૧-૩) ॥ ૧ ॥

સંપત્તિ અનુસાર ફળમાં ભેદ વર્ણવતાં પ્રતિપાદિત સિદ્ધાન્તને જ દઢ કરે છે—

**प्राप्तिभेदः संपद्भेदात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—प्राप्तिभेदः**—ફળનો ભેદ **संपद्भेदात्** = સંપત્તિના ભેદને લીધે જાણવો.

**ભાષ્ય**—સંપત્તિના ભેદને લીધે ફળનો ભેદ થાય છે. જેમકે દૈવી સંપત્તિ વાળો મુક્ત થાય છે જ્યારે આસુરી સંપત્તિ વાળો બંધનમાં પડે છે. મુક્તિ અને બંધન સંપત્તિ પ્રમાણે હોય છે. કઈ સંપત્તિનો સંચય કરવો એ. માનવને સ્વાધીન છે. સંપત્તિનો સંચય જ્યારે સ્વાધીન છે તો વિવેક જ વિજયી બનો ! ભગવાનનો ય બોલ છે કે "દૈવી સંપત્તિથી મોક્ષ, બંધ આસુરથી વળી." આથી દેવ બનવું. અસુર નહીં. ॥ ૨ ॥

પરંતુ ચાર્વાક બળવાન હોઈને આસુરી સંપત્તિને છોડવી અશક્ય છે. ચાર્વાકને તોષ્યા વિના શંકર પ્રતિષ્ઠિત ન થઈ શકે ? અહીં ચાર્વાક તે દેહ અને શંકર એટલે આત્મા દેહાત્મભાવમૂલક આસુરભાવ તો દેવોને પણ ભજવો મુશ્કેલ છે. અને ભગવાને વર્ણવેલી આસુરી સંપત્તિની વ્યાપ્તિ તો નિરપવાદ અને સર્વસ્પર્શી જેવી દેખાય છે. મનુષ્યના આકારમાં અસુરો જ મોટેભાગે દેખાય છે. ક્વચિત્ જ મનુષ્ય આકારવાળા દેવથી ભગવતી વસુંધરા સુશોભિત બને છે. આથી દૈત્ય બનવું જ સ્વાભાવિક છે. તો ભલે સ્વભાવ પ્રવર્તતો, ને અસ્વભાવ નિવૃત્ત થતો. આવી શંકા થતાં કહે છે;—

**आसुर्याः वर्जनं श्रेयोविघातकत्वात् ॥ ३ ॥**

**સૂત્રાર્થ—आसुर्याः** = અસુર સંબંધી સંપત્તિનો **वर्जनं** = ત્યાગ કરવો. **श्रेयोविघातकत्वात्** = કારણ કે તે શ્રેયની વિનાશક છે.

**ભાષ્ય**—"શ્રેય અને પ્રેય મનુષ્યની સામે આવે છે, તેને બરોબર જાણીને ધીર એમનો વિવેક કરે." આમ શ્રુતિએ બતાવેલી રીતે શ્રેય અને પ્રેયમાંથી

બુધિશાળીએ શ્રેય જ સ્વીકારવું ઘટે. શ્રેયનો ત્યાગ મનુષ્યત્વને વિફળ કરે.—પરંતુ અમે કાંઈ શ્રેયના વિરોધી નથી.તો ?—મતિમાને પ્રેય પણ ત્યાગવું જ જોઈએ (એમ કહેવા માંગીએ છીએ.) એમ કોણ કહે છે (કે પ્રેય છોડવું જોઇએ?)—તમે. ના. અમે તો એમ કહીએ છીએ કે શ્રેય ઇષ્ટ હોઈને તેનો સ્વીકાર કરવો, પ્રેયનો ત્યાગ કરવાનું (એમ કહેતા નથી.) પ્રેયથી તો ચાર્વાક પ્રસન્ન થાય. ભલે થાય. અમે ચાર્વાકનો પણ પ્રતિષેધ કરતા નથી. ભલે ચાર્વાકની પૂજા થતી પણ શંકરને ભૂલવો ન ઘટે. શંકરને ભૂલવામાં સર્વનાશ આવે. શંકરનો સ્વીકાર કરવામાં ચાર્વાક પણ પુષ્ટ થાય અને જાતે ધન્યતા અનુભવે. આથી અહીં ચાર્વાક અને શંકર વચ્ચે વિવાદ નથી. શંકરનો અનાદર કરી ચાર્વાકની પ્રતિષ્ઠા કરવામાં આવે તો તે વિવાદાસ્પદ છે. મુખ્ય એવા આત્માનો અનાદર કરીને આત્માના વાહન રૂપ દેહના જ અતિ આદરનો નિષેધ કરીએ છીએ. કારણકે તે મોહમૂલક છે. અને મોહ નાશક છે. આથી આત્માના આધકાર ને સ્વીકારે ત્યાં સુધી દેહની પૂજા ન્યાય્ય અને સત્ય છે. આત્માના અધિકારની સામે બળવો કરનારી નહીં. "દીર્ઘ જુઓ, ટુંકું નહીં, પર ને જુઓ, અપરને નહીં." એ સ્મૃતિમાં કહેલા ન્યાય પ્રમાણે દીર્ઘ અને પરના દર્શન માટે મનુષ્યનો જન્મ છે. કેવળ દેહનું પૂજન હ્રસ્વ અને અપર દર્શન છે. અધઃપતન લાવનારું તે ન હો, એમ આ શ્રેયને પસંદ કરવા માટેનો આગ્રહ છે. અને વળી ઇશ્વરની પ્રાપ્તિ બાળલીલા નથી. દેહ પણ જો તેની પ્રાપ્તિમાં આડખીલી રૂપ બને તો તેનો પણ આદર ન કરાય. શ્રેયની પ્રાપ્તિ માટે મળેલો દેહ જો તેનો જ પ્રતિબંધ કરે, પોતાને જ મુખ્ય તરીકે પ્રતિષ્ઠાપિત કરે, પોતાના સ્વામીને જ ભૂલાવે, તો તેને મોહથી પુષ્ટ કરવાથી શો લાભ? આથી અસુર ભાવથી અણખોટ્યા દેવભાવનું જ રક્ષણ કરવું. માનવજીવનમાં શ્રેયપ્રાપ્તિ મુખ્ય છે, પ્રેયની પ્રાપ્તિ નહીં; કારણ કે તે તો સર્વત્ર સુલભ છે. તેથી વિવેકી એ આસુર ભાવ છોડવો. શ્રેયના પક્ષપાતી ભગવાનનું વચન છે કે—

"આસુરી જન ના જાણે પ્રવૃત્તિ કે નિવૃત્તિને<br>
શૌચ આચાર કે સત્ય ન હોય તેમના વિષે.<br>
કહે છે જગને સત્ય–પ્રતિષ્ઠા–ઈશશૂન્ય તે<br>
થયું અન્યોન્યથી ફક્ત! બીજું શું!–કામ કારણ.<br>
ઉપલી દૃષ્ટિને ધારી મેલા ને અલ્પ બુદ્ધિઓ<br>
ક્રૂરકર્મી જગત્શત્રુ ક્ષયાર્થે લોકના થતા.<br>
અપૂર્વ કામને ઝાલી, દંભ–માન–મદે ભર્યા;<br>
મોહે ઊંધા ગ્રહી ખ્યાલો વર્તે છે મલિન-વ્રતી!<br>
વળી અનન્ત ચિન્તાઓ પ્રલયાન્ત ઉરે ધરી!

'સાર છે આટલો' માની ગણતા શ્રેષ્ઠ ભોગને
આશાપાશ વતી બાંધ્યા, કામક્રોધ પરાયણ;
ઇચ્છે છે ભોગને માટે અન્યાયે ધનસંચય !
આ મળ્યું મુજને આજે, આ પામીશ મનોરથ !
આ છે મુજ કને પાછું આ થશે ધન માહરું
મેં હણ્યો શત્રુ ને પેલા, વળી બીજો હણીશ હું
હું ભોગી, સિદ્ધ હું ઇશ, હું સુખી બલવાન હું.
ખાનદાન, ધની હું છું, કોણ મારા સમો પર ?
યજ્ઞ–દાન–કરું–હર્ષું–આમ અજ્ઞાન–મોહિતો
અનન્ત ખ્યાલથી મૂઢ; ને ઘેર્યા મોહ જાળથી
ખૂંચેલા કામના ભોગે, મેલા તે નરકે પડે !
અહંમન્યો, તથા સ્તબ્ધો ધન–માન–મદે ભર્યા;
પૂજતા નામના યજ્ઞે દંભે, ના વિધિપૂર્વક;
બલ, દર્પ, અહંકાર, કામ ને ક્રોધ આશ્રયે,
અદેખા કરતા દ્વેષ મારો સ્વ–પર-દેહમાં;
સંસારે ક્રૂર ને દ્વેષી પામી તે નર નીચને
આસુરી યોનિને પામી તે મૂઢો જન્મ જન્મામાં;
ન પામી મુજને; પામે તે થકી જે અધોગતિ !

( અ. ૧૬. શ્લો. ૭–૨૦ )

આ શ્લોકોના પર્યાલોચનમાંથી ઉપલો જ અર્થ નીકળે છે. ॥ ૩ ॥

પરંતુ આસુરી ભાવના મૂળમાં કઈ વૃત્તિઓ છે ? અનિષ્ટના હેતુ રૂપ તેઓના ત્યાગનો નિર્દેશ કરતાં કહે છે :

**कामादित्रितयस्य त्यागः नरकद्वारभूतत्वात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—कामादि०** = કામ ક્રોધ અને લોભરૂપ સર્વ અનિષ્ટના મૂળ રૂપ આસુરભાવની પ્રવર્તક અને પોષક ત્રણ વૃત્તિનો **त्यागः** = ત્યાગ કરવો. કેમ ? **नरकद्वारभूतत्वात्** = નીચગતિનું એ સાધન હોવાથી.

**ભાષ્ય**—કામ વગેરેની ત્રિપુટી, સર્વ અનિષ્ટના મૂળ રૂપ આસુરભાવને પ્રવર્તાવનારી અને પોષનારી છે. તેને છોડવાથી શ્રેયનો માર્ગ નિર્વિઘ્ન બને છે. કામ વગેરે ત્રણ નરકનાં દ્વાર છે. નરક એટલે ઉત્તરોત્તર પતનનું સૂચક અધોગમનનું દ્વાર. મનુષ્ય થઈને નરકની ગતિ પ્રાપ્ત કરવા જેવી નથી. આથી આ બધાય આસુરી ભાવની જન્મભોમસમા, તમોદ્વાર રૂપ, કામ ક્રોધ લોભ થી મુક્ત થઈને આત્માનું શ્રેય આચરવું. ભગવાનનો પણ આદેશ છે કે :—

આત્મનાશ અને નર્કતણું ત્રિવિધ બારણું—
કામ, ક્રોધ તથા લોભ; તેથી એ ત્રણને તજે!
માનવી, પાર્થ! જે છૂટ્યો આ તમોદ્વારથી ત્રણ
આચરે નિજ કલ્યાણ તેથી પામે પરાગતિ.

(અ. ૧૬. શ્લો. ૨૧–૨૨) ॥ ૪ ॥

પરંતુ મનુષ્યે પોતાનું શ્રેય સાધવું ઘટે. શાસ્ત્રના અત્યાચારથી શું? બધે જ શાસ્ત્રની સત્તા સ્થાપવી એ અસહ્ય છે. (આ શંકા થતાં) એના રહસ્યને સ્ફુટ કરતાં ઉપસંહાર કરે છે:—

**शास्त्रप्रतिष्ठा नियामकत्वात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—शास्त्रप्रतिष्ठा** = શાસ્ત્રના ગૌરવનો સ્વીકાર કરવો જ રહ્યો. કેમ? **नियामकत्वात्** = શાસ્ત્ર કાર્ય અને અકાર્યનું નિયામક છે માટે.

**ભાષ્ય**—શાસ્ત્રનો દ્વેષ ન કરવો ઘટે. કારણ કે શાસ્ત્ર સત્યશોધક છે. શાસ્ત્ર ઋતંભર હોય છે. અને ઈશ્વરની ખોજ અને પ્રાપ્તિ એ વૈજ્ઞાનિક પ્રયોગ છે. આથી ઈશ્વર દર્શન રૂપી એ પરમવૈજ્ઞાનિક પ્રયોગમાં વૈજ્ઞાનિક માર્ગે જ તેની ખોજ કરવી ન્યાય્ય છે. શાસ્ત્ર આત્માનુભવની વૈજ્ઞાનિક પદ્ધતિ બતાવે છે. આથી હિતના ગરજુએ સ્વપ્ને પણ કશું ય અશાસ્ત્રીય વિચારવું કે કરવું ન ઘટે. કાર્ય અને અકાર્યની વ્યવસ્થા કરનારું તત્ત્વનિષ્ઠ શાસ્ત્ર માનવ પર ભારે ઉપકાર કરે છે. શાસ્ત્ર એ જો જ્ઞાનની અને કર્મની વૈજ્ઞાનિક પદ્ધતિ છે તો તો હજામતનું પણ શાસ્ત્ર હોઈ શકે છે. હજામ પણ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે શાસ્ત્રના જ્ઞાનની અપેક્ષા રાખે. પોતાના શાસ્ત્રથી અપરિચિત હજામ બીજાનાં માથાનું ક્ષેમ જાણવી ન શકે. આથી મુંડનથી માંડી મોક્ષ સુધી શાસ્ત્રની પ્રતિષ્ઠા સ્વીકારવી ઘટે. આથી તે અસહ્ય કે અત્યાચારરૂપ ન હોવી ઘટે. શાસ્ત્રના વિધાનને જાણીને જ સૌએ કરવું જોઈએ. સર્વતંત્રસ્વતંત્ર ભગવાનનો હિતપૂર્ણ આદેશ છે કે:—

"જે શાસ્ત્રવિધિને છોડી વર્તે સ્વચ્છંદથી નર;
નવ તે સિદ્ધિને પામે, સુખ કે ના પરાગતિ,
કાર્યાકાર્ય વ્યવસ્થામાં તેથી શાસ્ત્ર પ્રમાણ છે:
અહીં શાસ્ત્રોક્તને જાણી કરવાં કર્મ યોગ્ય છે!

(અ. ૧૬ શ્લો. ૨૩–૨૪) ॥ ૫ ॥

**॥ इति दैवासुरसंपद्विभागयोगः ॥**

---

## ॥ अथ श्रद्धात्रयविभागयोगः ॥

પરંતુ શાસ્ત્રની આજ્ઞાને મૂર્ધન્ય માનતા ભગવાનને આગલા અધ્યાયમાં સ્વેચ્છાચારનો પ્રતિષેધ કર્યો. પણ બધાને શાસ્ત્રનું જ્ઞાન હોતું નથી. અને કર્મ છોડી ન શકતાં હોઈને, સૌએ જ એ કરવાનાં જ હોય છે. અને શાસ્ત્રજ્ઞાન મેળવ્યા બાદ જ આચરણ કરવું એવી સ્થિતિ પણ શક્ય નથી. તેના અભાવમાં પણ કર્મ તો જોવામાં આવે છે. આથી શાસ્ત્રવિધિ છોડીને જ ઘણાખરા મનુષ્યો વર્તતા દેખાય છે. આમ હોઈને શાસ્ત્રના ગૌરવની હાનિ અનિચ્છાએ પણ થાય છે જ. શાસ્ત્રના અભાવમાં નથી સુખ કે નથી તો પરાગતિ કે નથી સંસિદ્ધિ એમ ભગવાને જ કહ્યું છે. તો સ્વાભાવિક શ્રદ્ધાવાળો સ્વેચ્છાએ વર્તતો મનુષ્ય કેવી નિષ્ઠાને પામે ? શ્રદ્ધાનું ફળ શું ? કહે છે :—

**निष्ठाप्रश्नः श्रद्धायाः नियामकत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—निष्ठाप्रश्नः** = નિષ્ઠાને લગતો અર્જુનનો પ્રશ્ન **श्रद्धायाः** = શ્રદ્ધા **नियामकत्वात्** = નિયામક હોઈને છે.

**ભાષ્ય**—શ્રદ્ધા માનવના કર્મની નિયામક બને છે. શ્રદ્ધાનુસારી નિષ્ઠા બને. નિષ્ઠા જીવનની નિશ્ચિત ધારણા છે. વાર વાર કરેલા ( કર્મ ) ના સંસ્કાર પ્રબળ થઈને તે જ પ્રકારના કર્મમાં સ્વાભાવિકપણે માનવને પ્રેરે છે. આ જ સ્વાભાવિક રીતે કર્મમાં પ્રેરનારી નિશ્ચિત જીવનધારણા છે તેને જ નિષ્ઠા જાણવી. મોટો ભાગે માનવ વ્યવહાર નિષ્ઠાપૂર્વક જ પ્રવર્તે છે. શાસ્ત્ર ઋતંભર હોઈને, તે નિષ્ઠાને સુસંસ્કાર આપનાર બને છે. છતાં પણ સૌ લોકોમાં, સૌ કાળે, સૌ યુગમાં શાસ્ત્રનો પ્રચાર વિરલ હોવાને લીધે, મોટે ભાગે લોકો તેના વિધિને છોડીને જ વર્તતા દેખાય છે. વિધિનિષેધની બાબતમાં શાસ્ત્ર જ્ઞાનના અભાવમાં સ્વેચ્છાએ વર્તનાર પોતાની શ્રદ્ધા પ્રમાણે જ વર્તે. અને વારવાર વર્તવાને લીધે, કરેલાં કર્મના સંસ્કારને અનુરૂપ શ્રદ્ધાવાળો બને. આથી અર્જુન નિષ્ઠાને લગતો પ્રશ્ન પૂછે છે. શ્રદ્ધા નિષ્ઠાનું નિયમન કરતી હોઈને, તેનું જીવનમાં મુખ્ય સ્થાન જાણવું.

પરંતુ શ્રદ્ધાનું આટલું માહાત્મ્ય શા માટે છે ? કહે છે :—

**तत्त्वं तस्याः पुरुषस्य तन्मयत्वात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—तत्त्वं** = નિષ્ઠાનું નિયામકપણું **तस्याः** = સત્વને અનુરૂપ, આસ્તિક બુદ્ધિ જેનું બીજું નામ છે એવી શ્રદ્ધામાં છે. **पुरुषस्य** = જીવનું **तन्मयत्वदर्शनात्** = શ્રદ્ધામયત્વ દેખાતું હોઈને જાણવું.

**ભાષ્ય**-પુરુષ શ્રદ્ધામય હોવાને લીધે, શ્રદ્ધા નિષ્ઠાની નિયામક છે એમ જાણવું. જેવી જેની શ્રદ્ધા તેવું તેનું જીવનદર્શન હોય દર્શન પ્રમાણે વર્તન થાય અને તેને

અનુરૂપ નિષ્ઠા ઘડાય. શ્રદ્ધા એટલે અસ્તિબુદ્ધિ. અસ્તિને લગતું જેવું જેવું દર્શન, તેવું તેનું અનુવર્તન થાય જ. દેહ જ આત્મા છે એમ માનનારનું, જીવન દેહ પરાયણ, જીવનો દ્રોહ કરનારું, સ્વાર્થ પ્રધાન, હીનતમ અને જઘન્ય બને; કારણ કે તેની અસ્તિબુદ્ધિ તમોગુણી હોઈને અદર્શનથી વિંધાએલી છે. ફક્ત આત્માના અસ્તિત્વને માનનારનું જીવન આત્મપરાયણ, જીવનો દ્રોહ ન કરનારું, પરમાર્થપ્રધાન, ઉત્તમતમ, અને મૂર્ધન્ય હોય, કારણ કે તેની અસ્તિબુદ્ધિ સાત્ત્વિક હોઈને દર્શનપૂર્ણ છે. શ્રુતિનું વચન છે કે " ખરેખર આ પુરુષ ક્રતુમય (સંકલ્પપ્રધાન) છે. તે આ લોકમાં જેવા સંકલ્પવાળો બને તેવો જ અહીંથી જઈને બને છે તેથી સંકલ્પ કરો." સદ્ અને અસદ્ બુદ્ધિરૂપી શ્રદ્ધા સદ્ કે અસદ્ જીવનનું નિર્માણ કરનારી બને છે. ભગવાનના તદનુરૂપ વચનો છે કે :

"પ્રકાર ત્રયની શ્રદ્ધા માનવોની સ્વભાવથી–<br>
સાત્ત્વિકી સુણ તું તેમ રાજસી, તામસી વળી !<br>
શ્રદ્ધા સર્વતણી હોય નિજસત્ત્વાનુસારિણી.<br>
શ્રદ્ધા પ્રધાન આ જીવ, છે જેની તે તથા જ તે.<br>
સાત્ત્વિકો દેવને પૂજે, રાજસો યક્ષ રાક્ષસ;<br>
પ્રેત ને ભૂતનાં વૃન્દો પૂજે છે તામસી જનો;<br>
શાસ્ત્રમાં ના કહ્યું, ઘોર, તપે છે તપ જે જનો;<br>
અહંતા, દંભથી યુક્ત ભોગ્યતૃષ્ણાબળે ભર્યા !<br>
શોષતા મૂઢ દેહસ્થ ભૂતવૃન્દ, વળી મને–<br>
દેહમાં હૃદયે રે'તા, આસુરી જાણ તેમને–"

(અ. ૧૭. શ્લો. ૨–૬) ॥ ૧ ॥

શ્રદ્ધાના ભેદ અનુસાર જીવનના ભેદનું સૂચન કરતાં જીવોના ત્રણ પ્રકાર કહે છે :—

**सात्त्विकादिजीवभेदः श्रद्धाभेदात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—सात्त्विकादि०** = સાત્વિક, રાજસ અને તામસ એના જીવોના ભેદ છે. કેવી રીતે ? **श्रद्धाभेदात्** = સાત્ત્વિકાદિ શ્રદ્ધાના ભેદને લીધે.

**ભાષ્ય**—આ દુનીઆમાં જીવોનાં ત્રણ પ્રકાર છે. સાત્ત્વિક, રાજસ અને તામસ એવા તેમના ભેદ છે માટે. આ ભેદ શ્રદ્ધામૂલક છે. જે જીવની સાત્ત્વિક શ્રદ્ધા હોય તે સાત્ત્વિક, જેની રાજસી શ્રદ્ધા હોય તે રાજસ, અને જેની તામસ શ્રદ્ધા હોય તે તામસ ગણાય. સાત્ત્વિકો દેવને પૂજે. દેવ શબ્દ વિદ્યાનું પણ દ્યોતન કરે. સાત્ત્વિક જીવો સ્વર્ગમાં રહેનારા, અને પૃથ્વી પર

વસનારા દર્શનસંપન્ન દેવોને પૂજે છે, સેવે છે, અનુસરે છે. રાજસ લોકો યક્ષ રાક્ષસની પૂજા કરનારા હોય છે. યક્ષ અને રાક્ષસ ધન સત્તા વગેરેનું સૂચન કરનારા જાણવા. ધનિક અને સત્તાશાળીનું પૂજન અને તે દ્વારા સ્વાર્થની સિદ્ધિ એ એમનો જીવનમન્ત્ર હોય. અને તામસ જીવો તો પ્રેત અને ભૂતોને સેવે. પ્રેતભૂત એ શબ્દો દ્વારા ભૂતકાળનું જ ગૌરવ ગાવામાં કટિબદ્ધ થએલા, વર્તમાનને ભાંડતા, ભાવિમાં શ્રદ્ધા વિનાના, વિચારશૂન્ય આળસના સહચર તામસ જીવો જાણવા. તેઓ તો "आसीत्" = "હતું" એ કલ્પનામાં જ વિહાર કરતા હોય છે "अस्ति" = "છે" અને " "भविष्यति" = "થશે" એ બાબતમાં અનાદરવાળા હોય છે. આમ શ્રદ્ધાના ભેદને લીધે જીવોનો ભેદ છે. ભગવાને કહ્યું છે:

સાત્ત્વિકો દેવને પૂજે, રાજસો યક્ષ રાક્ષસ<br>
પ્રેત ને ભૂતનાં વૃન્દો પૂજે છે તામસી જનો.<br>
શાસ્ત્રમાં ના કહ્યું ઘોર, તપે છે તપ જે જનો<br>
અહંતા, દંભથી યુક્ત ભોગ્ય તૃષ્ણાબળે ભર્યા!<br>
શોષતા મૂઢ દેહસ્થ ભૂતવૃન્દ, વળી મને<br>
દેહમાં હૃદયે રે'તા, આસુરી જાણ તેમને.

(અ. ૧૭. શ્લો. ૪-૬) ॥ ૩ ॥

પરંતુ ગીતામાં આહાર વગેરેની જે ચર્ચા છે તે અપ્રાસંગિક લાગે છે. કારણ કે ગીતા મુખ્યત્વે અધ્યાત્મવિદ્યાનું કથન કરે છે. આ ભ્રમને દૂર કરતાં પહેલાં તેનાં ત્રણ પ્રકાર કહે છે:—

**आहारादीनां त्रैविध्यं सात्त्विकादिभेदात् ॥ ४ ॥**

**सूत्रार्थ—आहारदीनां** = ખોરાક વગેરેનું-**आदि**-શબ્દથી યજ્ઞ-દાન-તપનું પણ ગ્રહણ થએલું જાણવું. **त्रैविध्यं** = ત્રણ પ્રકાર, **सात्त्विकादि भेदात्** = સાત્ત્વિક, રાજસિક અને તામસિક એવા ભેદથી જાણવું.

**ભાષ્ય**—આહાર વગેરે પણ ગુણમૂલક હોઈને ત્રણ પ્રકારના જાણવા. આહાર વગેરેમાં પણ સત્ત્વ, રજસ્, તમસ્ ફેલાએલા જાણવા. ગુણોના ભેદને લીધે, જેમાં જે મુખ્ય હોય તે પ્રમાણે આહાર વગેરેનાં પણ સાત્ત્વિક વગેરે ભેદ પડે છે. તેનું વર્ણન કરતાં ભગવાને કહ્યું-છે:—

"વળી આહાર છે સૌને ત્રિવિધ પ્રિય ભારત!<br>
યજ્ઞ ને તપ ને દાન તેમના ભેદ આ સુણ.<br>
સત્વાયુ, બલ, આરોગ્ય, સુખ, પ્રીતિ, વધારતા<br>
રસ્ય, હૃદ્ય, સ્થિર, સ્નિગ્ધ, આહારો સાત્ત્વિક-પ્રિય.

અત્યુષ્ણ કડવા ખાટા ખારા લુખ્ખા વિદાહક
તીખા રાજસને પ્યારા દુઃખ શોક ગદપ્રદ,
વીત્યો પ્રહર કે રાત્રિ, દુર્ગંધી, રસહીન, જે
અપવિત્ર તથા એંઠુ–તામસ–પ્રિય ભોજન !
નિષ્કામ માનવી યજ્ઞ કરે શાસ્ત્રોક્ત, જે ધરી
મનમાં "માત્ર આ કાર્ય" એવો તે ઉક્ત સાત્ત્વિક
ચિન્તવી ફળને યજ્ઞ, દંભ ખાતર જે વળી
કરતો યજ્ઞ તે જાણ નક્કી ભારત ! રાજસ !
મન્ત્રને વિધિથી હીન ન દીધાં અન્ન દક્ષિણા
જેમાં વળી નથી શ્રદ્ધા કહ્યો તે યજ્ઞ તામસ.
દેવ–દ્વિજ–ગુરુ–પ્રાજ્ઞ–પૂજા, પાવિત્ર્ય આર્જવ,
બ્રહ્મચર્ય અહિંસાને કહ્યું શરીર છે તપ !
જે ન ઉદ્વેગ જન્માવે, જે સત્ય, પ્રિય ને હિત
વાક્ય; સ્વાધ્યાયમાં નિષ્ઠા, કહ્યું વાઙ્મય છે તપ,
પ્રસાદ મનનો; મૌન; સૌમ્યતા; આત્મસંયમ;
શુદ્ધિ ભાવો તણી, આને કહ્યું માનસ છે તપ.
આચર્યું શ્રેષ્ઠ શ્રદ્ધાથી નિષ્કામી, યુક્ત માનવે
કહ્યું સાત્ત્વિક તે પાર્થ ! તપ છે ત્રણ જાતનું.
સત્કાર માન પૂજાર્થે તથા દંભે કર્યું તપ !
કહ્યું રાજસ તેને તો અહીં ચંચલ અસ્થિર !
ખોટા ખ્યાલવતી પીડી દેહ ને તપ જે કરે.
હણવા કોક ને કયાં તો, તે કહ્યું તપ તામસ !

(અ. ૧૭. શ્લો. ૭–૧૯) ॥ ૪ ॥

હવે હેતુપૂર્વક એનું ઉચિતપણું પ્રસ્થાપિત કરતાં કહે છે :—

**आहारादीनां मीमांसा निष्ठानिर्माणकर्तृत्वात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—आहारादीनां** = આહાર, યજ્ઞ, દાન, તપનો **मीमांसा** = પૂજ્ય વિચાર ભગવાને કર્યો છે. કેવી રીતે ? **निष्ठानिर्माणकर्तृत्वात्** નિષ્ઠાનું નિર્માણ કરે છે માટે.

**ભાષ્ય**—આત્મા શબ્દ ત્રણ અર્થનો વાચક છે. 'આત્મા' એ શબ્દ ચેતન, બુદ્ધિ, અને દેહનો વાચક છે. અને એ ત્રણે અર્થમાં યથાસંભવ એ ગીતામાં લેવો. આથી અધ્યાત્મનું પ્રતિપાદન કરતી ગીતા કેવળ ચેતન આત્માના આખ્યાને કૃતાર્થ થતી નથી. આત્માની સાથે દેહ અને ઇન્દ્રિયોનું પણ સાહચર્ય

જોવામાં આવે છે. દેહ, બુદ્ધિ અને આત્મા પરસ્પરના ઉપકારક દેખાય છે. દેહ બુદ્ધિને, અને બુદ્ધિ આત્માને, અને આત્મા તે બન્નેને ઉપકૃત કરતો જણાય છે. નિર્બળ દેહ આત્મજ્ઞાનને માટે અધિકારી બનતો નથી. મોટે ભાગે નિર્બળ બુદ્ધિ આત્માનું ધારણ કરવા સમર્થ નથી. આત્મા એ બેનો ઉપકારક છે એ તો પ્રત્યક્ષ જ છે. આથી-કેવળ આત્માનું જ્ઞાન આપીને ગીતા કૃતકૃત્ય થાય છે એવું માનવું એ જગતનો ભ્રમ માત્ર છે. આત્માના દર્શન માટે દેહ અને બુદ્ધિની સ્વસ્થતાની અપેક્ષા રાખતી ગીતા, આહાર વગેરેની પણ મીમાંસા કરે છે. તે અતિ ઉચિત છે. સૂક્ષ્મતમ રૂપે પરિણમેલું અન્ન જ બુદ્ધિ રૂપે બને છે. આહારની શુદ્ધિથી સત્ત્વશુદ્ધિ થાય છે એવું દર્શન કરનારા ઉપનિષદ્‌ના ઋષિઓ આ જ અર્થને સમર્થિત કરે છે. આહાર વગેરે જીવનની નિષ્ઠાને સાધે છે. આનું જીવન સાત્ત્વિક છે, રાજસ છે કે તામસ છે-એ મોટે ભાગે આહાર વગેરેથી સૂચિત થાય છે. આથી આધ્યાત્મિક જીવનમાં આહારાદિની વિચારણા ઘણી ઉપયોગી છે. " आयुः सत्त्व बलारोग्यं..." થી માંડી " तामसमुदाहृतम् " સુધીના શ્લોકોમાં ભગવાને એ જ કહ્યું છે. સાત્ત્વિકનું જ સેવન કરવું એવો અહીં વિવેક કરવો, કારણ કે નિરૂપણ એટલા માટે જ કરવામાં આવેલું છે. ॥ ૫॥

પરંતુ, ભલે આહાર વગેરેની મીમાંસા યોગ્ય હોય, પણ ૐ તત્ સત્ એ નામના નિર્દેશથી શું સિદ્ધ કરવા ઇચ્છે છે? કહે છે :—

**ॐ तत् सत् मीमांसा श्रेयःफलत्वात्** ॥ ૬ ॥

**સૂત્રાર્થ**—ॐ = પ્રણવ **तत्** = તે **सत्** = છે. ૐ, તત્ અને સત્ એ શબ્દોની **मीमांसा** = વિચારણા ભગવાને કરી છે. શા માટે? **श्रेयःफलत्वात्** = આત્યંતિક કલ્યાણ રૂપી ફળ દેનાર હોઈને.

**ભાષ્ય**—ૐ તત્ સત્ એ બ્રહ્મ-ભગવાન-પરમાત્માનો નિર્દેશ છે. ૐ તત્ સત્ એ નામ વડે ભગવાનનું અભિધાન થાય છે-તેનાથી શું?-(એ શંકાનું) સમાધાન છે કે-શ્રેયની પ્રાપ્તિ એમાં બ્રહ્મવાદીની બધી—યજ્ઞ, દાન અને તપ જેમાં મુખ્ય છે-એવી બધી ક્રિયાઓ ૐ કારના ઉચ્ચાર પૂર્વક થવી જોઈએ. ફ્લેચ્છારહિત થઈને એ ક્રિયાઓ થવી જોઈએ એનું સ્મરણ તત્ શબ્દ કરાવે. સદ્‌ભાવ સાધુભાવ અને માંગલિક કર્મનો સૂચક સત્ શબ્દ છે. યજ્ઞ વગેરે સત્કર્મોમાં નિષ્ઠા અને ભગવાનને ખાતર કર્મ કરવા ઘટે તેનાં સૂચક આ શબ્દો જાણવા. આમ ભગવાનના નામ સાથે જેનો વિનિયોગ કર્યો છે એવી બધી ક્રિયા શ્રેય લાવનારી બને છે. ભગવાનનું નામ કર્મના કાચને હીરો બનાવે. ભગવાનના નામનું માહાત્મ્ય અનતિવદનીય છે. સર્વ અમંગલ અને દુરિતનો નાશ કરનાર, શ્રેય અને પ્રેય દોહી આપનાર છે

ભગવાનનું નામ. તેથી બધાં કર્મોનું શ્રેયસ્કર પણું જો સંપાદિત કરવું હોય તો તેનો સર્વ ફલપ્રદ ભગવાનના નામ સાથે સંપર્ક થવા દેવો, ભગવાનને કહ્યું છે કે :—

"ૐ तत् सत्" નામ છે ખ્યાત ઈશનું ત્રણ જાતનું
વિપ્ર, વેદ અને યજ્ઞો પૂર્વે જેણે રચ્યા નહીં !
તેથી 'ૐ' નામ ઉચ્ચારી યજ્ઞ–દાન–તપ–ક્રિયા
શાસ્ત્રસિદ્ધ પ્રવર્તે છે ઈશવાદી તણી સદા.
'तत्' નામે ફલનો છોડી ખ્યાલ, યજ્ઞ–તપ–ક્રિયા
ભાત ભાત તણાં દાનો કરે મોક્ષેચ્છુ માનવો.
પ્રયોગ 'सत्' તણો થાય સત્તા ને સાધુતા વિષે
તથા મંગલ કાર્યોમાં સત્ શબ્દ વપરાય છે !
યજ્ઞમાં, તપમાં, દાને નિષ્ઠા 'सत्' શબ્દથી કહી
તેને ખાતર જે કર્મ તેય 'सत्' એમ છે કહ્યું"

(અ. ૧૭. શ્લો. ૨૩–૨૭)

વ્યતિરેક મુખે શ્રદ્ધાનું માહાત્મ્ય કહી ઉપસંહાર કરે છે :—

**अश्रद्धाफलनिरुपणं श्रद्धोत्कर्षार्थम् ॥ ७॥**

**સૂત્રાર્થ—अश्रद्धा०** = અસદ્બુદ્ધિના ફળનું નિરૂપણ ભગવાને કર્યું છે. શા માટે ? **श्रद्धोत्कर्षार्थम्** = શ્રદ્ધાના ઉત્કર્ષ માટે.

**ભાષ્ય**—અશ્રદ્ધાથી જે કાંઈ કર્યું હોય તે બધું અસત્ જ બને છે. તે અહીં કે બીજા લોકમાં ફળતું નથી. ફળે તોય સુખપ્રદ બનતું નથી. આથી શ્રદ્ધાથી જ બધાં સત્કર્મ કરવાં. ઋગ્વેદમાં આ બાબતમાં કહ્યું છે કે :—

श्रद्धया अग्निः समिध्यते श्रद्धया हूयते हविः ।
श्रद्धां भगस्य मूर्धनि वचसा वेदयामसि ॥

"શ્રદ્ધાથી અગ્નિ સમિદ્ધ થાય છે. શ્રદ્ધાથી હવિનાં દાન થાય છે. ઐશ્વર્યના શિર પર લઈ જનારી શ્રદ્ધા છે એમ વાણી દ્વારા અમે પ્રકટ કરીએ છીએ."

ભગવાને પણ કહ્યું છે કે :—

"વિના શ્રદ્ધા કર્યું દાન, હોમ્યું વા તપ જે કર્યું
'અસત્' એમ કહ્યું પાર્થ ! ન મરી તે ન વા અહીં"

(અ. ૧૭. શ્લો. ૨૮). ॥ ૭ ॥

**॥ इति श्रद्धात्रयविभागयोगः ।**

## ॥ अथ मोक्षसंन्यासयोगः ॥

આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિપ્રધાન, નિષ્કામ કર્મ કર્તવ્ય તરીકે પ્રાપ્ત થએલું હોઈને જીવનભર કરવું, એવો ગીતાનો અર્થ સમાપ્ત થયો. એ જ અર્થનું સંક્ષેપમાં પુનરાલોચન ઉપસંહારની સુંદરતા માટે, સમ્યક્ નિશ્ચય માટે, જ્ઞાનને દઢતાથી ગ્રહણ કરવા માટે કરવું જોઈએ: સમ્યક્ નિશ્ચયના અભાવમાં ગીતાર્થ ગાવા છતાં, તે પ્રેરક બનતો નથી. આથી સમગ્ર ગીતાના અર્થનું સંક્ષેપમાં આલોચન ઉચિત છે. તે માટે આ છેલ્લો અધ્યાય શરૂ કરે છે, ગીતાના અર્થના નિર્ણયમાં માથું દુ:ખવે એવા ત્યાગ અને સંન્યાસ એ બે શબ્દોનું નિ:શંક જ્ઞાન મેળવવા અર્જુન પહેલાં પૂછે છે. તેનું રહસ્ય પ્રકટ કરતાં કહે છે :

**संन्यासत्यागतत्त्वसंदेहः जिज्ञास्यत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—संन्यास०** = સંન્યાસના તત્ત્વ અને ત્યાગના તત્ત્વ અંગે અર્જુનનો સંદેહ છે. કેમ ? **जिज्ञास्यत्वात्** = કારણ કે તે બે જાણવા યોગ્ય છે.

**ભાષ્ય**—સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ જાણવા યોગ્ય છે. તે બેનું સમ્યક્ જ્ઞાન મેળવી એમાંથી એકમાં પ્રવર્તતો જીવ સિદ્ધિ મેળવે. જ્યાં સુધી સંન્યાસ અને ત્યાગનો અર્થ જ બરોબર જાણ્યો ન હોય ત્યાંસુધી વર્તન શુદ્ધ ન થાય. અને વર્તન શુદ્ધ ન થાય તો ફળની સિદ્ધિ ન થાય. આથી તે બે જિજ્ઞાસ્ય છે. અને સંદેહમૂલક છે જિજ્ઞાસા. આથી અર્જુનનો પ્રશ્ન યોગ્ય છે. તેનો પ્રશ્ન છે કે

" સંન્યાસનું મહાબાહો ! તત્ત્વ હું જાણવા ચહું
ત્યાગનું ને હૃષીકેશ ! ભેદથી કેશિનાશન !"

(અ. ૧૮. શ્લો. ૧ ). ॥ ૧ ॥

સંદેહને દૂર કરી નિર્ણય આપતાં કહે છે :—

**काम्यस्य त्यागः संन्यासः कामनात्यागात् ॥२॥**

**સૂત્રાર્થ—काम्यस्यः** = ફલેચ્છાયુક્ત કર્મનો **त्यागः** = ન્યાસ **संन्यासः** = સંન્યાસ એમ કહેવાય. કેમ ? **कामना त्यागात्** = કામનાનો-સ્વાર્થનો એમાં ત્યાગ છે માટે.

**ભાષ્ય**—સમ્યક્ ન્યાસ એટલે સંન્યાસ. સમ્યક્ પણું એટલે અહીં ફલેચ્છા રહિત પણું; જેનું બીજું નામ છે સ્વાર્થનો અભાવ. જે કામ્ય કર્મને ત્યજે છે અને સ્વાર્થને છોડે છે તે સંન્યાસી કહેવાય. સંન્યાસ શબ્દનો ઉદ્દેશ્ય છે કામનાત્યાગ. સંન્યાસનાં ચિહ્નો ધારણ કરવા માત્રથી સંન્યાસી બનાતું નથી. જે મહાનુભાવ

સ્વાર્થને છોડે છે તે સંન્યાસી કહેવાય. આથી સંન્યાસમાં કામનાનો ન્યાસ જ જાણવો. ભગવાનનો નિર્ણય છે કે :—"ત્યાગને કામ્ય કર્મોના સંન્યાસ કવિઓ લહે" (અ. ૧૮. શ્લો. ૨) ॥ ૨૨ ॥

તો ત્યાગ એટલે શું ? કહે છે :—

**सर्वकर्मफलन्यासः त्यागः आत्मनः आप्तकामत्वात्, आवापोद्वापरहितत्वात्, वृद्धिह्रासाभावात्, अनपेक्षत्वाच्च ॥२३॥**

**સૂત્રાર્થ—सर्वकर्मफलन्यासः**=બધાં કર્મનાં ફળનો **त्यागः** = ત્યાગ કહેવાય છે. એ કેવી રીતે ફળે છે ? **आत्मनः** = ચેતન આત્મા આનંદ સ્વરૂપ હોઈને તથા **आप्तकामत्वात्** = તે પૂર્ણકામ-પૂર્ણ અભિલાષવાળો હોઈને **आवापो०** = એમાં ઉમેરો કે ઘટાડો ન થઈ શકે એવો હોઈને, **वृद्धिह्रासाभावात्** = તેનામાં કર્મ ફળથી પુષ્ટિ કે કૃશતા ન થતી હોવાથી **अनपेक्षत्वात्** = તે અસંગ હોઈને નિરપેક્ષ છે તેથી.

**ભાષ્ય**—સંન્યાસ કરતાં ત્યાગ વિશેષ છે. સંન્યાસમાં કેવળ કામ્ય કર્મોનો જ ત્યાગ હોય છે. ત્યાગમાં કોઈ કર્મનો ત્યાગ નથી, પણ તે બધાં કર્મો કર્યા બાદ ફળનો નિષેધ છે. આથી ત્યાગી બધાં કર્તવ્ય કરે પણ નિષ્કામ ભાવે ફળનો ત્યાગ કરે, ફળ રૂપી ફોતરાંથી વીંટળાએલું કર્મરૂપી બીજ ઊગે છે. ફળના કોતરાં વિનાનું નહીં. આથી ત્યાગી કર્મથી ડરતો નથી. ભયજનક ફળને તે છોડે છે. ફલેચ્છા સ્વાધીન છે, પરાધીન નથી. કર્મ તો અવશપણે કરવું જ પડે. તેનું ફળ ઇચ્છવું કે નહીં એ સ્વાધીન છે. આથી ભયના બીજ રૂપી ફળને એ ત્યજે !

એ ત્યાગીમાં ફળનો ત્યાગ કરવાની શક્તિ ક્યાંથી આવે ?—તો કહીએ છીએ કે સમ્યક્ જ્ઞાનથી. તે આત્માને ઠીક ઠીક જાણે છે. એ સમ્યક્ જ્ઞાન એટલે શું ?—કહીએ છીએ.—એ સ્વાનુભાવે જાણે કે મારો આત્મા આપ્તકામ છે. અપૂર્ણ કામ ઇચ્છા કરે. ઇચ્છતો હોઈને દીનતા બતાવે. સમાધિ, નિદ્રા અને મોક્ષમાં આત્માનું આત્મકામપણું વ્યક્ત થાય છે. આથી તે કશું ઇચ્છતો નથી. એ જાણે છે કે મારું સ્વરૂપ વધઘટ વિનાનું છે. તેમાં કશું આવતું નથી કે તેમાંથી કશું નથી. આત્મા આવાપ ઉદ્વાપ રહિત હોવાથી કર્મના ફળથી મને કશું મળતું નથી. કે ત્યાગથી મારું કશું જતું નથી. અને બીજું ? કર્મ કે તેના ફળથી આત્મા નાનો કે મોટો બનતો નથી. મારા આત્માનું સ્વરૂપ વૃદ્ધિ અને ક્ષય રહિત છે એ પણ તે ઠીક ઠીક જાણે છે. જાણતો હોઈને ફળને ત્યજે છે, અને આત્મા નિરપેક્ષ હોઈને તે કશું પણ કર્મફળ ઇચ્છતો નથી. અસંગ આત્મા કર્મફલના સંગની અપેક્ષા રાખતો નથી. આથી ફલત્યાગની કોઈ અલૌકિક શક્તિ છે. પોતાના સ્વરૂપના જ્ઞાને

જ તે તેને આત્મસાત્ કરી શકે. આથી સંન્યાસી કરતાં ત્યાગી વિશિષ્ટ છે. ભગવાને કહ્યું છે કે :—

" સૌ કર્મફલનો ત્યાગ કહે ત્યાગ વિચક્ષણ " ( અ. ૧૮. શ્લોક ૨ ) કવિઓ સંન્યાસને અને વિચક્ષણો ત્યાગને જાણે છે. કવિ કરતાં વિચક્ષણ વિશિષ્ટ છે. ॥૩॥

પરંતુ હિંસા વગેરે દોષો અવર્જનીય હોઈને નિર્દોષ કર્મ હોઈ શકતું નથી. આથી કાદવને ધોવા કરતાં તેને ન અડવું એ જ વધારે સારું એ ન્યાયે દોષવિદ્ધ કર્મથી બસ હો. એવી શંકા થતાં પોતાનો નિશ્ચય કહે છે કે :—

**यज्ञादीनां अत्यागः पावनत्वात् लोकसंग्रहहेतुत्वाच्च ॥ ४ ॥**

**સૂત્રાર્થ—यज्ञादीनां** = યજ્ઞ દાન તપનો **अत्याग** = ત્યાગ ન કરવો. શા માટે ? **पावनत्वात्** = પવિત્રતા સાધનાર હોવાથી **च** = અને **लोकसंग्रह०** = લોકસંગ્રહનું એ કારણ હોઈને.

**ભાષ્ય**—કર્મ દોષયુક્ત છે એટલા ખાતર તેનો ત્યાગ કરવો યોગ્ય નથી. કારણ કે એક ચિત્ શક્તિ સિવાય બીજી કોઈ કેવળ નિર્દોષ વસ્તુ જ નથી. ચોખાનાં દાણામાં રેતી ભેળાઈ ગઈ હોય તેથી કંઈ તે ફેંકી ન દેવાય. અન્ન છેવટે પ્રાણીઓને ખાઈ જાય છે એટલા ખાતર કોઈ એનો ત્યાગ કરતું નથી. (તે જ પ્રમાણે) કર્મ દોષયુક્ત છે એટલા ખાતર તેનો ત્યાગ કરવો ઉચિત નથી. યજ્ઞ વગેરે કર્મો તો પાવન છે. સંગનો ત્યાગ કરીને ફળની અપેક્ષા વિના તે કરવાં ઘટે. જેમ કાંટો કાંટાથી કઢાય, ઝેર જેમ ઝેરથી દૂર કરાય, તે જ ન્યાયે કર્મનું દોષવિદ્ધપણું કર્મથી જ શાન્ત કરવું ઘટે. આથી યજ્ઞ વગેરે પાવન કર્મો કરવાં ઘટે. ભગવાન વાસુદેવે કહ્યું છે કે :—

" સુણ નિશ્ચિય તું મારો ત્યાગે તે ભરતર્ષભ !
ગવાયો ત્યાગ છે પાર્થ ! પ્રકારે ત્રણ ભારત !
ત્યાજ્ય ના; કાર્ય છે નક્કી યજ્ઞ-દાન-તપ-ક્રિયા
તપ, યજ્ઞ અને દાન શાણાનાં શુદ્ધિ સાધક.

( અ. ૧૮ શ્લો. ૪-૫ ) ॥ ૪ ॥

**नियतानामपि दर्शनरोधात् ॥ ५ ॥**

**સૂત્રાર્થ—नियतानामपि** = યજ્ઞ વગેરે ની માફક નિયત કર્મોનો પણ ત્યાગ ન કરવો એમ સમજવું. કેમ ? **दर्शनरोधात्** = તમોગુણી હોઈને દૃષ્ટિને આવરનારો છે માટે.

**ભાષ્ય**—જેમ યજ્ઞ વગેરે કર્મો પાવન છે માટે છોડવાં ન ઘટે પણ કરવાની રીતે કરવાં જ જોઈએ, તેમ પ્રકૃતિ અને શાસ્ત્રે નિયત કરેલાં કર્મો પણ છોડવાં ન ઘટે, પણ વિધિપૂર્વક કરવાં ઘટે. નિયત કર્મોનો ત્યાગ મોહવિદ્ધ છે. મોહ દર્શનનો આવરક છે. આથી સત્વસંપન્ન અને દર્શનસંપન્ન માણસે શાસ્ત્ર અને સ્વભાવે અવશ્ય કર્તવ્ય તરીકે જેનું વિધાન કર્યું છે એવાં કર્તવ્ય કર્મો ન છોડવાં ઘટે. ભગવાનને કહ્યું છે કે :—

"અવશ્ય કર્મનો ત્યાગ યુક્તિયુક્ત નથી વળી
મોહથી ત્યાગ તો તેનો કહ્યો તામસ ભારત!

(અ. ૧૮ શ્લો. ૭) ॥ ૫ ॥

ત્યાગના ભેદ કહે છે :—

**त्यागस्य त्रैविध्यं सत्वादिभेदात् ॥ ६ ॥**

**સૂત્રાર્થ—त्यागस्य** = ફલસંગનો ત્યાગ **त्रैविध्यं** = ત્રણ પ્રકારનો છે. કેવી રીતે? **सत्वादिभेदात्** = સત્વ, રજસ્, તમસના ભેદને લીધે.

**ભાષ્ય**—ગુણો ત્રણ પ્રકારના હોવાને લીધે, તે તે ગુણ જેમાં મુખ્ય હોય એવા માનવનો ત્યાગ પણ તે તે ગુણપ્રધાન હોય છે અને આથી સત્વ વગેરે ભેદને લીધે ત્યાગ પણ સાત્વિક ત્યાગ, રાજસ ત્યાગ, તામસ ત્યાગ, એવા ભેદવાળો થાય. ભગવાને જ તેમનાં લક્ષણો કહ્યાં છે કે :—

"અવશ્ય કર્મનો ત્યાગ યુક્તિયુક્ત નથી વળી
મોહથી ત્યાગ તો તેનો કહ્યો તામસ ભારત!
દુઃસાધ્ય કર્મ તેથી જ દેહદુઃખ-ભયે તજે
કરી રાજસ તે ત્યાગ, ત્યાગનું ફળ ના લહે.
અવશ્ય, કરવા યોગ્ય, કર્મ તેથી જ જે થતું
સંગ ને ફળ ને ત્યાગી ત્યાગ સાત્વિક તે કહ્યો.

(અ. ૧૮ શ્લો. ૭-૯) ॥ ૬ ॥

ફલનો ત્યાગ એ જ ત્યાગ છે એ વાત દૃઢ કરતાં કહે છે :—

**फलत्यागस्य शक्यत्वात् कर्मणः च अशक्यत्वात् फलत्यागः ॥ ७ ॥**

**સૂત્રાર્થ—फलत्यागस्य** = ફળનો ત્યાગ **शक्यत्वात्** = શક્ય હોવાને લીધે **च** = અને **कर्मणः** = કર્મનો સ્વરૂપે ત્યાગ **अशक्यत्वात्** = અશક્ય હોવાથી **फलत्यागः एव** = ફળનો જ ત્યાગ વાસ્તવ ત્યાગ છે, કર્મનો નહીં.

**ભાષ્ય**—શક્ય હોય તે કરાય, અશક્ય નહીં. ઘરનું નિર્માણ માનવ માટે શક્ય છે, હિમાલયનું નહીં. આથી શક્ય વસ્તુ કરતો માણસ શોભે. ફળનો ત્યાગ શક્ય છે. કર્મનો ત્યાગ અશક્ય છે. આથી કર્મના ત્યાગનો વિચાર ન કર. વારંવાર આ અર્થ કહ્યો છે એટલે પુનરુક્તિ કરતાં નથી. ભગવાને કહ્યું છે કે :

"શક્ય ના દેહધારીને ત્યાગ, છે પૂર્ણ કર્મનો
જે કર્મફલનો ત્યાગી, ત્યાગી તે જ યથાર્થમાં
પ્રિય અપ્રિય ને મિશ્ર ફલ ત્રિવિધ કર્મનું—
અત્યાગી-મરતાં પામે, ત્યાગી કિન્તુ નહીં ક્યહીં."

( અ. ૧૮. શ્લો. ૧૧-૧૨ ) ॥ ૭ ॥

હવે આત્માના અસંગપણાનું પ્રતિપાદન કરી કર્તૃત્વ વગેરેના નિષેધની ભૂમિકા રચતાં કહે છે :—

**असंगः पुरुषः केवलत्वात् अहंभावाभावाच्च ॥ ८ ॥**

**સૂત્રાર્થ—असंगः** = વિકાર શૂન્ય છે **पुरुषः** = આત્મા. કેવી રીતે ? **केवलत्वात्** = એકલો, અસંકીર્ણ હોઈને. **च** = તથા **अहंभावाभावात्** = અહંભાવ આત્માના સ્વરૂપમાં ન રહેતો હોઈને.

**ભાષ્ય**—કર્મમાત્રને સિદ્ધ કરે છે અધિષ્ઠાન વગેરે પાંચ કારણો. સહિયારું કર્તૃત્વ હોય તો એકલા આત્માને જ કર્મનો સંબંધ ન્યાયી ન ગણાય. આત્મા કેવલ હોઇ ને, તેને સ્વપ્ને પણ સંગ ન સંભવે. તેનો અહંકાર દુઃસંગને લીધે છે, કારણ કે સમાધિ વગેરે અવસ્થામાં તેનો અનુભવ થતો નથી અને ત્યાં પણ આત્માનું કેવળ અસ્તિત્વ જ અનુભવમાં આવે છે. આથી સ્વરૂપે અસંગ પુરુષ, લોખંડમાં પ્રવેશેલો અગ્નિ જેમ દુઃસંગને લીધે હથોડાથી ટીપાય છે તેમ, સંસારનાં દુઃખો લાવનારાં કર્મો વડે ટીપાય છે. ॥ ૮ ॥

ફલિત થતો સિદ્ધાન્ત કહે છે :

**अतः एव कर्तृत्वभोक्तृत्वाद्यभावः ॥ ९ ॥**

**સૂત્રાર્થ— अतः एव** = કારણ કે આત્મા સ્વરૂપે અસંગ અને અહંભાવ શૂન્ય છે તેથી તેને **कर्तृत्व०** = કર્તૃત્વ અને તેને પરિણામે આવતાં ભોક્તૃત્વનો પણ અભાવ જાણવો.

**ભાષ્ય**—અસંકીર્ણ આત્મા, અસંગ અને અહંભાવ શૂન્ય હોઈને, સ્વભાવે તેને કર્તૃત્વાદિ નથી. કર્તૃત્વ ને લીધે ભોક્તૃત્વ આવે. કર્તા હોય તે ભોક્તા બને જ. એટલે કર્તા ભોગને ટાળી ન શકે. આ તો કર્તા જ નથી, તેથી ભોક્તા પણ

નથી; આથી પ્રપંચથી અસ્પૃષ્ટ અને સ્વભાવે શુદ્ધ બુદ્ધ મુક્ત છે. પરમપુરુષ ભગવાને એ બધું વર્ણવ્યું છે :—

"સિદ્ધિમાં સર્વકર્મોની પાંચ આ કારણે કહ્યાં
સાંખ્ય શાસ્ત્ર વિષે પાર્થ! જાણુ તે મુજ પાસથી
કર્તા, શરીર ને તેમ ઇન્દ્રિયો ભિન્ન ભિન્ન ને
અનેક ભિન્ન ચેષ્ટાઓ એમાં દૈવ જ પાંચમું
આરંભે નર જે કર્મ કાયા વચન કે મને
ન્યાય કે ઉલટું તેથી તેમાં આ પાંચ કારણો,
આમ ત્યાં હોઈને કર્તા આત્માને ફક્ત જે જુવે
મેલો આશય હોવાથી તે નિહાળે ન દુર્મતિ
"મેં કર્યું" ભાવના જેને બુદ્ધિ ના ખરડાય જે
તે હણીનેય આ લોકો ન હણે, બદ્ધ ના બને."

(અ. ૧૮, શ્લો. ૧૩-૧૭) ॥ ૮ ॥

હવે બધા કર્મના પ્રવર્તક અને આશ્રય એવા જ્ઞાન વગેરેને તેના પેટા ભેદ સહિત સંક્ષેપમાં કહે છે !—

**ज्ञानादिसुखान्तानां त्रैविध्यं गुणभेदात् ॥ ९ ॥**

**સૂત્રાર્થ—ज्ञानादि०** જ્ઞાનથી માંડી સુખ સુધીના પદાર્થો ત્રણ પ્રકારના જાણવા. કેમ? **गुणभेदात्** = સત્વ વગેરે ગુણોના ભેદને લીધે.

**ભાષ્ય—**સર્વ કર્મોનાં આશ્રયભૂત જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ ધૃતિ અને સુખના ત્રણ પ્રકાર ભગવાને પ્રતિપાદિત કર્યા છે. તે ત્રિવિધપણું ગુણને લીધે જાણવું. ગુણભેદને લીધે જ્ઞાનથી માંડી સુખ સુધીના ભાવોમાં ભેદ પડે છે. અને તેમનાં ભેદનું જ્ઞાન, સાત્ત્વિકના ગ્રહણ અને રાજસ તામસના ત્યાગ માટે જાણવું. સાત્ત્વિકના સ્વીકારથી સત્ત્વશુદ્ધિ દ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે. પરમ દાર્શનિક ભગવાનના મનનીય વચન છે કે :—

"જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા, પ્રેરણા ત્રણ કર્મની,
કર્તા, કારણ ને કર્મ—આશ્રય ત્રણ કર્મના.
જ્ઞાન, કર્મ અને કર્તા ત્રણ ભાત તણાં જ છે:
ગુણભેદે કહ્યાં સાંખ્યે તત્ત્વથી સુણ તે વળી:
જેનાથી સર્વભૂતોમાં એક અવ્યય ભાવને,
અભિન્ન ભિન્નમાં ભાળે, જ્ઞાન તે જાણ સાત્વિક.

ભેદથી સર્વભૂતોમાં જે જ્ઞાન ભિન્ન ભાતના
અનેક જીવને ભાળે જ્ઞાન તે જાણુ રાજસ.
એક કાર્ય વિષે ચોંટ્યું પૂર્ણ પેરે; અયુક્તિક,
મિથ્યાભૂત અને તુચ્છ કહ્યું તે જ્ઞાન તામસ.
અવશ્ય કાર્ય જે કાર્ય ન રાગદ્વેષથી થતું–
વિના સંગ વિરાગીથી, કહ્યું તે કર્મ સાત્વિકઃ
બહુ આયાસથી કર્મ અહંકાર વતી વળી
થતું કામાભિલાષીથી કહ્યું તે કર્મ રાજસ.
પરિણામ અને હિંસા, ક્ષય કે શક્તિ ના ગણી
મોહથી જે થતું કર્મ જાણુ તે કર્મ તામસ.
સંગહિન; અહંશૂન્ય; ધૈર્ય-ઉત્સાહથી ભર્યો
અસિદ્ધિ સિદ્ધિમાં તુલ્ય કર્તા સાત્વિક તે કહ્યો.
રાગી, કર્મફલપ્રેમી, મેલો, હિંસક, લોલુપ
હર્ષ-શોક ભર્યો કર્તા પાર્થ! રાજસ છે કહ્યો.
અયોગી, પામર, સ્તબ્ધ, નીચ ને શઠ, આળસુ,
વિષાદી દીર્ધસૂત્રી જે કર્તા તામસ તે કહ્યો.
ધૃતિ ને બુદ્ધિનો ભેદ ગુણે ત્રિવિધ તું સુણ
ભેદે ને પૂર્ણતાથી જે કહું છું હું ધનંજય!
પ્રવૃત્તિ ને નિવૃત્તિ ને કાર્યાકાર્ય ભયાભય
બંધ ને મોક્ષ જે જાણે બુદ્ધિ તે પાર્થ! સાત્વિક.
અધર્મ ધર્મ જેનાથી અકાર્ય કાર્ય તેમ વા
ન જાણે તત્ત્વથી જેથી બુદ્ધિ તે પાર્થ! રાજસ!
અધર્મ ધર્મ જે માને તમોગુણવતી ભરી
ઉલટા સર્વ અર્થોને બુદ્ધિ તે પાર્થ! તામસી.
એકાન્ત ધૃતિ જે ધારે પ્રાણ ને મનની તથા–
ક્રિયા ઇન્દ્રિયની યોગે ધૃતિ તે પાર્થ! સાત્વિક
ધર્મ કામ અને અર્થો ફ્લાશી અતિ સંગથી
વળી જે ધૃતિથી ધારે પાર્થ! રાજસ તે ધૃતિ!
જેનાથી ભયને નિદ્રા, મદ, શોક, વિષાદ ને
દુષ્ટ બુદ્ધિ નહીં ત્યાગે પાર્થ! તામસ તે ધૃતિ!
અને વિવિધ અત્યારે સુખ સાંભળ પાર્થ! તું
રમે અભ્યાસથી જેમાં તે પાર દુઃખનો લહે
આરંભે ઝેરના જેવું અંતે જે અમૃતોપમ

આત્મ-બુદ્ધ-વિશુદ્ધિથી જન્મ્યું તે સુખ સાત્ત્વિક.
અમૃતોપમ આરંભે ઝેર શું પરિણામમાં
સુખ જે ભોગથી જન્મ્યું તે સ્મર્યું સુખ રાજસ.
આરંભે ને વળી અંતે સુખ જે આત્મમોહક
પ્રમાદે ઊંઘ આલસ્યે જન્મ્યું તે સુખ તામસ.
નથી તે સત્વ પૃથ્વી કે સ્વર્ગે વા દેવમાં વળી
મુક્ત જે હોય માયાથી પ્રકટ્યા આ ગુણત્રયે.

(અ. ૧૮ શ્લો. ૧૮–૪૦)॥ ૯ ॥

પરંતુ બ્રાહ્મણ વગેરેના સ્વભાવનું વર્ણન, ઉંચનીચના ભાવનો પ્રચાર કરતું હોઈને, અનુચિત છે.—બ્રાહ્મણ વગેરે શબ્દો જાતિવાચક નથી ગુણ-વાચક છે. મહાભાષ્યકારે કહ્યું છે કે " આ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ બધા શબ્દો ગુણ સમુદાયના વાચક છે."

આ શંકાનું સમાધાન કરતાં કહે છે :—

**ब्राह्मणादिप्रकृतिनिर्देशः न उच्चावचभावप्रस्थापनार्थः सिद्धान्तहानेः ॥१०॥**

**સૂત્રાર્થ**—**ब्राह्मणादि०:** = બ્રાહ્મણ વગેરે વર્ણના સ્વભાવનો ઉલ્લેખ **न उच्चावच०** = ઉત્તમ અને અધમપણાના ભાવના પ્રસ્થાપન માટે નથી. કેમ? કારણ કે **सिद्धान्तहानेः** = ગીતાના સિધાન્તની જ હાનિ-ત્યાગ થાય !

**ભાષ્ય**—સાચું. બ્રાહ્મણ વગેરેના સ્વભાવ અને કર્મનું વર્ણન ઉંચનીચના ભાવના પ્રખ્યાપન માટે ગીતામાં નથી કર્યું. ગુણે અને કર્મે પતિત બનેલો, જન્મે બ્રાહ્મણ હોય તોય કર્મે ચાંડાલ જ બને. અને ચાંડાલ પણ ગુણ દ્વારા બ્રાહ્મણ બને. આથી બ્રાહ્મણ વગેરે જાતિનું અભિમાન અહીં ભગવાનને ઉદ્દિષ્ટ નથી. એમ હોય તો તો જેવાં કર્મ અને જ્ઞાન તેવી જીવની ગતિ થાય છે. એવા ગીતાના સિદ્ધાન્તની હાનિ થાય. અને એ ઇષ્ટ નથી. જાતિમાં કાંઈ રાખ્યું નથી. ગુણ અને તેનાથી પ્રેરિત કર્મમાં, ઉંચી કે નીચી ગતિ આપવાનું સામર્થ્ય છે. એટલે અહીં એવો અશિષ્ટ અર્થ ન સમજવો. તો એનો આશય શો? બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય હોય કે બીજો ગમે તે હોય, તે પોતાના વર્ણમાં ભલે રહો. પોતાના વર્ણ અને આશ્રમને ઉચિત, કર્તવ્ય તરીકે પ્રાપ્ત થએલું કર્મ કરો. પરંતુ જ્યાં સુધી એ કર્મ પરમાત્માની પૂજારૂપ બનતું નથી ત્યાં સુધી સત્કર્મ હોવા છતાં પણ તે વાસ્તવ લાભ આપતું નથી. આથી વર્ણ કે કર્મનું કાંઈ મહત્વ નથી. પોતાનું કર્મ ભગવદીય છે કે નથી તે મુખ્ય છે. બ્રાહ્મણનું કર્મ પણ જો પ્રભુ પૂજારૂપ ન થાય તો તે પણ શલ્ય જેવું દુઃખદાયક બને, આથી એક વર્ણમાંથી બીજા વર્ણમાં જવું, કે પોતાનું

કર્મ છોડી બીજાનું કર્મ સ્વીકારવું એ સિદ્ધિપ્રદ નથી. ઈશ્વરના અર્ચનથી એ સિદ્ધિપ્રદ બને છે. આથી વર્ણ આશ્રમ અને કર્મનો વિવાદ ન હો, સૌ પોતપોતાનાં સ્થાને રહી પોતપોતાનાં કર્મ વિધિપૂર્વક કરતાં, તે વડે પરમાત્માનું પૂજન કરો એ છે મુખ્ય સિદ્ધાન્ત. પરમાત્માને પ્રસન્ન કરે તે કર્મ, બીજું સત્ હોય તો ય વિકર્મ–એ છે સંક્ષેપ. વિચક્ષણ ભગવાને એ જ કહ્યું છે કે :—

વિપ્ર, ક્ષત્રિય, વૈશ્યોને વળી શૂદ્ર તણાં સખે!
વિભક્ત કર્મ માયાથી પ્રકટ્યા આ ગુણત્રયે!
દમ, શૌચ, ક્ષમા; શાન્તિ, તપ, આર્જવ ને વળી
જ્ઞાન, વિજ્ઞાન ને શ્રદ્ધા વિપ્ર કર્મ સ્વભાવથી.
દક્ષતા, ધૃતિને શૌર્ય તેજ ને રણધીરતા
સત્તાશીલપણું, દાન, ક્ષત્રકર્મ સ્વભાવથી.
કૃષિ, વેપાર, ગોરક્ષા, વૈશ્ય કર્મ સ્વભાવથી.
સેવા–સ્વરૂપ છે કર્મ શુદ્રનું યે સ્વભાવથી.
પોતપોતાતણાં કર્મે લગન; સંસિદ્ધિ પામતો
સ્વકર્મેરત પામે છે યથા સિદ્ધિ તથા સુણ:
પ્રવર્તે ભૂત જેમાંથી જેનો વિસ્તાર આ બધું
અર્ચી સ્વકર્મથી તેને પામે માનવ સિદ્ધિને. ”

( અ. ૧૮. શ્લો. ૪૧–૪૬ ) ॥ ૧૦ ॥

વર્ણાન્તર કરવું પોતાનાં કર્મના તિરસ્કાર પૂર્વક પારકાનાં કર્મ કરવામાં અહમહમિકા કરવી એ શ્રેયનો માર્ગ નથી. અને શ્રેય પ્રાપ્તવ્ય છે. તેનો તો માર્ગ જ જુદો છે. તે માર્ગનો નિર્દેશ કરતાં કહે છે :—

**आत्मपूजकं कर्म नैष्कर्म्यहेतुत्वात् ॥ ११ ॥**

**સૂત્રાર્થ—आत्मपूजकं** = આત્માનું–પરમાત્માનું પૂજક કર્મ થાય. શી રીતે! **नैष्कर्म्यहेतुत्वात्** = તેવું કર્મ નિષ્કામતાનું કારણ બને છે તેથી.

**ભાષ્ય**—જ્યાં સુધી કર્મ દ્વારા હરિનું અર્ચન ન થાય, જ્યાં સુધી સર્વ પ્રાણીઓના આત્મા સ્વરૂપ જગતના નાથ કર્મથી પ્રસન્ન ન થાય, ત્યાં સુધી શ્રેય ન જ થાય. આથી કર્મમાત્ર પ્રભુપૂજામાં પુષ્પરૂપ બનવું ઘટે. અને પરમાત્માની પ્રસન્નતા સંપાદિત કરનારું થવું ઘટે. પ્રસન્ન થએલ પરમાત્મા તેના પૂજકનું શ્રેય કરે. અને શ્રેય એટલે નૈષ્કર્મ્યની પ્રાપ્તિ. નૈષ્કર્મ્યનું તો પહેલાં વ્યાખ્યાન કર્યું જ છે. આથી નૈષ્કર્મ્ય કે જેનું બીજું નામ શ્રેય છે તેનાં કારણ રૂપ બધું કર્મ આત્મપૂજક બનવું જોઈએ. ભગવાને કહ્યું છે કે :—

સ્વધર્મ દુષ્કરે સારો સુકૃત પરધર્મથી
સ્વભાવે નિયમ્યું કર્મ કરતો પાપ ના લહે;
સદોષ તો ય ના કર્મ સહજ ત્યાગવું સખે!
ધૂમ્રથી અગ્નિ શાં ઘેર્યાં દોષથી કર્મ માત્ર છે.
કર્મમાત્રે અસકતાત્મા સંયમી નર નિઃસ્પૃહી
સિદ્ધિ નૈષ્કર્મ્યની શ્રેષ્ઠ ત્યાગથી મેળવી શકે.

( અ. ૧૮ શ્લો. ૪૭–૪૯ ) ॥ ૧૧ ॥

પરંતુ તેવા નૈષ્કર્મ્યની પ્રાપ્તિ શી રીતે થાય ?—કહે છે :—

**નૈષ્કર્મ્યલાભઃ સાધનયોગાત્** ॥ ૧૨ ॥

**સૂત્રાર્થ—નૈષ્કર્મ્યલાભઃ** = નૈષ્કર્મ્યની અકર્મત્વની પ્રાપ્તિ **સાધન-યોગાત્** = સાધન સંપત્તિથી થાય છે.

**ભાષ્ય**—નૈષ્કર્મ્ય સિદ્ધિ એ આળસની સ્થિતિ નથી. તે કાંઈ જડ અવસ્થા નથી. અતિ તેજમાં કે અતિશય અંધારામાં પદાર્થ દેખાતો નથી તેથી કાંઈ તેજ અને તિમિર એકરૂપ-અવિશિષ્ટ બની જતાં નથી. કર્મ હોવા છતાં નૈષ્કર્મ્યને લીધે તે અકર્મ બને છે. તે સ્થિતિ સાધનથી સિદ્ધ થઈ શકે. સાધનાનો ઉલ્લેખ ભગવાને જ કર્યો છે. આ રહ્યા તે શ્લોકોઃ—

" જાણ મારી કને જેમ પામતો બ્રહ્મને તથા
ટૂંકમાં જ સખે ! જે છે નિષ્ઠા જ્ઞાનતણી પરા.
વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત, ધૈર્યથી મનને ધરી,
શબ્દાદિ વિષયો ત્યાગી, રાગદ્વેષ ફના કરી,
એકાન્તપ્રિય, અલ્પાશી, વશ વાક્–કાય–માનસ,
ધ્યાનયોગે સદા નિષ્ઠ દૃઢ વૈરાગ્ય–આશ્રયી.
અહંતા–બલ ને દર્પ, કામ,–ક્રોધ, પરિગ્રહ–
તજી, નિર્મમ ને શાંત, ઈશ દર્શન યોગ્ય છે.
થયો બ્રહ્મ પ્રસન્નાત્મા, ન શોચે, નવ ઇચ્છતો
સર્વભૂતે સમ, દ્રષ્ટા, મુજ ભક્તિ પરા લહે."

( અ. ૧૭. શ્લો. ૫૮–૫૪ ) ॥ ૧૨ ॥

" મુજ ભક્તિ પરા લહે " એમ કહ્યું. જ્ઞાનની જ પરમ સીમા તે ભક્તિ અને ભક્તિની જ પરમ સીમા તે જ્ઞાન. એમ તેમની વચ્ચે વાસ્તવિક એકતા હોવા છતાં એકબીજા ઉપર તેમનું ઉપકારત્વ કહે છેઃ—

**ज्ञानभक्त्योः इतरेतरपोषकत्वं अनुभवात् ॥ १२ ॥**

**सूत्रार्थ—ज्ञान०** = જ્ઞાન અને ભકિત. **इतरे०** = પરસ્પરનાં પોષક છે. કેવી રીતે ? **अनुभवात्** = અનુભવે એ જણાય છે.

**ભાષ્ય**—ખરેખર જ્ઞાન અને ભકિત વચ્ચે સ્હેજે ભેદ નથી. પરમાત્માને લગતું મહિમાપૂર્ણ જ્ઞાન જ–દ્રવીભૂત થતાં, સુન્દર વર્તનરૂપે પ્રકટીને ભકિત બને છે. પરમાત્માને લગતી ભકિત જ ઘનસ્વરૂપ થાય ત્યારે સર્વત્ર આત્માને દર્શાવતું જ્ઞાન બને છે.

ભકિત જ્ઞાનથી અને જ્ઞાન ભક્તિથી પરિપુષ્ટ થાય છે. અન્યોન્ય એ પુષ્ટિ હિતકર છે. અને આ અનુભવ દશાએ જ જાણી શકાય છે. એટલે આ બાબતમાં અનુભવ જ ગુરુ છે. ભગવાનનું ગૂઢ દર્શન છે કેઃ—

"જે અને જેવડો હું છું તત્ત્વે, તે ભક્તિથી લહે,
તેથી જાણી મને તત્ત્વે પ્રવેશે મુજમાં પછી"

(અ. ૧૮ શ્લો. ૫૫) ॥૧૩॥

**तल्लाभः प्रपत्तेः साधनत्वात् ॥ १४ ॥**

**सूत्रार्थ—तल्लाभः**=તે જ્ઞાન અને ભક્તિની પ્રાપ્તિ **प्रपत्तेः** = શરણાગતિથી થાય છે. કેવી રીતે ? **साधनत्वात्** = ઉપાય હોવાને લીધે.

**ભાષ્ય**—ભગવાનને શરણે જવું એ જ્ઞાન અને ભક્તિની પ્રાપ્તિ માટે શ્રેષ્ઠ કારણ છે. જે અહંકારને છોડી, બધાં કર્મો કરી ભગવાનને ચરણે સમર્પિત કરતો, ઇશ્વરને જ શરણુ માનતો, તેના જ ચરણના શરણમાં ભગવાનના પ્રસાદથી જાય છે; તે જ્ઞાન, ભકિત, પરા શાન્તિ અને શાશ્વત સ્થાન પ્રાપ્તિ કરે છે; બીજો નહીં. ભગવાને કહ્યું છે કે :—

કરતો સર્વકર્મોને છતાં જે મુજ આશ્રયી
પ્રસાદે મુજ પામે છે સ્થાન શાશ્વત અવ્યય
સૌ કર્મ ભાવથી અર્પી મને ને મત્પરાયણ
બુદ્ધિયોગે લળી પાર્થ ! મન્મના તું સદા થજે !
મન્મના તું, બધાં પાપો મત્પ્રસાદે તરી જશે.
કિન્તુ ના જો અહંકારે સુણશે તો ટળી જશે.
અહંકારે ઢળી જે તું 'ન લડું' એમ માનતો
વ્યર્થ એ માન્યતા તારી તને માયા નિયોજશે.

જન્મ્યાં સ્વભાવથી, પાર્થ ! બંધાયો નિજકર્મથી,
ન ઇચ્છે કરવા મોહે જે તું તે કરશે બલાત્
સર્વ ભૂતતણાં હૈયે ઈશ ઉભા ભમાવતા
માયાથી દેહના યંત્રે આરૂઢ સર્વ ભૂતને
તેને જ શરણે જા ને સર્વ ભાવથકી સખે!
તત્પ્રસાદે પરા શાન્તિ, સ્થાન અવ્યય પામશે.”

(અ. ૧૮ શ્લો. ૫૬ ) ॥ ૧૪ ॥

ભગવાનની શરણાગતિ એ જ ગુહ્યતમ કર્મયોગનું જ્ઞાન છે એમ દૃઢ કરતાં કહે છે :—

**तत् हि परमरहस्यं हिततमत्वात् जीवप्रियतमत्वाद् ईशस्य च ॥१५॥**

**સૂત્રાર્થ—तत्** = શરણાગતિ **हि** = જ **परमरहस्यं** = ગુહ્યતમ, કર્મયોગનાં અંગભૂત જ્ઞાનનો શ્રેષ્ઠ સાર છે. કેમ ? **हिततमत्वात्**=સૌથી વધારે કલ્યાણકારી હોઈ ને **च** = તથા **ईशस्य** = ભગવાન–પરમેશ્વર **जीवप्रियतमत्वात्** = આત્માને ઇષ્ટિતમ હોવાને લીધે.

**ભાષ્ય**—ભગવાનને સર્વભાવે શરણે જવું એ જ કર્મયોગના અંગભૂત ગુહ્યતમ જ્ઞાનનો શ્રેષ્ઠ રસ છે. કેમ? ભગવાને જ તેને હિતતમ તરીકે કહ્યું છે. અને વળી સૌ જીવો ભગવાનને અતિપ્રિય છે. એ પ્રિયતમ જીવોનું હિતતમ કહેતા ભગવાન પ્રપત્તિને શ્રેષ્ઠ માને છે. આથી પ્રપત્તિ જ રહસ્ય છે. તે જ પ્રમાણે સૌ જીવના વત્સલ ભગવાનનું સર્વગુહ્યતમ પરમ હિતતમ વચન છે :–

“ મારામાં મન હો તારું પૂજા–ભક્તિ–નમસ્ક્રિયા
મને જ પામશે સાચે કહું તું છે મુજ પ્રિય!
સર્વ ધર્મો તજી લે તું શરણું મુજ એકનું
હું તને સર્વ પાપોથી છોડાવું, શોચતો રખે!”

( અ. ૧૮. શ્લો. ૬૫–૬૬ )

આથી તેવો જન શરણ તરીકે પ્રાપ્ત થએલા, વિધિનિષેધ રૂપ સૌ ધર્મોને શરણ તરીકે ન સ્વીકારી, આ કર્મો કે ધર્મથી મારું શ્રેય થશે કે અશ્રેય થશે એવી શરણ બુદ્ધિને છોડી, તન્મય, તદ્ભક્ત, તત્પૂજક, તત્અનુગામી બની, તેનું જ શરણ લઈ, સર્વ કર્મ કરતો, નિર્મમ અને નિરહંકારી બની વર્તે છે. ॥ ૧૫ ॥

શરણાગતિનું રહસ્ય વિશદ કરતાં કહે છે :—

**शोकाभावः आत्मज्ञानात् श्रुतेः ॥ १६ ॥**

**સૂત્રાર્થ—शोकाभावः** = સંતાપનો અભાવ. **आत्मज्ञानात्** = ઈશ્વરે આપેલા આત્મજ્ઞાનથી થાય છે. **श्रुतेः** = શ્રુતિવચન છે તેથી.

**ભાષ્ય**—" આત્મજ્ઞાની શોકને તરી જાય છે." એવું શ્રુતિ વચન છે. આત્માનું જ્ઞાન, ઈશ્વરની અનુકંપાથી જ થાય છે. તેની અનુકંપા પ્રપત્તિથી પ્રાપ્ય છે. આથી શરણે ગએલો જીવ પરમાત્માની કૃપાથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે. એથી શોકની હંમેશની નિવૃત્તિ થાય છે. આમ ભગવાન જ શોકમાંથી મુક્ત કરે છે. આથી સર્વભાવે શરણે જવું. " હું તને સર્વ પાપોથી છોડવું; શોચતો રખે!" એવું ભગવાનનું વચન છે. ॥ ૧૬ ॥

ગીતા શાસ્ત્ર સમાપ્ત થયું. તેની સંપ્રદાય વિધિનું રહસ્ય કહે છે :—

**अधिकारनिर्देशः तद्विहीनानां अनुपकारकत्वात् ॥ १७॥**

**સૂત્રાર્થ—अधिकार०** = અધિકારનો નિર્દેશ ભગવાને કર્યો છે. શા માટે? **तद्विहीनानां** = એ અધિકાર વિનાનાને **अनुपकारकत्वात्** = ઉપકારક ન હોવાને લીધે.

**ભાષ્ય**—આત્મજ્ઞાન અધિકારની અપેક્ષા રાખે છે. અને એ અધિકાર તે વિવેક વગેરેનો. જેની પાસે એ નથી તેને બ્રહ્મવિદ્યા આપો તો ય તે ન ફળે. એટલું જ નહીં, તેનું અહિત પણ કરે. ભગવાનનું વચન છે કે :—

" તપો રહિત, ભક્તિથી શૂન્ય, નિન્દક ને વળી,
ન જે સાંભળવા ઇચ્છે, વદવું આ ન તેમને.
મુજ ભક્તો મહીં આ જે કહે પરમ ગુહ્યને
મારી ભક્તિ પરા પામી પામે તે મુજને નકી!
માનવે નવ તેનાથી પ્રિયકારી થશે મુજ
તેનાથી નવ કો બીજો અહીં પ્યારો હશે મને!
આપણા બે તણો જે કો ધર્મ્ય સંવાદ આ સુણે
તેનાથી જ્ઞાનના યજ્ઞે પૂજાયો હું ગણું મને!
અસૂયા શૂન્ય, શ્રદ્ધાળુ, જે વળી સાંભળે જન
તે ય છૂટયો પળે લોકે પુણ્યકારી તણા સુણ."

( અ. ૧૮ શ્લો. ૬૭–૭૧ ) ॥ ૧૭ ॥

હવે ભગવનના પ્રશ્નનું રહસ્ય સ્પષ્ટ કરતાં કહે છે :—

**शिष्यज्ञानपरीक्षार्थं भगवत्प्रश्नः श्रवणविधिप्रदर्शनार्थं च ॥१८॥**

**સૂત્રાર્થ—भगवत्प्रश्नः** = ભગવાને કરેલો પ્રશ્ન **शिष्य०** = વિદ્યાર્થીના જ્ઞાન કે અજ્ઞાનની પરીક્ષા માટે જાણવો. **च** = તથા **श्रवण०** = સાંભળવાની વિધિને દર્શાવવા માટે જાણવો.

**ભાષ્ય**—" પાર્થ ! શું એક ચિત્તે તેં સાંભળ્યું આ કહ્યું મુજ ?
અજ્ઞાનભ્રમ શું તારો નાશ પામ્યો ધનંજય ?"
( અ. ૧૮ શ્લો. ૭૨ )

—ભગવાનનો આ પ્રશ્ન તો, અર્જુને કલ્યાણમય આત્માનું શિક્ષણ ગ્રહણ કર્યું કે નહીં—એની પરીક્ષા માટે જાણવો. યોગ્ય રીતે જો સાંભળ્યું હોય, તો અજ્ઞાનનો ભ્રમ ચોક્કસ નાશ પામે જ. અને જો બરોબર ન સાંભળ્યું હોય તો મોહ તેમનો તેમ જ રહે. અને વળી પ્રશ્નમાં શ્રવણવિધિને પણ બતાવેલી જાણવી—એકાગ્ર ચિત્તે શ્રવણ કરવું, ભમતા વ્યગ્ર મનથી નહીં, એ છે શ્રવણનો વિધિ ॥૧૮॥

તો હવે અર્જુનના જવાબનું રહસ્ય શું છે ? બતાવે છે :—

**फलनिर्देशात् प्रतिवचनं माहात्म्यसूचकम् ॥ १९ ॥**

**સૂત્રાર્થ—फलनिर्देशात्** = આત્મજ્ઞાનનું જે ફળ તેના વર્ણન દ્વારા આપેલો **प्रतिवचनं** = અર્જુનનો જવાબ **माहात्म्यसूचकं** = ગીતા શાસ્ત્રની મહત્તાનો સૂચક જાણવો.

**ભાષ્ય**—આત્મજ્ઞાનનું ફળ છે મોહનો નાશ, સમ્યક્‌જ્ઞાનથી મળતી સ્મૃતિની પ્રાપ્તિ, સંશયની નિવૃત્તિ, ભગવાનની આજ્ઞાનું પાલન, અને ભગવાનની જ કૃપાથી તેની પ્રાપ્તિ—આ જાતનો સહૃદય સ્વીકાર. આ સંપૂર્ણ ફળનો નિર્દેશ અર્જુનના જવાબમાં દેખાય છે. આથી ફલનો નિર્દેશ કરતો અર્જુનનો જવાબ ગીતા શાસ્ત્રના માહાત્મ્યને પ્રકટ કરે છે. ભગવાને પરમપ્રેમથી કહેલું શોક, મોહ, સંતાપને શાન્ત કરનારું ગીતાશાસ્ત્ર મોહનો નાશ કરે, સ્મૃતિ જન્માવે, પરમાત્માને પ્રસાદાભિમુખ કરે, સંશયનો નાશ કરે, એ સ્વરૂપમાં અવસ્થાન કરાવે. અર્જુનનું વચન છે કે :—

" મર્યો મોહ; મળ્યું જ્ઞાન, પ્રસાદે તુજ અચ્યુત !
ઉભો છું ગતસન્દેહ; કરીશ તુજ વેણ હું "
( અ. ૧૮ શ્લો. ૭૩. ) ॥ ૧૯ ॥

ઉપસંહાર કરતાં કહે છે :—

**जयपराजययोः निर्णयमुखेनोपसंहारः ॥ २० ॥**

**સૂત્રાર્થ—जय०** = ઉન્નતિ અને અવનતિના **निर्णयमुखेन** = નિર્ણયદ્વારા **उपसंहारः** = ગીતાશાસ્ત્રનો ઉપસંહાર—સમાપ્તિ કરે છે.

**ભાષ્ય**—ભગવાનનું કહેલું ગીતાશાસ્ત્ર સમાપ્ત થયું. કથાનો સંબંધ બતાવવા માટે સંજયનાં કેટલાંક વચનો છે. અને અંતે સંજય ધૃતરાષ્ટ્રને જય અને પરાજયની બાબતમાં પોતાનો નિર્ણય કહે છે. આ નિર્ણય દ્વારા, ધર્મથી જય અને અધર્મથી પરાજય થાય છે એવું સૂચવ્યું છે. ઉપસંહારનો શ્લોક છે કે :—

"જ્યાં છે યોગેશ્વર કૃષ્ણ! જ્યાં છે પાર્થ ધનુર્ધર!
રાજ્યશ્રી, જય, ભૂતિ, ત્યાં મન્મતે ન્યાય નિશ્ચલ!"

(અ. ૧૮ શ્લો. ૭૮) ॥ ૨૦ ॥

---

## ॥ इति संन्यासमोक्षयोगः ॥

### ॥ अथ उपसंहाराध्यायः ॥

ગીતામાં કહેલા અર્થને દૃઢ કરવા, અને સમગ્ર ગીતા શાસ્ત્રના સારનું ઉદ્ધરણ કરવા ભગવતી ગીતાનો હવે ઉપસંહારનો અધ્યાય શરૂ કરીએ છીએ. ગીતા ઉપનિષદ્ છે એમ સિદ્ધ કરતુ તેનું આ પહેલું સૂત્ર છે:—

**गीतोपनिषद् मोहमारकत्वात् ॥ १ ॥**

**સૂત્રાર્થ—गीता**=ભગવતી ગીતા **उपनिषद्**=આત્મવિદ્યા છે એમ જાણવું. કેવી રીતે? **मोहमारकत्वात्**=વિપર્યનો નાશ કરે છે માટે.

**ભાષ્ય**—ગીતાને ઉપનિષદ્ વિદ્યા જ જાણવી. કારણ કે ઉપનિષદ્ અને ગીતાનું પ્રયોજન એક છે. ઉપનિષદ્ વિદ્યાનું જે પ્રયોજન છે તે જ આ ભગવતી ગીતાનું પણ છે. આત્મવિદ્યા આપીને મોહરૂપી અવિદ્યાનો નાશ કરવો એ છે ઉપનિષદ્‌નું પ્રયોજન. અહીં પણ એ જ જણાતું હોઈને ગીતાનું ઉપનિષદ્‌પણું નિશ્ચિત થાય છે ॥ ૧ ॥

પરંતુ શોકમાંથી ગીતા ઉત્પન્ન થઈ છે. તો શોકનું મૂળ શું? કહે છે :—

**शोकः मोहात् ॥ २ ॥**

**સૂત્રાર્થ—शोकः** = પ્રિયના વિયોગથી ઉત્પન્ન થતો મનઃતાપ **मोहात्** = અવિવેકને લીધે થાય છે.

**ભાષ્ય**—શોક એટલે સંતાપ. એ પ્રિય વિયોગમાંથી જન્મે. શોક પણ મોહમાંથી જન્મે. મોહ સિવાય શોકનું કશું કારણ નથી. પરસ્પરથી ભિન્ન એવા આત્મા અને અનાત્માનું એકબીજા પર આરોપણ મોહને લીધે જ થાય છે. આત્મા છે સૌનું સ્વરૂપ. અને આત્માનો આત્મા સાથે હમેશાં યોગ હોઈને, અને

તે આત્મા સુખરૂપ હોઈને, મોહને માટે અવકાશ જ નથી. દેહ વગેરેનો હમેશાં સંયોગ શક્ય જ નથી. એમનો સ્વભાવ જ વિનાશી છે. આથી જે સ્વરૂપ જ નથી એવા તેમનાં વિયોગનો શોક કરવો જ યોગ્ય નથી. છતાં જો શોક હોય જ તો તે મોહમૂલક જ છે. તેથી મોહમાંથી જ શોકની ઉત્પત્તિ છે. ॥ ૨ ॥

પરંતુ શોકની નિવૃત્તિ કેવી રીતે થાય ? કહે છે :—

**मोहविच्छित्तिः आत्मज्ञानात् श्रुतेः ॥ ३ ॥**

**સૂત્રાર્થ—मोहविच्छित्तिः** = અવિવેકનું મારણ **आत्मज्ञानात्** = આત્માને જાણવાથી થાય છે. **श्रुतेः** = એવું શ્રુતિવચન છે.

**ભાષ્ય**—મોહનો નાશ આત્મજ્ઞાનથી જ થાય. આત્મજ્ઞાન સિવાય તેને દૂર કરવાનો બીજો કોઈ ઉપાય નથી. શ્રુતિનું ય વચન છે કે:— "તેને (આત્માને) જાણીને જ મૃત્યુની પેલે પાર થઈ શકાય છે, બીજો કોઈ રસ્તો મૃત્યુથી પાર જવાને નથી." બીજાં ઉપનિષદ્ વાક્યોનું અહીં જાતે જ અનુસંધાન કરી લેવું વિસ્તારના ભયે અહીં એમનું અવતરણ કર્યું નથી. ॥ ૩ ॥

પરંતુ આત્માનું જ્ઞાન થાય કેવી રીતે ?—કહે છે:—

**आत्मदर्शनयोग्यता योगात् ॥ ४ ॥**

**સૂત્રાર્થ—आत्मदर्शनयोग्यता** = આત્મા = સૂક્ષ્મતમ એવા સ્વરૂપના દર્શનની યોગ્યતા **योगात्** = સમાધિ રૂપી લક્ષણવાળા યોગથી આવે છે.

**ભાષ્ય**—આત્મા વડે જ આત્માનું દર્શન થાય. તેને માટેની યોગ્યતા યોગથી આવે. યોગનો અહીં સમાધિ અર્થ સમજવો. કારણકે તે બધા જ યોગોમાં ઓતપ્રોત છે અને સૌ યોગનો એ આધાર છે. આથી યોગથી આત્મદર્શનની યોગ્યતા આવે છે. ॥ ૪ ॥

પરંતુ ગીતામાં યોગ શબ્દ ઘણાં અર્થોમાં વપરાયો છે. તો યોગશબ્દ દ્વારા સમાધિનો જ અર્થ શા માટે લેવો. કહે છે :—

**एकत्वेऽपि वैविध्यं रुचिभेदात् प्रकृति वैचित्र्यात्, दृष्टिभूमिकाभेदाच्च ॥५॥**

**સૂત્રાર્થ—एकत्वेऽपि** = યોગ એકરૂપ હોવા છતાં **वैविध्यं** = વિવિધતા જાણવી. કેવી રીતે ? **रुचिभेदात्** = વ્યક્તિએ વ્યક્તિએ રુચિ જૂદી જૂદી હોવાથી. **प्रकृति०** = સ્વભાવની વિચિત્રતાને લીધે **च** = તથા **दृष्टि०** = દર્શનની ભૂમિકા પણ જુદી હોવાથી.

**ભાષ્ય**—યોગ તો એક જ છે કારણ કે ગીતામાં કહેલા બધા યોગોમાં તેનું તત્ત્વ સમાન છે. છતાં પણ આ જ્ઞાનયોગ, આ ભક્તિયોગ, આ કર્મયોગ એવો ભેદ, રુચિના ભેદને લીધે છે. આ બધા યોગમાં સમાધિ જેનું બીજું નામ છે એવો, સાત્ત્વિક ચિત્તની એકાગ્રતા રૂપી યોગ, ભૂતોમાં આકાશની માફક, વ્યાપેલો જાણવો. કારણ કે તેની અસ્તિમાં તેમની અસ્તિ છે અને તેના અભાવમાં તેમનો અભાવ છે. આથી યોગ એક જ છે. દરેક વ્યક્તિની રુચિ ભિન્ન હોય છે—એ તો પ્રસિદ્ધ છે. આથી જ્ઞાનયોગી બુદ્ધિપ્રધાન હોય, ભક્ત હૃદયપ્રધાન હોય, અને ભગવાન કર્મ યોગી વિવેકની સીમા પર પહોંચેલો હોય. પણ રુચિ ભિન્ન હોવાથી, તત્ત્વમાં ભેદ પડે છે એવો તર્ક ન કરવો. અને વળી લોકોના સ્વભાવમાં પણ ત્રણગુણના સંમિશ્રણમાંથી જન્મતી, વિચિત્રતા હોય છે. અને સ્વભાવની સામે પ્રશ્ન કરી શકાતો નથી. અને વળી દર્શનના ભેદથી પણ યોગનો ભેદ થાય. અવસ્થાના ભેદને લીધે પણ યોગમાં ભેદ થાય. આથી અનુભવમાં પરાયણ ડાહ્યા માણસે યોગની બાબતમાં અતિ વિવાદ ન કરવો ઘટે. ત્રિકોણમાં એકાદ ખૂણો પણ ઓછો હોય તો તે ત્રિકોણ આકૃતિ બનાવી શકાતી નથી. આથી યોગ એક હોવા છતાં પણ તેમાં રહેલી વિવિધતા શોભાપ્રદ છે. ॥ ૫ ॥

તો ગીતાના હાર્દસમો અંતિમ નિર્ણય શો છે ? કહે છે :—

**आत्मज्ञानमूलकः भक्तिप्रधानः निष्कामकर्मयोगः निष्कर्षात्** ॥ ६ ॥

**સૂત્રાર્થ**—**आत्मज्ञानमूलकः** = આત્મજ્ઞાનરૂપી મૂળવાળો **भक्तिप्रधानः** = પ્રેમ જેમાં મુખ્ય છે એવો **निष्कामकर्मयोगः** = નિષ્કામ ભાવે કર્તવ્યકર્મ કરવા રૂપી યોગ એ જ ગીતાનું હાર્દ છે. કેમ ? **निष्कर्षात्** = સમગ્ર ગીતા શાસ્ત્રનો એ નીચોડ છે.

**ભાષ્ય**—આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિભાવથી ભીંજાએલો, ફળના અનુસંધાન વિનાનો, કર્મયોગ ભગવતી ગીતાનું રહસ્ય છે. માનવ, માથું હાથપગ અને હૃદયવાળો છે. મસ્તકમાંથી જ્ઞાન યોગ, હૃદયથી ભક્તિયોગ, અને હાથ પગથી કર્મયોગ નીકળે છે. માથું, હૃદય અને હાથપગમાં પરસ્પર વિરોધ નથી, પણ જીવન ક્રિયાનો સાધક અવિરોધ છે. આથી પણ નિશ્ચય થઈ શકે છે કે આત્મજ્ઞાનપૂર્વક, ભક્તિપ્રધાન, કર્મયોગ એ ગીતાનો સાર છે. ॥ ૬ ॥

પરંતુ આત્માના જ્ઞાન પછી, કર્મનું પ્રયોજન ન રહેતું હોવાથી, તેનો ત્યાગ જ આવે, તેમનું કરણ નહીં. આથી કર્મસંન્યાસ જ સ્વાભાવિક છે. એ શંકાને દૂર કરતાં કહે છે :—

**ऊर्ध्वमपि कर्मयोगः साहजिकत्वात् सृष्टिरहस्यत्वाच्च** ॥ ७ ॥

**સૂત્રાર્થ—ऊर्ध्वमपि**=આત્માના જ્ઞાન પછી પણ **कर्मयोगः**=કર્મયોગ જ સ્વાભાવિક છે. કર્મનો ત્યાગ નહીં. કેમ ? **साहजिकत्वात्**=સ્વાભાવિક હોવાને લીધે **च**=અને તે **सृष्टिरहस्यत्वात्**=સૃષ્ટિનું એક માત્ર રહસ્ય હોવાને લીધે.

**ભાષ્ય**—સાચું આત્મજ્ઞાન બાદ સ્વાર્થ રહેતો નથી. આથી કર્મનું સ્વાર્થે કશું પ્રયોજન નથી. છતાં કર્મ કરવું જોઈએ. કર્મ કરવાં એ જ સ્વાભાવિક છે. કારણ કે પ્રકૃતિના ક્ષેત્રમાં નિષ્ક્રિયતા અશક્ય છે. દેહધારી પ્રકૃતિને પરવશ હોઈને, બલાત્કાર પૂર્વક તેને કર્મ કરવામાંથી અટકાવી શકાતો નથી. આથી આત્મજ્ઞાનીએ પણ પ્રકૃતિ સાથે સંવાદ સાધવો જોઈએ; વિસંવાદ નહીં. વિસંવાદ કરે તો તે પ્રાજ્ઞપણું દર્શાવતો નથી. અને વળી કર્મયોગ સૃષ્ટિનું રહસ્ય છે. સમગ્ર સૃષ્ટિ પરોપકાર પરાયણ છે. મનુષ્ય જ એકલો સ્વાર્થમાં ડૂબેલો છે. જડ સૃષ્ટિ પણ જો પરોપકારે વર્તે તો ચેતન અને વિવેકી માનવનું તો કહેવું જ શું ? આથી આત્મજ્ઞાનીએ પણ કર્મયોગ જ આચરવો જોઈએ. આનો વિસ્તાર તો અનેકવાર કર્યો જ છે. આથી કર્મયોગ જ શ્રેયસ્કર છે. ॥ ૭ ॥

તેમાંથી ફળતો અર્થ કહે છે :—

**सेवायां विनियोगः सर्वस्वस्य शेषसृष्टिवत् ॥ ८ ॥**

**સૂત્રાર્થ**—આત્મજ્ઞાનીએ **सेवायां** = વિશ્વરૂપ પરમાત્માની સેવામાં **विनियोगः** = ઉપયોગ **सर्वस्वस्य** = પોતાના દેહ વગેરે બધા પદાર્થોનો (ઉપયોગ) કરવો. **शेषसृष्टिवत्** = બાકીની સૃષ્ટિની માફક.

**ભાષ્ય**–જે આત્માને જુવે છે તેણે પોતાના દેહાદિ સમસ્ત સાધનોનો, સ્વરૂપભૂત વિશ્વની = પરમાત્માની સેવામાં ઉપયોગ કરવો. જ્ઞાનીને માટે ચોરીના પ્રાયશ્ચિત્ત રૂપી સેવા સ્વાભાવિક બને. જેમ બાકીની સૃષ્ટિ સેવા પરાયણ છે, તેમ જ્ઞાની મનુષ્યે પણ કરવું ઘટે. ॥ ૮ ॥

સેવાનું ફળ કહે છે :—

**ततः आत्मनिष्ठा ॥ ९ ॥**

**સૂત્રાર્થ—ततः** = જ્ઞાનપૂર્વક, ચોરીના પ્રાયશ્ચિત રૂપી સેવાથી **आत्मनिष्ठा** = સ્વરૂપભૂત આત્મામાં સ્થિતિ થાય.

**ભાષ્ય**—સેવા પરાયણ જીવ આત્મનિષ્ઠ બને અને સ્વરૂપમાં સ્થિતિ તો ઇચ્છવા જેવી. અને તે સેવાથી મળે. સેવાથી પ્રસન્ન થએલ ભગવાન આત્મનિષ્ઠા આપે. આત્મનિષ્ઠા એ સેવાનું ઇનામ છે. ॥ ૯ ॥

સમગ્ર શાસ્ત્રનો ઉપસંહાર કરતાં કહે છે :

प्राप्तिः त्यागात्-प्राप्तिः त्यागात् ॥ १० ॥

**સૂત્રાર્થ**—દ્વિરુક્તિ શાસ્ત્રની સમાપ્તિ સૂચવે છે. **પ્રાપ્તિઃ** = પરમાત્મ સ્વરૂપે આત્માની પ્રાપ્ત **ત્યાગાત્** = દેહથી માંડી બુદ્ધિ સુધીના આત્માનું અનાસક્ત ભાવે વિશ્વરૂપ પરમેશ્વરની સેવામાં, સમર્પણ કરવાથી થાય છે.

**ભાષ્ય**—ત્યાગ એ જ પ્રાપ્તિનો મંત્ર છે. અને ત્યાગનું સ્વરૂપ છે અનાસક્તિ. અને તે દેહથી માંડી બુદ્ધિ સુધીના પદાર્થોનો સ્વરૂપ આત્મામાં અધ્યાસ ન કરવા રૂપી, આત્માના સમ્યક્ જ્ઞાનથી અને તેમાં સ્થિતિથી થાય છે. જે જાતને ત્યજે તે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને પામે અને આત્માની પ્રાપ્તિ એ પ્રાપ્તની સીમા છે. "પુરુષથી બીજું કાંઈ શ્રેષ્ઠ નથી. તે કાષ્ઠા છે. તે પરમગતિ છે." એવી શ્રુતિ છે. આથી કર્મયોગ જેનું બીજું નામ છે એવો, અનાસક્તિ સ્વરૂપ ત્યાગ જ, ભગવતી ગીતાનો ન ભૂલાય એવો સનાતન ધ્વનિ છે.

## ॥ इति उपसंहाराध्यायः ॥

### ॥ हरिः ॐ तत् सत् ॥

ગીતાર્થ હરિએ ગાયો સ્વાત્મબુદ્ધિપ્રાસાદક;<br>
રહો એ હૃદયે નિત્ય, પ્રાર્થું હે નન્દનન્દન!<br>
ધરણી તળે રહો ભાષ્ય મુક્તસંગ મનોરમ<br>
દેવદેવ પ્રસાદે આ યાવચ્ચંદ્રદિવાકરૌ;<br>
સાધુઓ ભણજો સર્વે, ગૃહસ્થો સર્વ આ ભણો;<br>
બટુઓ ભણજો સર્વે, હજો સૌ કર્મ યોગીઓ.

---

॥ ॐ ॥

## ॥ स्वयमाशीस्तु सद्ग्रन्थः ॥

दृष्ट्वेदं दर्शनं पुण्यं गीताहार्दप्रकाशकम् ।
आनन्दस्य परां कोटिं कस्य नो चित्तमाव्रजेत् ॥ व ॥
सरलं तर्कशुद्धं च सभाष्यं सप्रमाणकम् ।
सानुभूतं समालोक्तं प्रतिसूत्ररसावहं ॥ न्दे ॥
स्मारकं पूर्वसूरीणां याथातथ्यप्रदर्शकम् ।
पाथेयं यत् परेप्सूनां स्वान्तःसौख्याय कल्पते ॥ कृ ॥
नूत्नशैलीनिबद्धत्वात् विद्वद्योग्यं विशेषतः ।
संक्षेपाच्छास्त्रसर्वस्वं बालानां कौतुकास्पदम् ॥ ष्णं ॥
सांगोपांगं विनाऽऽयासं पक्वं भट्टार्करश्मितः ।
आजीवनकृताभ्यासतरोर्विगलितं फलम् ॥ ज ॥
प्राप्तं को नात्र भुञ्जीत तुष्टोद्गारः स्वभावजः ।
आशीर्वादो भवेन्नूनं नूतनग्रंथनिर्मितेः ॥ ग ॥
सौरभः प्रसरत्वस्य कोणे कोणे जने जने ।
आघ्राय रसमत्ताः स्युश्चञ्चरीका मुमुक्षवः ॥ द्गु ॥
बहूना किं चिरंजीव भट्टवंशावतंस हे ।
ख्यातो भव दिगन्तेषु प्रकाशस्व ज्ञपंक्तिषु ॥ रुं ॥

प्रवीण महाल, बलसाड
२२-५-६२

रंग अवधूत

## ॐ नमो ब्रह्मणे

### ॥ जगद्गुरुराचार्यः श्री चन्द्रो विजयतेतराम् ॥

उदासीनवर्य श्री हरिप्रसादवैदिकमुनिशिष्येण नलिनभट्टेन निर्मितं गीतादर्शनं मेऽद्य दृष्टिपथमवतीर्णं, दर्शंदर्शमेतत् प्रसीदतितराञ्चेतः । पुराऽपि कश्चिद् विदधते धवलपुरराज्योच्चन्यायालयेऽधिकृतः कानुमल एम. ए. महानुभावो गीताया राष्ट्रभाषायां गीतादर्शनाभिधानं व्याख्यानम् ।

परं दर्शनान्तरनिर्विशेषं सूत्रोपनिबद्धमिदमेव गीतादर्शनं विचित्रशेमुषीजुषां विदुषां महतीं मनश्चमत्कृतिमादधते ।

अस्य विंशतिरध्यायाः । द्विशत्यष्टाविंशतिश्च सूत्राणि । तत्र मध्यवर्तिनोऽष्टादशाध्याया गीतावद्विषादयोगादिनामान एव । केवलमनुबन्धचतुष्टयप्रपंचोपसंहारनामधेयौ प्रथमान्तिमाध्यायौ भिद्येते । प्रथमे गीतादर्शनारंभं प्रतिज्ञाय गीताया उपनिषत्तां दर्शनतां, समेषां तत्राधिकृतिश्च व्यवातिष्ठिपेतद्ग्रन्थकारः ।

उपसंहाराध्याये च कृत्स्नं गीताशास्त्रार्थमुपसंहरन् शोकहेतुमोहविच्छित्तिकारणमात्मदर्शनं नान्तरेण योगं । योगश्च कर्मयोग एव स च अनासक्ततया भगवत्सेवानुष्ठानं तच्च जनताविग्रहस्य जनार्दनस्य विश्वात्मनो भगवतः सेवायां सर्वस्वविनियोगः । एष एव च आत्मप्राप्तिमन्त्रः, "प्राप्तिः त्यागात् प्राप्तिः त्यागात्" इत्यन्तिमसूत्रेण निरूपितवान् ।

दर्शनान्तरेषु सूत्रवृत्तिभाष्याणि विभिन्नकर्तृकानि दृश्यन्ते, यथा न्यायदर्शने गौतमः सूत्राणां, विश्वनाथो वृत्तेः, वात्स्यायनो भाष्यस्य। इह तु स्वयमेव निबन्धकारः सूत्राणि वृत्तिं भाष्यञ्च विदधते।

अयञ्च विशेषोऽतीव कौतुहलमुपजनयति पण्डितरूपाणां अपि च समेषां शास्त्राणां यदैदम्पर्यं श्लोकैः सप्तशत्या भगवान् सकलमानसनन्दनो नन्दनन्दनः कलाकलापसनाथस्त्रिलोकिनाथः कुंभसागरन्यायतोऽतिसंक्षिप्य प्रत्यपीपदत्। असौ तु नलिनभट्टस्तदष्टाविंशत्यधिकद्विशत्या सूत्रैरेवोपवर्णयतीति भूयसीं मोदततिमावहति विशेषज्ञानाम्।

अभिलाषो मे ग्रन्थमिमं विद्वांसोऽधीयीरन् प्रकाममध्यापयीरंश्च च्छात्रान्।

कतिपयाविपश्चिदपश्चिमाः पुनरपरे नलिनभट्टमनुकुर्वाणा नवनवं स्वप्रतिभाप्रभवं निर्मिमीरन् इति शिवम्।

महामण्लेश्वरस्वामी **गंगेश्वरानन्दः**
उदासीनो वेददर्शनाचार्यः।

## ॥ श्रीनन्दनन्दनोऽवतु ॥

अभूवन् भवन्ति भविष्यन्ति च बहवो विद्वांसो वसुन्धरायामृषिकल्पाः। तेषामनुग्रहेण, श्रीमन्निखिलशास्त्रनिष्णात हरिप्रसादवैदिकगुरुचरणानुकम्पया, कृष्णाख्यस्य भगवतोऽन्तर्यामिणः प्रसादाचार्यं श्रीनलिन-भट्ट-महोदयैः प्रस्थानत्रयी स्वतन्त्रै र्भाष्यैरवतंसिता। अद्ययावत् केनापि गुर्जरीयेण विदुषा स्वतन्त्ररीत्यैतादृशः प्रयत्नः प्रस्थानत्रयीभाष्यभूषणाय विहितो न दरीदृश्यते। एतेषां लेखनप्रभावस्तावन्निर्मलयति सहृदयपाठकानां चेतांसि, विशदयति प्रज्ञां, विमलयति हृदयं, विकचीकरोति भावनां, प्रफुल्लयति च मनः। गीतादर्शनाख्यमेतेषां सभाष्यमपूर्वं दर्शनमस्माभिः सूक्ष्मेक्षिकयेक्षितम्। नूनमेतद्दर्शनं शिवतत्रं स्वस्तिदं मनोरमं संसारभयनाशनं गीतासागरमन्थनदण्डभूतं चारुशैलीमण्डितमस्तीति निःशंकं मन्महे। लालित्यमर्थसांगत्यं शास्त्रीयत्वं माधुर्यं भावगांभीर्यञ्च वीक्ष्यास्यग्रन्थस्य स्वयमेव मे चेतः भद्रं कामयत आयुष्मतः सर्वथा। तनुतात् देवो दीर्घायुस्तुष्टिं पुष्टिं तेजः श्रत्रश्चास्यायुष्मत इति संप्रार्थ्य विरमामः।

न्यग्रोधपुरम् बलसाड
ता. ३०–७–६२

भट्टोपाह्वः भानुशंकरात्मजः
**मणिशंकर शर्मा**

## ॐ नमो भगवते वासुदेवाय।

कृष्णप्राप्तिकरं शश्वत् प्रेमानन्दफलप्रदम्।
गीतादर्शनमेतच्च तुर्ये नलिननिर्मितम्॥ १ ॥

धन्या माता पितो धन्यो धन्यं गोत्रं तु कौशिकम्।
नलिनो यत्र जातोऽयं भट्टोपाधिविभूषितः॥ २ ॥

गुरुभक्त्या च सम्प्राप्तमीशानुग्रहतोऽपि च ।
यज्ज्ञानं जनसेवार्थमात्मनः श्रेयसे शुभम् ॥ ३ ॥
प्रवाहो ज्ञानगंगायां यद्धृदि स्फुरणामगात् ।
बाल्यादारभ्य तेनेदं प्रारब्धं लेखनं शुभम् ॥ ४ ॥
संस्कृता प्राकृता ग्रन्था बहवो निर्मिताः शुभाः ।
गंगाप्रवाहः प्रस्थानत्रय्याख्यः लोकदुर्लभः ॥ ५ ॥
तस्याः साधनभाष्यैश्च गूढार्थैः सरलीकृतः ।
तत्राप्येकः प्रवाहोऽयं हृदि गुप्तः प्रकाशितः ॥ ६ ॥
हरिदत्तकृपादृष्ट्या गीतादर्शनसंज्ञकः ।
वारंवारं पठित्वाऽपि मनोऽतृप्तं पुनः पुनः ॥ ७ ॥
दिव्यदृष्टिप्रभावोऽयं मनसा निश्चितं मया ।
विद्वांसो बहवः सन्ति भारते भारता द्विजाः ॥ ८ ॥
भारती भक्तिनिष्णाता ईशानुग्रहप्लाविताः ।
संजाता न कृतो यत्नस्तैर्विना च प्रयोजनम् ॥ ९ ॥
एतस्मिन् समये ह्यस्य प्रयोजनमुपस्थितम्
प्रमाणं भगवदुक्तेः तदात्मानं सृजाम्यहम् ॥ १० ॥
गीतादर्शनमेतत्तु हृदयग्रन्थिभेदकम्
पाठेनाल्हादजनकं नेत्रोन्मीलनकारकम् ॥ ११ ॥

*　　*　　*　　*

आचार्यपदयोग्याय ह्यनेन कर्मणा, शिवम्-
पदं भगवता दत्तम् तुष्टेन ज्ञानरूपिणा ॥ १२ ॥
प्रतिभाशालिना येन लीनेन कृष्णभक्तिषु ।
दर्शितं नलिनत्वं हि संसाररामभसि तिष्ठता ॥ १३ ॥
प्रार्थये परमात्मानं प्रचुरं नन्दनन्दनम् ।
ज्ञानगंगाप्रवाहार्थमायुरस्य प्रवर्धताम् ॥ १४ ॥

विद्वज्जनकृपाकांक्षी न्यग्रोधपुरनिवासी
ज्योतिर्विदुपाह्व **विजयरामात्मजः इच्छाशंकरशर्मा**

॥ ॐ ॥

## गीता सुगीता कर्तव्या.

आचार्यश्रीनलिनभट्टप्रणीतं गीतादर्शनसाधनभाष्यं व्यलोकि । विदित्वैनां भगवतीं गीतां नावशिष्यते वेद्यान्तरमित्यसन्मतिः । प्राचीनतममहर्षीणां शैली-मनुसृत्य पावनीं, प्राध्यापक श्रीनलिनशर्मभिर्गीतादर्शनसूत्राणि प्रणायि साधनभाष्य-

